# ઉત્તરપત્રો કેમ લખવા તેનું સૂચન

'પરીક્ષા એ પ્રત્યક્ષ રાક્ષસી છે,' 'વિદ્યાર્થી આલમનું રુધિર પી એ પુષ્ટ બને છે' આવાં વાક્યો આપણે ઘણી વખત બોલીએ છીએ, સાંભળીએ છીએ અને વાંચીએ છીએ. પરીક્ષામાં નાપાસ થનાર આ પ્રમાણે બોલે એ પણ સ્વાભાવિક છે. નાપાસ થવાનાં અનેક કારણો હોય છે. તેમાં મુખ્ય કારણ ઉત્તરપત્રો કેમ લખવા એ વાતની ખબર ન હોય એ પણ હોઈ શકે. ઘણી વખત હાથમાં પ્રશ્નપત્ર આવ્યો કે તરત પહેલો જે પ્રશ્ન હોય તે લઈ કેટલાક લખવા બેસે છે. આ રીત સારી નથી.

ત્યારે સૌથી પહેલાં તો એક કામ એ કરવું કે આખો પ્રશ્નપત્ર અક્ષરશઃ વાંચી જવો. વાંચવામાં પાંચ દશ મિનિટ જાય તો ચિંતા ન કરવી. પછી એ બધા પ્રશ્નોમાં તમે કયા પ્રશ્નનો જવાબ સૌથી સરસ આપી શકો તેમ છો એ નક્કી કરવું. એ નક્કી થાય એટલે એ પ્રશ્ન ફરીથી ધ્યાનપૂર્વક વાંચી જવો. શું માગ્યું છે તે વિચારવું. અને એનો જવાબ શું આપવો તે મનમાં ગોઠવવું. જેમ વિચાર આવે તેમ લખવા માંડવાની રીતિ ખોટી છે. હવે વિચાર મનમાં ગોઠવ્યા. શું લખવું અને કયા મુદ્દા ઉપર લખવું એ નક્કી થઈ ગયું, પછી લખવાનું શરુ કરવું.

લખવાનું શરુ કરીએ તે પહેલાં ગણાતી નજીવી, પણ પરિણામે જણાતી ગંભીર વાત યાદ રાખવી. પરીક્ષક એ એક તમારા જેવો માણસ છે. એને તમારી માફક લાગણી, થાક, કંટાળો વગેરે ઉત્પન્ન થાય છે. તમને જેમ અમુક વસ્તુ ગમે છે, કે નથી ગમતી એવું થાય છે, તેમ એને વિષે પણ તમારે સમજવું. તમને પોતાને જ કોઈ ખરાબ, સ્પષ્ટ ન લખ્યું હોય એવું લખાણ વાંચવા આપે તો તમારો મિજાજ જાય છે ખરો કે? કંટાળો આવે ખરો? ગંદા, ન ઉકલે એવા અક્ષરોવાળાં, ઉતાવળમાં બલાડાં ચીતરેલાં હોય તેવાં, ડાઘા-કુથીવાળાં, અનેક કાગળીઆં તમારે વાંચવાનાં જ હોય તો તમારી શું સ્થિતિ થાય? તમે ચીઢાવ ખરા કે? તો પછી સામા માણસ ઉપર પણ એ જ અસર થાય એમાં નવાઈ છે? માટે આટલું ધ્યાનમાં રાખો કે જે લખો તેઃ

સ્પષ્ટ અક્ષરોમાં લખો.

શબ્દો છૂટા પાડી લખો.

સ્વચ્છતાની છાપ સામા ઉપર પાડો.

દરેક મુખ્ય વિચારની જુદી જુદી કંડિકા લખો.

આ પ્રમાણે બાહ્યરૂપ સુંદર હશે તો સર્વ કોઈ પરીક્ષક તમારા લખાણ તરફ આકર્ષાશે. જો આકર્ષાશે તો ધ્યાનપૂર્વક તમે લખ્યું છે તે વાંચશે, નહિ તો પરીક્ષક અધીરો બની, મિજાજ ગુમાવી, તમારા ઉપર રોષ કરી, કેટલાય માર્કસ કાપી લેશે એનું શું કહેવાય?

આમ બાહ્ય સ્વરૂપ ઉપર ધ્યાન આપ્યા પછી ઉત્તરમાં તમે શું લખો છો તેનો વિચાર કરો. દરેક શબ્દનો ઉપયોગ સમજીને કરવો. જે શબ્દનો અર્થ તમને ખબર ન હોય તે શબ્દનો ઉપયોગ ન કરવો. પ્રશ્નનો ઉત્તર લખો તેમાં આદિ અને અંત બહુ આકર્ષક કરો. જોડણી ઉપર ખાસ લક્ષ આપો. તત્સમ શબ્દોની જોડણી

ખોટી કરશો તો પરીક્ષક ઉપર તમારી ધારી છાપ નહિ પડે. માટે જે શબ્દોની જોડણીમાં સામાન્ય રીતે ભૂલો થાય છે, તે શબ્દો આ પુસ્તકમાં આપ્યા છે, એ ધ્યાનપૂર્વક જોઇ જાવ. વિરામચિહ્નો લખાણમાં સારો ભાગ ભજવે છે, એ જો તમે ભુલી જાંવ તો કેમ પાલવે ? આ ચિહ્નો તો અર્થમાં પણ ઘણો ફેર કરી શકે છે.

હવે શૈલી વિષે થોડું જોઇએ. ઘણા વિદ્યાર્થી કોણ જાણે શા ઇરાદાથી અલંકારોમાં તણાય છે, ઉપમા, ઉત્પ્રેક્ષા શું છે એ જ્યાં સુધી તમે સમજો નહિ ત્યાંસુધી એનો ઉપયોગ બનતા સુધી ન કરો તો સારું. સંસ્કૃતમય શબ્દો વાપરવાની ટેવ બહુ સારી નથી. આજુબાજુનું લખાણ સરસ ભાષામાં થયું હોય. અને વચ્ચે એક સારો શબ્દ સમજી તમે મૂકી દો તો એ તો કાગળની કોથળીમાં ખીલો નાખ્યો હોય તેમ થાય. એવું લખાણ કોઈ દિવસ દીપતું નથી. માટે ન્હાનાં ન્હાનાં વાકયો બનાવો. જેમ બને તેમ સરલ ભાષામાં લખો. તમારે જે કહેવું હોય તે બહૂ જ ટૂંકામાં લખો. લંબાણથી લખેલું પરીક્ષક વાંચતાં કદાચ કંટાળી જાય. મોટા થોડા જ શબ્દો, પણ બધા જોઇતા અર્થપૂર્ણ હોય તો જરૂર ધારી અસર ઉત્પન્ન કરી શકશે.

આમ દરેક પ્રશ્ન જો તમે લખો તો એકંદરે પરીક્ષકના મનમાં તમારે વિષે અભિપ્રાય સારો બંધાશે. અભિપ્રાય સારો બંધાય તો પરિણામ તો સારું આવે એ સ્પષ્ટ છે. તો પરિણામ સારૂં લાવવા આ કળા કેળવવાની તમને જરૂર નથી લાગતી ?



[ 'માર્ગદર્શન 'ના પૃ. ૧૭૬થી અનુસંધાન. ]

આખી રાત્રિના હૃદયમંથન પછી અગ્નિહોત્રીએ જળ-સમાધી લીધી.

અગ્નિહોત્રીએ વતનથી બહારની દુનિયા જોઇ ન હતી. એનામાં અજ્ઞાનનો અહંકાર છે, માટે એ 'આપઘાત' કરે છે. અગ્નિહોત્રીને કાળબળનું જ્ઞાન નથી. મુન્શીજી સમજે છે કે God fulfils himself in many ways. સાગર તે આ મહાન્ જગતનો સાગર છે. આર્યધર્મરૂપી અગ્નિહોત્રી એ સાગરને તળીએ બેસશે, પણ છેવટે એ છે તો એ સાગરમાંજ જ, ભલે નજરે ન દેખાય. મનુષ્યજીવન ઘડવામાં એણે ભાગ ભજવ્યો છે ને ભજવશે.

The deeds that I have done;
May be within himself keep pure.

**પૃ. ૫૭. અગ્નિહોત્રી**—અગ્નિહોત્ર કરનાર. અગ્નિહોત્ર એટલે ઘરમાં નિત્ય અખંડ પવિત્ર અગ્નિ રાખીને તેમાં વૈદિક હોમ કરવો તે. ચુસ્ત વૈદિક બ્રાહ્મણો હજી પણ આ રીતે અગ્નિની પૂજા કરે છે. વાર્તાના નાયકને બીજું કોઈ નહિ અને આ જ નામ આપવામાં એવો હેતુ છે કે નાયકને વૈદિક કર્મકાંડની મૂર્તિ તરીકે ચીતરવો. **પુરાણ-કાળ**–(૧) પુરાણોનો કાળ, પુરાણકાળ. ષષ્ઠી તત્પુ. સમાસ. (૨) પુરાણ-કાલ. (જુનો કાળ) કર્મધારય. **પ્રતિમા**–મૂર્તિ. **ભાવના**–આદર્શ. **કેંદ્રસ્થાન**–કેંદ્રનું સ્થાન. વર્તુલનું મધ્ય બિંદુ. જેના તરફ સર્વની આંખ વળે છે–ઠરે છે તે. મૂખ્ય પુરુષ. **યોગાભ્યાસ**–યોગનો અભ્યાસ; યોગ સમાધિનો મહાવરો. શ્વાસનું રૂંધન કરીને ઇન્દ્રિયોને બાહ્ય સૃષ્ટિના વ્યાપારમાંથી પાછી ખેંચી અન્તર્મુખ કરી આત્મ સાક્ષાત્કાર કરવાની પદ્ધતિને યોગ કહે છે. **પિનાક**–શિવના ધનુષનું નામ. તે ઉપરથી શિવ પિનાકી અથવા પિનાકપાણિ કહેવાય છે. **ત્રિપુંડ**–રાખથી કપાળ ઉપર કરવામાં આવતું ત્રણ લીટીનું તિલક. શિવમાર્ગીઓ આવું

તિલક કરે છે. **શ્રુતિ**–વેદમંત્ર. **તેની......હતી**–સઘળા વેદમંત્રો મોઢે હતા. **જાપ**–નમઃ શિવાય મંત્રનો હોઠ હાલવા સિવાય વિશેષ ધ્વનિ ન નિકળે એવી રીતે બોલવું તે. **ૐકાર**– 'ૐ' એવો અવાજ. ૐ શબ્દ **सोऽहम्** (હું તે–પરમાત્મા છું) એ મંત્રમાંથી **स्** ને **ह्**નો ઉચ્ચાર ઘસાઈ જતાં **ओम्** એવો ઉચ્ચાર રહે છે. આ રીતે ૐનો અર્થ **सोऽहम्** થાય છે. વેદાન્તના પરમતત્ત્વનો બોધ કરનાર હોવાથી એ સર્વ મન્ત્રનો સાર મનાય છે. અને તેથી એને **મહામંત્ર** કહે છે. **પ્રતિશબ્દ**–પડઘો. **મનુ**–મનુ નામે એક મહાન સ્મૃતિકાર થઈ ગયો એમ કહેવાય છે. એની રચેલી મનુસ્મૃતિ સર્વ સ્મૃતિગ્રંથોમાં વધારે પ્રમાણભૂત ગણાય છે. સ્મૃતિમાં લોકના આચાર શા હોવા જોઈએ તે વર્ણવવામાં આવ્યું છે. અગ્નિહોત્રી એ જ પ્રમાણેના આચાર, વીસમી સદીના સર્વ લોકના થાય એવી ઇચ્છા રાખતો હતો માટે "તેનું મન હતું મનુના કાલનું" એમ કહ્યું છે. **શૌચ**–દેહની શુદ્ધિ, ન્હાવું ધોવું વગેરે. **સનાતન ધર્મ**–આ નામથી હિંદુઓ પોતાના ધર્મને ઓળખાવે છે કારણ કે એમની એવી માન્યતા છે કે અમારો ધર્મ સનાતન—અનાદિ, અનંત–સદાકાળ ટકનારો છે. **બ્રાહ્મણના કર્મ**—કર્મકાણ્ડ.

પૃ. ૫૮ **પહેલી પળ**—ઉદય, શરુઆત. **ભગીરથ**–જુઓ 'સૂર્યાસ્ત' કાવ્ય ઉપરની સમજુતી. ભગીરથ રાજાએ ગંગાજીને લાવવાનું મહાન કામ કર્યું એ ઉપરથી કોઈ પણ મહા મુસ્કેલી ભર્યા કામને ભગીરથ એવું વિશેષણ લગાડવામાં આવે છે. સરખાવો, 'મહાભારત'નો વિશેષણ તરીકે પ્રયોગ. **માત્ર......બનાવ્યું હતું**–અગ્નિહોત્રીને દુનિઆ કેટલી મોટી છે, એનો ખ્યાલ ન હતો, એ જ એના દુઃખદ અંતનું કારણ છે. ગામનું વાતાવરણ શુદ્ધ કરવા એણે ભગીરથ પ્રયત્ન કરેલો, એ કહેવાનું એક કારણ છે. લેખક એમ બતાવવા માગે છે કે અગ્નિહોત્રી પુરો પ્રમાણિક હતો. એનામાં પ્રતારણા ન હતી. **આશાસ્પદ**—આશાનું સ્થાન, આશા પુરી કરે એવો. **વારાહ**

–ડુક્કર. વિષ્ણુએ ત્રીજા અવતારમાં પૃથ્વીને પાણીમાં–પાતાળમાં જતી ડુક્કર રૂપ ધારણ કરી પોતાના દાંત વડે અટકાવી હતી. પતાળમાં જવું–નીચે જવું. એ શ્લેશ વડે હાલ અધમ થઇ, નીચે પાતાળમાં જતી પૃથ્વી (દુનીયા) ને ઉદ્ધારવી (ઉંચે ખેંચવી) જરૂરની હતી. એ કામ કરવાને વિષ્ણુના અવતાર રૂપે જ **'परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्'** આ યુગમાં ધર્મનું સંસ્થાપન કરવા મારા પુત્રનો સંભવ (જન્મ) થયો છે, એવું અગ્નિહોત્રી માનતો હતો. આ અહંકાર સંકુચિત બુદ્ધિ જ એના નાશનું કારણ છે. સરખાવો; 'આર્ય ધર્મનું ..............અડચણ છે' ન્યાય મંદિરે, ભદ્રંભદ્ર. ગદ્ય કુસુમ પૃષ્ઠ ૮૮. **દિગ્વિજય**–સર્વે દિશાઓમાં વિજય; સંપૂર્ણ–સર્વોપરિ વિજય. **ચારવર્ણી**–બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણવાળી. હાલના નાતજાતના ભેદવાળી નહિ, તેમ જ બીલકુલ વર્ણભેદ વગરની પણ નહિ. **કાલસાગરમાં...વધાઓ**–અગ્નિહોત્રીના મનમાં આશા છે કે ભવિષ્યના કાળમાં મારું સ્વપ્ન સિદ્ધ થશે. અને મારા પુત્રના વિજયના સમાચાર આજ નહિ તો કાલ મોડા વહેલા આવશે. આ કંડિકામાં "ચાર વર્ણી.....રાજા" આ વાક્યમાં આર્યનું આદર્શ જગત ચીતર્યું છે. **આકાંક્ષી**–આશા ભર્યા. **સિદ્ધને આરે**–કાલસાગરના સિદ્ધરૂપી આરે ઘસડાઇ આવતી, સિદ્ધ થતી. **મયિ.....આશ્વાસતો**—બધું કર્તા હર્તા ઇશ્વર છે માટે 'ચિત તું શીદને ચિંતા ધરે'? એવી રીતે આશ્વાસન લેતો.

**પૃ. ૫૯. ભાગ્યના વિધાતા**–ભવિષ્યના ઘડનાર. 'કામ સકળ હરિથી નીપજે.' 'કૃષ્ણને કરવું હોય તે કરે.' **ગોવર્ધનધારી**–કૃષ્ણ, જેમણે પોતાની ટચલી આંગળી ઉપર ગોવર્ધન પર્વતને અદ્ધર રાખ્યો હતો. ગો એટલે ગાય, વર્ધન એટલે પોષણ કરનાર. કૃષ્ણે ગાયોના રક્ષણ અર્થે ગોવર્ધનની પૂજા શરૂ કરાવી હતી. **પોતાની......વધ્યાં**–સરખાવો: **એકના એક**......મોકલ્યો હતો. પૃ. ૫૮. **મદાર**–આધાર, ભરોંસો. **તેની**–સનાતન ધર્મની. **પરખાય.....નહિ**–અત્યાર સુધી

પોતાના વતનમાં રહેલો અગ્નિહોત્રી સનાતનધર્મની અધોગતિનું પુરું સ્વરૂપ જોઇ શકયો નહોતો. હવે કહેવાતા સનાતન ધર્મનુ એવું તો ખરાબ સ્વરૂપ જોવામાં આવ્યું કે, બહુ દહાડે મડદું જોઇ એ કોનું છે તે ઓળખી શકાય નહિ; તેમ આ અત્યારે દેખાતું સ્વરૂપ આર્યધર્મનું છે એવી કલ્પના સરખી અગ્નિહોત્રીને થઇ શકી નહિ. **ધર્મધુરંધર**–ધર્મની ધુરા ધારણ કરે છે તે. અલુક ઉપપદ સમાસ.

પૃ. ૬૦. **ઓઘરા**–ઓઘરાળા. શરીર ઉપર પ્રવાહીના રેલા સુકાઈ જઇ પડેલા ડાઘા. **ચીપડા**–પીઆ. **બ્રાહ્મણ કન્યા**–બ્રાહ્મણ શબ્દ વાપરવામાં કટાક્ષ છે.

પૃ ૬૧ **સાર્વજનિક વાસણ**–ગંગા ગોળી; (! !) વર્ણભેદના હિમાયતી અગ્નિહોત્રીને આ જોઇ કેટલી ઘૃણા ઉપજી હશે તે કલ્પી લેવું. પણ સ્વચ્છતાપ્રિય આધુનિક સંસ્કૃતિના હિમાયતીને પણ એટલી જ બલ્કે વિશેષ ઘૃણા થાય.

પૃ. ૬૨ **સમવિષમ**—અસ્થિરતા. આનાકાની. **સમવિષમ વિરમી ગયો**–આનાકાની કરી મહાપરાણે મનને મનાવી અહિં અત્યાર સુધી ટકી રહ્યો હતો, પણ હવે આ સ્થળ છોડી જતા રહેવા નિશ્ચય કર્યો. **તેનો તીક્ષ્ણ......માંડયું**–નિરાશાનું વાદળ ઘેરાયું છે તેવી સ્થિતિ આ વાક્યમાં વર્ણવી છે. લગભગ આપઘાત કરવાનો વિચાર થઇ ગયો છે, પણ હજી છેવટની સ્થિતિ આવી નથી. એટલે એકવાર ફરીથી આશા ઉદય પામશે. જુઓ હવે પછીની કંડિકા. પુત્રને હજી પ્રત્યક્ષ જોયો નથી એ પણ કારણ છે. જુઓ પૃ. ૬૨ ઉપર જ 'એક દોરીએ......ખેંચાયો.' **સાગર જોઇ......થયું**–કુદરતની શાંતિ પ્રેરક અસર. **ભોળાનાથ**–શિવ. **પશુપતિ**–મહાદેવનું એક નામ. **પોતાનું એકનું......ગયો હતો**–પોતાના પુત્રની–ઘરની અધોગતિમાં એને આખી સૃષ્ટિની અધોગતિ દેખાઇ. અહિં ઇશ્વરનું રાજ્ય જ નથી એમ દેખાય છે. જાણે ઇશ્વર જ નાશ પામ્યો. આમ

માનવાનું કારણ એનો અહંકાર છે. **સ્પષ્ટ વિચાર**—આ અધોગતિ પામેલા પુત્રને ઘેર ન જવું એમ બુદ્ધિએ અત્યાર સુધી કહ્યું હતું અને અત્યારે એ બુદ્ધિ ઉપર પુત્ર વિષેની મમતાનું વાદળ છવાયું એટલે પોતાના કર્તવ્ય વિષે સ્પષ્ટ ખ્યાલ નથી. એ પોતાની અંતઃ પ્રેરણાથી જ ખેંચાય છે. આમાં પણ એનો અહંકાર વિજય મેળવે છે.

પૃ. ૬૩ **સંસ્કારભ્રષ્ટ**—સંસ્કારથી ભ્રષ્ટ. પંચમી તત્પુ. **નર-વાનર**—નર એ જ વાનર. કર્મધારય. કોટ પાટલુન ને હેટ પહેરી છે માટે. **મંદિરની ભવ્યતા......લાગી પુત્રને** પ્રત્યક્ષ જોયા પછી નિરાશાનું વાદળ પુરું ઘેરાઈ ગયું. સવારે બાબુલનાથ ગયો ત્યારે 'હૃદયને કંઈક આશ્વાસન' મળ્યું હતું, પણ અત્યારે ' શંકર કંઈક કૃત્રિમ લાગ્યા. '

પૃ. ૬૪ બે બ્રાહ્મણ વચ્ચેનો સંવાદ એ અગ્નિહોત્રીના હૃદયને છેલ્લો આઘાત છે.

**આખી પૃથ્વી......લાગી**—આ દુનિયાનું પ્રાણી નથી. માટે આ અજાણ્યા લોક મને જોઇ મશ્કરી કરે છે. મારી દુનિયા જુદી છે. **ઉષાનું પહેલું કિરણ**—આખી રાત્રીનો અને પ્રાતઃ સંધ્યાનો શરુઆતનો સમય તે ઉષા કહેવાય છે. **શ્રદ્ધા ને આશા**—પુત્ર તરફની અને સનાતન ધર્મ આ દુનિયામાં રજ માત્ર પણ હોવાની. **તારૂં ત્રિશુળ......નહિ** !—અગ્નિહોત્રીને. પ્રલયકાળનો વખત થઇ ચૂકયો લાગે છે. પણ શંકરદેવ પ્રલય કેમ નહિ કરતા હોય.

પૃ. ૬૫ **સમુદ્રના તરંગો**—કાલસમુદ્રના તરંગો. સમષ્ટિ આગળ, કાળપુરૂષ આગળ અગ્નિહોત્રી જેવી એકાદ વ્યક્તિનો હિસાબ નથી. **તત્ સાવિતુર્વરેણ્યમ્**-જુઓ ગદ્યકુસુમ પૃષ્ઠ. ૨૩૭. **પુનરૂ-દ્ધારના ફુવારા**—હજી પરમેશ્વરનો અવતાર થશે અને જગતનો ઉદ્ધાર થશે એ શ્રદ્ધા ચળી નથી. **સૂર્યબિંબ...ગયું**—જોવાની શકિત જતી રહી. **નાદ...ગયો**—સાંભળવાની શકિત પણ જતી રહી. **દસે દિશામાં**

ગયો–જીવ જતો રહ્યો માટે. **અગ્નિહોત્રીની આહુતિએ**—અગ્નિહોત્રી મરણ પામે છે એટલે એની આહુતિએ પણ અટકી. આ વિશ્વ એ યજ્ઞ છે. અને તેમાં અગ્નિહોત્રીએ પોતાની જાતનું બલિદાન આપ્યું. વિચિત્રતા એક જ છે કે અગ્નિમાં ઘીની આહુતિ અપાય ત્યારે તેજનો ભડકો ઉઠે છે, અહિંયા અગ્નિહોત્રીની આહુતિ અપાઇ ત્યારે ચોપાસ અંધકાર છવાય છે.

## એમી.

" 'એમી' એ પ્રેમની કથા છે. ઘણા વાંચનારાઓ માટે તેનું આકર્ષણ તે દલિત કોમના ઢેડજીવનનું સુંદર આલેખન છે તે માટે છે......ઘણા વાચક દ્વિરેફને પુછશે કે, 'ભલા, પ્રેમની કથા લખવા તમારે ઢેડવાડે કેમ જવું પડયું ? શું ગૂજરાતની બીજી કોમોમાં તમને બધું હસવા જેવું લાગે છે અને ઢેડવાડામાં જ સાચો પ્રેમ દેખાયો કે ઠેઠ એટલે જવું પડયું ?' આનો ઉત્તર ગમે તે હોય છતાં આ વાર્તા ઉત્તમ છે એનું કારણ તેનું સંવિધાન અને સાચા પ્રેમજીવનનું આલેખન છે. ગૂજરાતી સાહિત્યની નાયિકાઓમાં એમીનું સ્થાન પહેલી હારમાં છે તે વિષે શંકા નથી.

એમીનો પ્રેમભર્યો ઉલ્લાસ અને સ્વતંત્ર મિજાજ એ ગૂજરાતી સ્ત્રીના પ્રતીકરૂપ છે; પતિ સાથે હોય ત્યારે સ્વાધીન પતિકાની સત્તાથી પતિનું શાસન કરતી, પતિથી છૂટી પડયા પછી અતિશય વિરહવેદના અનુભવતી છતાં, પુનર્લગ્નની છૂટ હોવા છતાં; 'ના, ના, આટલે વરસે મારે જીવતર પર થીંગડું નથી દેવું.' એ નિશ્ચયવાળી એમીમાં આર્ય સંસ્કારિતાનું સાચું રૂપ દેખાય છે.

વાતની શરૂઆત પણ આકર્ષક છે. જાજરૂનાં પગથિયાં ઉપર બેઠેલાં ધનિયો અને એમી—ધનિયાને બીડી સળગાવવામાં મદદ કરતી એમી કોઈ પણ ચિત્રકારની કલમને આકર્ષે એવી છે. અહીંઆ એ પણ નોંધી લેવું જોઇએ, કે જીવનમાં જે સ્થળ ગંદું ગણાય છે એ

કળામાં ભાવના સંબંધથી કેવી જુદી રીતે ભાસે છે. જીવન અને કલાનો આ સંબંધ કે વિરોધ લાક્ષણિક છે !

નાત કરનારે ધનિયાનું અપમાન કર્યું અને ધનિયો ઉદાસ થઇ ગયો, એ ખેમીથી સહન ન થયું; અને પોતે વિરૂદ્ધ હોવા છતાં ધનિયાને આઠ આના દારૂ પીવા આપ્યા—એ રેખા વાર્તાચિત્રની મહાન રેખા છે. પ્રેમ એ દુનિયાના કોઇ પણ ધર્મ કરતાં મોટી વસ્તુ છે !

આ જ પ્રેમના રંગથી રંગાઇ વિધવા અવસ્થામાં પણ ધનિયા માટે જ જાણે ખેમી જીવન ગાળતી હોય એવી આપણને લાગે છે. પ્રેમને કારણે જ પતિને સુધારવાનો એનો પ્રયત્ન; પ્રેમને કારણે વિધવા-જીવન સુંદર ગાળે છે અને એ જ પ્રેમપૂર્ણ પ્રસંગ બતાવતું વાકય છેવટે લેખક આપણને કહે છે. એટલે એના જીવનમાં; "હર્ષ શું હોત જીંદગીમાં ને હર્ષ શું હોત મૃત્યુમાં, પ્રેમના રંગથી જો ના રંગાયું હોત વિશ્વ આ."

આખી વાર્તામાં આપણી નજર સામે તરી આવતાં મુખ્ય બે પાત્રો જ—ખેમી અને ધનિયો છે. આખી વાર્તાનાં ચાર દશ્યો આપી લેખક આખી વાર્તા રજુ કરે છે. તેમાં પહેલા દશ્યમાં આપણી નજર સામે ખેમી અને ધનિયો એક વાણિયાને ત્યાં નાત જમતી હતી ત્યાં બેઠેલાં જણાય છે. નાતમાં કુતરૂ પેસી જાય છે તેથી આમને ધમકાવી શેઠ કહાડી મૂકે છે. તે દરમિયાન ખેમી અને ધનિયો પોતાના પ્રેમ પ્રસંગની વાતો કરે છે. એ વાતોના રંગમાં ભંગ થાય છે. માટે ખેમી–'દારૂ ન પીએ' તો પરણું કહેનાર ખેમી, જાતે તેને દારૂ પિવાના પૈસા આપે છે. અને દારૂ પી પાછાં બન્ને મળે છે ત્યાં પ્રથમ દશ્ય સમાપ્ત થાય છે.

બીજું દશ્ય છ માસ પછીથી શરૂ થાય છે. અને એ છ માસના ગાળા દરમિયાન ઘણો ફેર થઇ ગયો છે. દારૂ ન પીવાની લગ્નની શરત હોવા છતાં ધનિયો દારૂ પીએ છે, પરિણામે ખેમીને મારે છે. ખેમી આજે હવે એને છોડી નડિયાદ તરફ તે ચાલી નીકળે છે

ને ત્યાંની મ્યુનિસિપાલિટિમાં તે રહે છે. ધનિયાથી છૂટી પડેલી—જાતે છોડીને આવેલી છતાં એ ધનિયાને જ ઝંખતી આપણી નજરે તે પડે છે. છેવટે તેની સાસુ બોલાવવા આવે છે ત્યાં બીજું દશ્ય પુરું થાય છે.

ત્રીજા દશ્યમાં ટેકી ખેમીને આવે ત્રણ દિવસો થયા છે અને તે અકથ્ય આનંદમાં ગાળી ચોથે દિવસે પોતાના પતિ ધનિયા સાથે વાતો કરતી આપણુને નજરે પડે છે. પછી પાછાં દુઃખી સંસા-રમાં એ ડુબેલાં જણાય છે. ધનિયો દારુ પી શિયાળામાં બહાર પડ્યો હતો તેને ઉઠાડી ખેમી ઘેર લઇ આવે છે. પછી ન્યુમોનિયાને લીધે ધનિયો ફરી ઉઠી જ શકતો નથી, અને ખેમી વિધવા બને છે. ત્યાં દશ્ય પુરૂં થાય છે."

ચોથું દશ્ય વૈધવ્યના શોકમાં ડુબેલી ખેમી પતિ માનતા સોતો ગયો તેની ચિંતામાં પડેલી છે એ રીતે ઉઘડે છે. છેવટે સાત વર્ષે તે ધનિયાની માનતાઓ પુરી કરી રહે છે. અને ધનિયા તરફના પ્રેમના સૂચક શબ્દોથી વાર્તાનું દશ્ય પુરૂં થાય છે.

**પૃ. ૬૬—નવોઢા**—નવવધૂ. નવી પરણેલી સ્ત્રી. **લે હું આડું** ......અહિંથી શરુ થતી કંડિકામાં લેખકે શબ્દચિત્ર આબેહૂબ રજુ કર્યું છે, આ ચિત્ર ગૂજરાતના પ્રસિદ્ધ ચિત્રકાર રવિશંકર રાવળે દોર્યું છે. અને 'દ્વિરેફની વાતો'માં શરૂઆતમાં એ આપવામાં આવ્યું છે.

**એ એમના......બેઠું છે**—આમાં નવા પરણેલા જોડાની સામાન્ય માન્યતા—ધારણાની વાત કરી છે. રસમાં ન્હાતું જોડું એમ જ સમજે છે કે તેમને કોઇ જોતું નથી. **દંપતી**—પતિપત્ની. **એકાંત-ગોષ્ટી**—એકાંતમાં બેસી વાર્તાવિનોદ કરતાં હતાં. **અતલસ**—એક જાતનું રેશમી કાપડ. **સુવાસણ**—સૌભાગ્યવતી સ્ત્રી. **ખેમીએ એક ......પહેર્યું હતું**—આમાં લેખક આપણને એમ સમજાવે છે કે આ પ્રમાણે મડદા ઉપરથી કહાડેલું વસ્ત્ર ઢેડ લોક લઈ લે છે અને એમાં

એમને વાંધો જણાતો નથી; કારણ સહેજે સમજાય તેમ છે. વસ્તુ જાતે સારી કે ખોટી નથી હોતી, એકની એક વસ્તુ એકને એક દૃષ્ટિથી સારી લાગે છે બીજાને એ જ બીજી દૃષ્ટિથી ખરાબ લાગે છે. એટલે આ રેશમી વસ્ત્ર પહેર્યું છે માટે ખેમીની સુંદરતા વધતી નથી કે તે ડાકણ જેવી પણ લાગતી નથી. ધનિયાને મન એ તો ખેમીના હૃદયસ્થ રહેલા પોતાના પ્રેમનો જે મુખ ઉપર આવિર્ભાવ થયો છે તેથી એ મુગ્ધ થાય છે.

**ગમે તે માગ્યું હોત**—બીજી લક્ષ્મીનો આવા પ્રેમીઓને હિસાબ નથી હોતો. પ્રેમીની બધી લક્ષ્મી એ જેને ચાહે છે તેમાં જ સમાઇ જાય છે માટે ગમે તે ભોગે આવાં પ્રેમીઓ પરણે છે. **કે દાડે**–કયે દહાડે. **બ્રાહ્મણ જેવો વીવા**–એક પણ પાઈ લીધા સિવાય કન્યાવિક્રય નથી થયો. હાલ આમ દરેક બ્રાહ્મણો નથી કરતા. ઘણી બ્રાહ્મણ કોમોમાં કન્યાવિક્રય છે. **દારૂ ન પીએ...જાઉં**–ખેમીએ ધનિયાને ચેતવણી આપી છે. એને સુધારવાના હેતુથી આ શરત કરાવવામાં આવી હતી. **ઉભો મેલીને**–ધણી જીવતો હોય અને પત્ની તેને છોડીને ચાલી જાય ત્યારે આમ કહેવાય છે. **ચડી ચડીને**–આવેશમાં આવીને.

પૃ. ૬૮—**ગાઠડી**–ઘાટડી, રાતા રંગનું બાંધણીની ભાતનું સ્ત્રીઓને પહેરવાનું રેશમી વસ્ત્ર. **ગાઠડી વાળવી**–આ રેશમી વસ્ત્ર નાની છોકરીઓ જે અમુક પ્રકારે પહેરે છે તેનો અહિં ઉલ્લેખ છે. **પઢધરી**–ડુંગરની બાજુ. કાઠીઆવાડી શબ્દ પ્રયોગ છે. **કોક દી... થઇ જાય**–ધનિયો દારૂ કેમ પીએ છે તેનું કારણ દર્શાવે છે. પોતાનાં દુઃખ ભુલવા નિશા કરે તો ઠીક થાય એવી માન્યતા. આ જ કારણ સામાન્ય રીતે દારૂ પીનાર ઘણા આગળ ધરે છે. **કોઇની માએ સવાશેર સુંઠ ખાધી હોય**–કોઇ એવો હજી જન્મ્યો નથી. **શેરને માથે સવાશેર**–એક એકથી ચઢીઆતા. **ઘાંયજાએ...કાઢયો**–સામાન્ય જનસ્વભાવ એવો છે કે પોતાનો વાંક પોતે કબુલ ન કરે અને તે

બીજા ઉપર ઢોળી દે છે. **શેઠની......ઉતરી**—હંમેશાં ગરીબ વર્ગનો જ મરો છે. જેની દાદ ફરિયાદ કોઈ સાંભળનારું ન હોય એવા ઉપર સ્વાભાવિક રીતે લોકો પોતાનો ક્રોધ કાહાડે છે એમ બતાવ્યું છે. **મોટા ગવંડર**—મોટો અમલદાર, જાણે સાહેબી ભોગવવા ન આવ્યો હોય તેમ. **રંગમાં ભંગ પડયો**—ખેમી અને ધનિયો પોતાના પ્રણય-રસમાં ન્હાતાં હતાં—એ રંગમાં પડેલાં હતાં ત્યાં આ શેઠે આવી તેમને ગાળો દીધી માટે ભંગ થયો. **ઉલ્લાસ**—આનંદ. **બોલ્યા...માંડયા**—આ બન્નેનું સ્વાભિમાન બતાવે છે, તદ્દન સામાન્ય પ્રકૃતિનાં આ બે પાત્રો લેખકે નથી લીધાં. બાકી બીજો હોત તો કદાચ આટલું કહ્યા છતાં પણ ત્યાં બેસી રહેત.

પૃ. ૬૯—**વિનોદ**—આનંદ. **વાનાં કર્યાં**—વચન સંભળાવ્યાં. **તારાં દેખતાં......ખમાતું**—આમાં પણ મનુષ્ય સ્વભાવનું દર્શન છે. માણસને પોતાની પાસે કોઈ સ્વજન હોય અને અપમાન કરે તો બહુ જ લાગી આવે છે એ બતાવ્યું છે. **ખેમી ઉંડા...એને ખુંચવા લાગ્યો**—ધનિયાને થયેલા અપમાનનું પોતે જ કારણભૂત છે; ધનિયાનો વાંક નીકળ્યો એનું કારણ એ પોતાને જ કલ્પે છે. આર્ય સ્ત્રી હંમેશાં પોતાનો જ દોષ જુએ છે. શિખથી તે પાદ સુધી મૂલ સ્વરૂપે હિંદુ સમાજની ભાવના એક સંરખી છે. અસ્પૃશ્ય કોમ વિષે સમભાવ ઉત્પન્ન કરવો એ પણ આ વાર્તાનો હેતુ છે. **જીવ...કપાતો હતો**—જીવના ચૂરેચૂરા થતા હતા. મનના કકડે કકડા થતા હતા. **સ્ત્રી સુલભ**—સ્ત્રીને સુલભ. સ્ત્રીના સ્વભાવમાં જડાયેલી. **જહાન્નમ**—નરક. જન્નતનો અર્થ સ્વર્ગ થાય છે.

પૃ. ૭૦—**કંઇક ખેમી......લાગ્યો હતો**—ધનિયાના અધઃ-પતનના કારણો. માણસ માત્રનું માનસ આવી વિવિધ લાગણીઓથી ભરાયેલું હોય છે. હંમેશાં કાર્યનો હેતુ એક જ હોતો નથી. **મને મેલીને......મારી**—ગર્વ અધઃપતનનું છેલ્લું પગથીયું છે. **ભંગીઓના ઉપરી...નોકરી રહી**—પરસોતમનો આખો પ્રસંગ આપણા

સમાજના જાહેર (તેમ જ ખાનગી) નોકરોની અપ્રમાણિકતા ઉપર કટાક્ષ દાખલ આલેખાયો છે. **તે ધનિયા પાસે...ટેક હતી**–ધનિયા માટે એમીને પ્રેમ તેટલો જ છે, પણ સાથે તે કેટલી ટેકીલી સ્ત્રી 'માનુની' છે તે બતાવ્યું છે. **વેણ**–બોલ, વચન. 'તારે પૂંછડે લીંબુ' એ ચોથું વેણ.

**પૃ. ૭૧—ઓસલો (उरस्)** છાતી. **ઓસલો કૂટું**–કોઈ મરી જાય ત્યારે ગૂજરાતની સ્ત્રીઓ છાતી કૂટે છે. આ ઉપરથી તારો ઓસલો કૂટું એટલે તું મારી જાય એવો અર્થ રહેલો છે. **કાવ્ય વિવરણ**–કાવ્યની સમજૂતી. **અનુલક્ષીને**–તેના સંબંધી. **ખસિયાણી પડી ગઈ**–છોભીલી પડી ગઇ.

**પૃ. ૭૨—મર્મની નજરે**–ભેદભરી નજરે.

**પૃ. ૬૪—પગ ભારે થઈ ગયા**–આંવતાં ખંચાયો. **તું બહુ ...પરણાવું**–એક પત્નીવ્રતના આદર્શનો હિંદુઓએ જાતે જ ભંગ કર્યો છે. સ્ત્રીબહુમાન એટલું બધું ઘટી ગયું છે કે જાતે સ્ત્રી હોવા છતાં વડીલ પદ પામીને ધનિયાની મા આવા ઉદ્‌ગાર કાઢી શકે છે. આ ઉદ્‌ગાર ઉચ્ચ હિંદુ વર્ણમાં પણ ઘણીવાર સાંભળવામાં આવે છે. **જાતર**–વાઘરી ઈત્યાદિ. પાડા, બકરાનો ક્રૂર વધ કરી દેવીનો ઉત્સવ કરે છે તે. **તેં ભૂંડું......છૂટકો નહોતો**–પ્રેમના સ્વપ્નોની દુનિયામાંથી નીકળી ધનિયો પૃથ્વીનાં ભૌતિક દુઃખો 'દુઃખી સંસાર' આંખ આગળ તરવરતાં જુએ છે; પણ એમી કેવું સાન્ત્વન આપે છે તે જુઓ પૃ. ૭૫.

**પૃ. ૭૫—શ્રેણી**–ધારા, નીસરણી, પરંપરા. આ આખી કંડિકામાં હિંદુઓમાં ઉંચ નીચના ભેદ, નાતની રૂઢિઓ અને નાતના ઠરાવો સામે લેખક અહિં કટાક્ષ કર્યો છે. **અનિવાર્ય**–અટળ, જે ટાળી ન શકાય તે. **અપ્રતિરોધ**–જેને અટકાવી ન શકાય તે. **ભેભ-કાઇ ગઈ**–ફાળ પડી, ભડકી ઉઠી. **અડવી**–અડવાણી, ઉઘાડી. અલંકાર વગરની. **દારૂ તરફ વળ્યો**–શેઠે કરેલા અપમાનની અસર

દૂર કરવા ખેમીએ દારૂ પીવા અડધો આપ્યો. ત્યારથી એની દારૂની લત વધવા માંડી. દારૂ પીને ધનિયાએ ખેમીને મારી, તેથી ખેમી નાશી ગઈ. દારૂને કારણે નાશી ગયેલી ખેમીને પાછું બોલાવવાને માનતાઓ અને નાતજાત સંબંધે ભારે ખર્ચ થયું. તેમાં માનું બારમું અને ખેમીની સુવાવડ ઉમેરાયાં. ધનિયો ફરી દારૂની લતે ચઢયો અને એના વિનાશનો છેલ્લો ફટકો પણ દારૂએ જ લગાવ્યો. નદીની રેતમાં દારૂ પીને આળોટતાં એને શરદી લાગી. એ જીવલેણ નીકળી.

પૃ. ૭૬—**ફરી માનતા માની...ઉઠયો નહિ**–ખેમી નાસી ગઈ હતી ત્યારે માનેલી માનતાઓ ફળી, પણ આ વખતે ધનિયાને જીવાડવાની માનતાઓ અફળ ગઈ.

ખંડ ૪—**માનતા સોતો**—માનતા સાથે, માનતા પુરી કર્યા સિવાય. **બેરખો**–હાથે બંધાય એવી રુદ્રાક્ષના મોટા મણુકાની માળા. **રમળ**—પાસા ફેંકી ભવિષ્ય જોવાની વિદ્યા. **સનાતન તિરસ્કાર**–સનાતન ધર્મીઓ અસ્પૃશ્યો તરફ બતાવે છે તે તિરસ્કાર.

**મહારાજને...નહોતા**—કહેવાતા સનાતન ધર્મીઓના વર્તનમાં આવી તો કેટલીએ ખુલ્લી અપ્રમાણિકતા છે. સરલતાથી વાર્તાકારે એનું અહિં દર્શન કરાવ્યું છે. **કળા**–મોંની કળા, **કળા પડી ગઈ હતી**–તેનું શરીર ઘસાઇ ગયું હતું. **ઘરગવા**—નાતરું કરવા. **થીંગડું દેવું**–કપડું હોય અને ફાટે પછી તેના ઉપર થીંગડું દઇએ પણ મૂળ કપડાની કુમાશ કે સફાઇ એ થીંગડામાં હોતી નથી, તેમ આ જીવન પણ એક કપડું છે, એમાં ચીરો પડે પછી એને થીંગડાં મારી સાંધવા જઇએ પણ મૂળ જીવનની મીઠાશ તો ન જ આવે; પણ આ તો જેણે જીવનની મીઠાશ એકવાર માણી હોય તેની આ વાત છે. જેણે જીવનની મીઠાશ અનુભવી નથી, જેણે જીવન જાણ્યું નથી તેવી બાળાને વિધવા થવું પડે ત્યારે જીવનની ચાદરમાં ચીરો પડયો જ નથી. એને તો મીઠાશ અનુભવવાની છે.

# ભૈયાદાદા.

આ વાર્તાનું વસ્તુ બહુ સાદું છે, પણ વાર્તાની કરુણતા નિઃસીમ છે.

કાઠિયાવાડ રેલ્વેના એક નાના સ્ટેશન પાસે રેલ્વેક્રાસીંગ છે. ત્યાં પચ્ચીસ વરસથી એક ભૈયો 'ગેટમૅન' છે. તેણે ત્યાં સરસ વાડી બનાવી છે. તેની બેદરકારીથી એક વેળા ગાડીને અકસ્માત થતો રહી ગયો, તે સાંભળી ટ્રાફીક સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ ગુસ્સે થાય છે. વૃદ્ધાવસ્થાને લીધે એ નોકરી કરવા નાલાયક છે, એવો સાહેબ ઠરાવ કરે છે—ભૈયાની વાડીએ રોજ ફરવા આવનાર 'હેડકલાર્ક' ભૈયાની વકીલાત કરવા જાય છે, પણ દબાઈ જાય છે. ભૈયાંને સાહેબ તોડ સંભળાવી દે છે. નવો માણસ હાજર થાય તે પહેલાં, ભૈયાદાદા તો પોતાની ઓરડીમાં લાંબા છટ થઈ જાય છે. દેહ છૂટે તો જ એ ઓરડી છૂટે, તો જ એ વાડી છૂટે. દિવાળીમાં ખાવા લાપસી ભરડવા આપી હતી તે પાડોશીની છોકરી લાવી, પણ કોણ બોલે? વિનાયકરાવ આવે છે, બહુવાર બેસી થાકે છે, પછી ઓરડી ઉઘાડી જુએ તો ભૈયાદાદા અડગ સૂતા છે. બિલાડીનાં બચ્ચાં દાદાના શરીરને ઘસીને ખેલી રહ્યાં છે—પાસે બકરીનાં બચ્ચાં બેં બેં કરે છે. વિનાયકરાવની આંખમાંથી આંસું ખરે છે. "પાની! બેટા! ભૈયા દાદા બોલશે નહિ." 'અનંત સમય અને અગાધ આકાશ ભેદી' પત્નીનું રૂદન હજી પણ સંભળાય છે.

× × × ×

ભૈયાદાદા જાતે એકલો માણસ છે. પણ કુટુંબીઓને જ જીવનમાં રસ હોય છે, ને એકલાને નથી હોતો એ વાત ખોટી છે. રસ નીપજાવવાનાં અને માણવાનાં ઈશ્વરે અનેક સાધન આપ્યાં છે. ભૈયાને કુટુંબ હતું તે ગયું પણ ઇશ્વરે બીજું આપ્યું:—બકરી–બિલાડીનાં બચ્ચાં તથા ફળઝાડ અને વેલાની વાડી. ઇશ્વરની રચેલી આ

સૌ મૂક સૃષ્ટિ સાથે તન્મય થએલા ભૈયાદાદાના જીવનમાં એ વાડીની ભૂમિ અનન્યરસની દાતા હતી. એ રસ કેવી રીતે હણાયો તે આપણી વાર્તાનો વિષય છે.

જેને આદર્શ કરી માન્યું, તેની જ ખાતર જીવવું, તેની સાથે જ જીવવું, એ ભૈયા દાદાનો જાણ્યેઅજાણ્યે ઘડાએલો જીવનસિદ્ધાંત હતો; અને એ જ સિદ્ધાંતને એ અનુસર્યો. ભૈયાની માફક પરદેશમાં ઘર કરનાર વિનાયકરાવ પાંચ દસ રૂપીઆ આપીને કે એને ઘેર રાખીને ભૈયાના દેહને જીવાડી શકત. પણ તેવા દેહના જીવનને ભૈયાદાદા શું કરે? ટ્રાફિક સુપ્રીન્ટેન્ડેન્ડ જેવા નર્યા યંત્રવાદી બેપરવા માણસો જીવી શકે. પેટની બીકથી પોતાના અંતરના આવેગને દબાવનારા વિનાયકરાવો જીવી શકે, પણ આદર્શવાદી ભૈયાથી કેમ જીવાય?

આદર્શવાદી થવા હું આદર્શવાદી છું એમ જાણવું જરૂરનું નથી. ભૈયાદાદાની માફક આદર્શ અનુભવવો જોઇએ. તે બસ છે. બાકી વિનાયકરાવ પણ જાણતો હતો કે ભૈયો જીવે છે તે આદર્શજિવન છે. પણ તેવું જાણ્યું શા ખપનું? તેવું જીવ્યું જ ખપનું.

આવા કેટલા ય ભૈયાદાદા આ યંત્રવાદી જગતમાં કચડાઈ જાય છે! અને તેથીય વધારે કેટલાય વિનાયકરાવો પેટને વાસ્તે આદર્શ ભૂલી અંતરાત્માનો દ્રોહ કરે છે. યંત્રવાદનો જુવાળ આજ એટલો ચઢતો છે કે લેખકને નિરાશાવાદી બનવું પડે છે. જીવનમાંથી–જગતમાંથી વ્યક્તિત્વની ભવ્યતા, કવિતા નાબુદ થઈ જશે એમ એમને ખાતરી થાય છે.

એ નિરાશાવાદ વાર્તાને જેમ બને તેમ વધારે કરૂણ બનાવવા લેખકને પ્રેરે છે. સ્વજન ગયું જાણી પાની રડે છે, પાનીને રડતી જોઈ લેખક રડે છે. ભૈયાદાદાની દિવાળીની લાપસી જેણે રખડાવી, એના જીવનનો આનંદ જેણે હણ્યો, એ યંત્રવાદને શું કહેવું? ભૈયા-

દાદા નહિ જાગે એનો મર્મ પાની સમજી અને રડી; ભૈયાના ડીલ પર રમતાં બકરી. બિલાડીનાં બચ્ચાં સમજશે ત્યારે રડશે. એ આંસુમાં યંત્રવાદને બાળવાનું સામર્થ્ય છે ?

પૃ. ૭૮ **'સાંધા વાળો'** ખરી રીતે 'ફાટકવાળો' પાટાનો સાંધો ( Point ) સ્ટેશનના યાર્ડમાં જ હોય. મણ ભૈયો સ્ટેશનથી દૂર રેલ્વે સડક અને કાચી સડકના ક્રૅાસીંગ ઉપર ફાટક સાચવવાનું કામ કરે છે. **જુવાન**–ત્રણેમાં સર્વોપરિ અધિકારી, ટ્રાફીક સુપ્રીન્ટેન્ડેન્ટ. **પ્રૌઢ માણસ**–એ એનો 'હેડ કલાર્ક.' **ત્રીજો માણસ**–એ ટ્રાફીક ઇન્સ્પેકટર છે.

પૃ. ૭૯ **માણસ....જોવાનું છે.**–સાહેબ પૂરા યંત્રવાદી છે. એમને મન માણસ અને યંત્રમાં કશો ફેર નથી. **કાળાં ધોળાં**– ઉંધાં છતાં; ખટપટ. **અનેક....હતી**–નોકરી કરનાર માણસને પોતાનું વ્યક્તિત્વ હોતું નથી. **એ જડ......કરતો**–નાની રેલ્વેઓ ઉપર ક્રૅાસીંગે દરવાજા નથી હોતા પણ આવી કરામત જ હોય છે.

પૃ. ૮૦ **તુંડ મિજાજી**—ક્રોધી, ઉતાવળીઓ અને ધાર્યું કરનાર. **એની રૂપાની...મુસાફરી કરતાં**–વિનાયકરાવ હંમેશાં આ જ વેશમાં ત્યાં આવતો. ભૈયાને અથવા આસપાસનાં ખેતરોવાળાને કે મૂઢ સૃષ્ટિને વિનાકરાવને ઓળખાવતું આ જ એક સાધન થઈ ગયું હતું. **બંને પરદેશી**–એક દક્ષિણનો, બીજો ઉત્તરનો, એવા બે જણ દૂર પશ્ચિમ કાંઠે કાઠિયાવાડમાં પેટ અર્થે આવી ચઢયા છે, ત્યાં ઘર કરી રહ્યા છે. દેશવટાના સમાન દુઃખે જાણે મિત્ર બન્યા છે. **સુંદર કૃતિ**–વાડી, વગેરે, જેનું વર્ણન આ કણ્ડિકામાં કર્યું છે. **કલાવિધાન**–કલાકૃતિ; કલામય રચના, ગોઠવણી. **બારતેર વર્ષની છોકરી**–એનું નામ પાની છે. પૃ. ૮૧ ના નીચલા ભાગમાં એને 'આઠ દસ વર્ષની' કહી છે.

પૃ. ૮૧ **અસ્વસ્થ**–બેચેન, અઠીક, માંદો. **જિગર ચિરાઇ રહ્યું હતું**–કારણ કે, ભૈયાને બરતરફ કરવાનું નક્કી થયું છે અને તેથી આ સ્થળ તેને છોડવું પડશે એ પોતે હેડકલાર્ક હોવાથી જાણે

છે. આથી જ વિનાયકરાવની વાતચીત ધ્યાનપૂર્વક જોવા જેવી છે. (પૃ. ૮૨ ) **આ જગા પર કેટલો પ્યાર**–ભૈયાના ચારિત્ર્ય માટે યાદ રાખવું. દરેક કલાકારને પોતાની કૃતિ જોઈ સર્જકને સહજ આનંદ થાય છે. ( Joy of creation ). **આ છોકરી કોની ?**–ભૈયાની શી દશા થશે તે વિનાયકરાવે કલ્પવા માંડયું છે.

**પૃ. ૮૨** વાડી જોઈ, છોકરી જોઈ. બિલાડીનાં બચ્ચાં જોયાં. એનું જિગર ચિરાવા માંડયું.

**લાપશી**—આ પ્રસંગ વાર્તામાં કરુણતા ઉમેરે છે. ભૈયાના જીવનનો આનંદ રઝળ્યો તે બતાવવાનું છે. આખી દુનિયા દિવાળી કરશે. પણ ભૈયાજી ? **નિઃશ્વાસ મૂકયો**–કારણ ભૈયાને રજા મળવાની છે તે એને ખબર છે. **નોકરી છોડી દો**–ભૈયાનો આઘાત કેમ કરતાં ઓછો થાય, તેનો માર્ગ વિનાયકરાવ શોધે છે. પણ આગળ ઉત્તર મળે છે કે **છોકરો પ્લેગમાં ગયો** વિ. એટલે વિનાયકરાવથી કશું કહેવાતું નથી, અંતઃકરણ નરમ બન્યું. ઘેર જઈ રાજીનામું લખી બીજે દિવસે આપવા વિચાર કર્યો.

**નીંદવામાં જ ગાળે છે.**–ભૈયાના જીવનના આનંદની સાહેબને શી કદર ?

**પૃ. ૮૩. એક વખત....સલામ ભરી**–સમજુ પણ અશક્ત વિનાયકરાવની સ્થિતિ. **ગુલામી નિર્બળતા**–કારકુન તરીકે 'હા' માં 'હા' ભણી અનેક અધિકારીઓની નીચે અનેક સ્વભાવ રાખવાની ગુલામી કળા તેણે કેળવી હતી. એને પોતાનું વ્યક્તિત્વ હતું જ નહિ. પોતે રીત સમજતો હોય તે બોલવાની એનામાં શક્તિ જ ન હતી. સત્ય કરતાં પેટની, ને પેટનાં છોકરાંની એને વિશેષ કિંમત હતી. એટલે આત્મબળ ખોયે જ એનો છૂટકો હતો. **ધોળાં નોકરીમાં જ આવ્યાં**–સાહેબ હિંદુસ્થાની બોલે છે. તો પણ ભૈયો સાહેબની ભાષામાં ગુજરાતીમાં, બોલે છે–કાંઈ કરતાં સાહેબ સમભાવ લાવે છે ?

**પૃ. ૮૪. જી ના,....દો**–આ સઘળું સાહેબને મૂર્ખ રોતલના કાલાવાલા લાગે છે. **એથી** એમની રેલ્વેની આવક કાંઈ ઓછી વધ-

વાની હતી! **જે જમીન....હતું**–ભૈયાનો સ્થળ પ્રત્યે પ્રેમ. **કાં હોઇલ કા**—સાહેબ જોડે ગુજરાતીમાં બોલનાર ભૈયો, વિનાયકરાવ જોડે એની માતૃભાષામાં વાત કરે છે–કંઇક થાય એવી હજી આશા છે. **ભૈયાદાદા....રહેજો**–નિર્બળ વિનાયકરાવમાં આટલી ઉદારતા છે. પણ ભૈયાદાદાને તેની જરૂર નથી. ભૈયા ભૈયાનું કામ કરે છે, સાહેબ સાહેબનું કરે છે. વિનાયકરાવ બંનેનું કામ કરતાં પોતાનું કામ કરવા જાય છે. પણ શું કરી શકે છે તે શંકા–ભરેલું છે. આ અશક્તિ ટળે તો તો દુનિયાનો પવનવગે ઉદ્ધાર થાય.

**પૃ. ૮૫. આ તમને સોંપું છું**–વાત ખરી. પણ વિનાયકરાવ એ બચ્ચાંને શી રીતે સાચવશે? શી રીતે સાંત્વન આપશે? **સીમમાં**–ખેતરોમાં. **વિનોદની આશાથી**–પણ બીજી જ લીટીમાં એ નિર્દોષ વિનોદ ઉડી જાય છે. કિસ્મત્ ક્રૂર છે: સાહેબને શું દોષ દેવો? એ કિસ્મતના સાધન તરીકે જ કામ કરે છે.

**પૃ. ૮૬ આચકા**–આઘાત. **અનંત...કરશે**–ગમે તે સ્થળે, ગમે તે સમયે મને એ પ્રસંગ સાંભર્યા જ કરશે. એ કરુણ રૂદન આ સૃષ્ટિમાં જડાઇ ગયું છે. **કામ...ત્યાં છે.**–જુઓ પૃ. ૭૯. " આપણે માણસ સાથે કામ નથી, કામ સાથે કામ છે. ક્યાં જાય, એ જોવાનું એને રહ્યું." **કામ કરનાર આત્મા**–ભૈયો. **કામ કરનાર શરીર**–નવો માણસ, કાળુ. **કાવ્યમય**–ભાવનામય, આદર્શોથી ભરેલું અને આદર્શો પ્રમાણે વર્તવા મથતું. **સંસ્થા**–Institution જાહેર જરૂરનાં કામ કરતું મંડળ. **ભવ્ય જીવન**–ભૈયાનું જીવન ભવ્ય છે, પ્રતાપી છે, માન ઉપજાવે છે. પૃ. ૮૧ ઉપર વિનાયકરાવ ભૈયાને ભૈયાદાદા કહે છે ત્યારથી એને ભૈયાના જીવનની ભવ્યતા સમજાય છે. **યંત્રવાદ**–જે જમાનામાં સૌ કામમાં યંત્રો પ્રધાનપદે છે તે. **નિયમિત જડત્વ**–જ્યાં ત્યાં યંત્રોથી નિયમિત કામ થતું જોવાય, એટલે મનુષ્ય પાસેથી પણ એવી જ રીતે યંત્ર માફક નિયમસર જડપણે કામ સંસ્થા માગે છે. મનુષ્યને જીવ છે, લાગણી છે, ભાવના છે, એવો વિચાર સરખો કામ લેનાર સંસ્થાના પ્રતિનિધિ અમલદારને કદી આવતો જ નથી.

## ન્યાયમંદિરે ભદ્રંભદ્ર.

“ હાસ્યરસની સ્વતંત્ર કૃતિના હિંદુ લેખકોમાં સર રમણભાઇ નીલકંઠ સર્વને શિરે છે. એમ લાગે છે કે કુદરતે જ એમને હાસ્ય અને નર્મોક્તિની બક્ષીસ કરી હતી અને એ હાસ્ય અને નર્મ વચનો હમેશાં એમના મિત્રો અને સ્નેહિઓ સાથે સંસર્ગમાં આવતાં પણ ખળખળાટ વહ્યા કરતાં......જુના જમાનાના અસલી વિચાર ધરાવતી, નવામાં છિદ્રો શોધી કાઢતી, ધર્માંધ હિંદુની મૂર્તિ તે ભદ્રંભદ્ર જ્ઞાતિની સારી માઠી પરાપૂર્વથી બંધાઇ ગયલી રૂઢિઓના કટ્ટા રક્ષકની ધર્મમાં, ક્રિયામાં, ખાવા પીવામાં, ધર્મનો ઢોંગ કરી લડનારાનાં બુદ્ધિ શૂન્યત્ત્વ અને ઢોંગીપણાની અને ભદ્રંભદ્ર જેવા ભોળા ધર્માંધને પોતાનું હથીઆર બનાવનારાઓની: આ પુસ્તકમાં સબળ રીતે મશ્કરી કરવામાં આવી છે. એમાં હાસ્યરસ આદિથી અંત સુધી એક સરખો વહ્યા કરે છે અને એ ચોપડી લખાઇ ત્યારે લોકોમાં એટલો બધો સનસનાટ ઉત્પન્ન થયેલો કે દરેક દિશાએથી એમના ઉપર અંગત આક્ષેપો કરવામાં આવ્યા; કારણ, કેટલાક વાચકોએ એવું ધાર્યું કે એમાં આવતાં પાત્રો પોતા ઉપરથી જ દોરવામાં આવ્યાં છે.” ( કૃ. મો. ઝવેરી. ) આ વાકયો વાંચીને સહેજે સમજી શકાય એમ છે કે આખું પુસ્તક કેવું જીવન્ત હશે.

પુસ્તકમાં આખી વાર્તા અંબારામ—જે ભદ્રંભદ્રનો પ્રશંસક છે તે જ—કહે છે. રમણભાઇએ લેખકનું નામ પણ, ત્રિ. અંબારામ વિ. કેવળરામ, અવટંકે મોદકિયા, એમ આપ્યું છે. આ લેખમાં લીધેલી વસ્તુ મૂળ સાચી બીનાના આધારે ઉપજાવી કાઢી અજબ રીતે વાર્તામાં વણી કાઢી છે. અમદાવાદના કોઇ સુધારક વર્ગના માણસે સાપ માર્યો, એટલે હિંસા કરી ગણાય અને પાપ થયું મનાય. આ વાત સનાતન ધર્મીઓમાં ખૂબ ચર્ચાઇ, પરિણામે આ પાપકર્મ કરનારને ન્યાત બહાર મૂકવા ન્યાત ભરાઇ. ન્યાતમાં કંઇ પણ નિર્ણય થાય ત્યાર પહેલાં તો

અંગત આક્ષેપોમાંથી બોલાબોલી અને મારામારી શરુ થઇ. એથી આખો મામલો કોર્ટે ચડયો—આ તાજા બનેલા બનાવ ઉપરથી ન્યાત સામે માર્મિક કટાક્ષ કરીને, સુધારાવાળાનો એક રીતે ગર્ભિત બચાવ કર્યો. તે આવી રીતે આમાં વાર્તા વણી છેઃ

ભદ્રંભદ્રના ભાણેજ જેનું નામ મગન તેણે રાતે બારીએથી વંદો ફેંકી દીધો. ત્યાં એક ભૂખી બિલાડી બેઠી હતી, તેણે એ વંદાને જોયો ને માર્યો. આ, પડોશમાં રહેતા સોમેશ્વર પંડયાએ જોયું. વાત વધી. પરિણામે મગનને ન્યાત બહાર મુકવા ન્યાત ભેગી થઇ. ત્યાં મારામારી થઇ એટલે તે બદલ કેસ કોર્ટમાં આવ્યો. આ રીતે ભદ્રંભદ્ર કોર્ટ—ન્યાયમંદિરમાં દેખા દે છે.

પ્રસ્તુત લેખમાં સ્પષ્ટ રીતે બે ભાગ નજરે આવે છે (अ) એક ભદ્રંભદ્ર તરફ કટાક્ષ, બીજો ન્યાયનું નાટક અને કોર્ટ તરફ કટાક્ષ. આમ આ લેખમાં બે રીતે કટાક્ષ વહેંચાઇ જાય છે. (अ) પહેલા ભાગમાં ભદ્રંભદ્ર તરફ (૧) વ્યાવહારિક જ્ઞાનનો અભાવ. (૨) પ્રાચીન સંસ્કૃતિનું ખોટું ઘમંડ. (૩) બોલવાની આડંબરી શૈલી, (૪) કમ અક્કલનો આબેહુબ ચીતાર આપી કટાક્ષ સાધ્યો છે. જ્યારે (ब) બીજામાં કોર્ટ તરફઃ—(૧) ન્યાય મળતાં થતી ઢીલ, (૨) વકીલોના પેચ, (૩) પૂરાવાના પ્રપંચો, (૪) માજીસ્ટ્રેટના ખાલી દમામ અને અને અજ્ઞાનનો ચીતાર આપી ન્યાયનું નાટક—ફારસ બતાવી કટાક્ષ સાધ્યો છે.

સામાન્ય રીતે આપણામાં બે રીતે હાસ્ય ઉત્પન્ન થઈ શકે. એક તો કોઇ વ્યક્તિના કોઇ કામથી—વિચારથી—વર્તનથી તેને મૂર્ખ સમજી આપણે તેની તરફ હસીએ. ( We laugh at him ) બીજી રીતે એના વર્તન—વિચાર વગેરેથી આપણે તેને હોશિયાર—કુશલ ધારી એની સાથે હસીએ. (We laugh with him). આ પ્રસ્તુત લેખમાં ભદ્રંભદ્રના વિચાર, આચાર, ભાષા જોઇ આપણે તેની તરફ હસીએ છીએ. કોર્ટનું દશ્ય, વકીલો સામેનો કટાક્ષ, વકીલોના પેચ, તેમનું ફળદ્રુપ ભેજું વગેરે જ્યારે લેખક આપણને બતાવે છે. ત્યારે લેખક

પોતે પણ વકીલ છે એમ જાણી આપણે તેમની સાથે હસીએ છીએ.

હવે આટલું સમજ્યા પછી તમારા પાઠય પુસ્તકમાંથી લેખકના પોતાના જ શબ્દોમાં વાંચો કે એ કેટલે અંશે સાચું છે.

**પૃ. ૮૭ ન્યાતમાં ચાલેલો ઝગડો**—મગનને નાત બહાર મૂકવા જે નાત મળી હતી અને ત્યાં મારામારીનો મામલો બન્યો હતો તે ઝઘડો. **લડવાનું છે**—સામાન્ય રીતે આ ક્રિયાપદનો અર્થ મારામારી લાકડીઓ વગેરે સાધનોથી કરવાની છે એમ કલ્પના આવે છે, પણ 'કેસ લડવો' એમ બોલાય છે તેમાં કંઈ એવાં શસ્ત્રો વપરાતાં નથી. ત્યાં તો વકીલની મદદ, સાક્ષી પુરાવા, તેમને લાંચ આપવી, અરજીઓ કરવી વગેરે સાધન વાપરવાં પડે છે; માટે 'જુદે જ પ્રકારે અને જુદાં જ શસ્ત્રોથી લડવાનું છે' એમ કહ્યું છે. **અમારા**—અંબારામ, ભદ્રંભદ્ર વગેરે જેની સામે કેસ થયો છે તે. અંબારામ પોતે વાત કહે છે માટે પોતાના પક્ષ માટે આ શબ્દ વાપર્યો છે. **અમારા...ઠસાવી હતી**-આમાં પ્રખર પંડિતોને કોર્ટનું ભાન નથી એમ જણાવી તેમના અજ્ઞાન તરફ કટાક્ષ કર્યો છે. **ભદ્રંભદ્ર**-પોતાને સનાતન ધર્મના સ્તંભરૂપ સમજનાર મિથ્યાભિમાની, અને અર્થ વિનાની રૂઢિમાં જ સડયા કરનાર, પારકી ભાષા—યવન ભાષા બોલવામાં પાપ સમજનાર બ્રાહ્મણ, એક હાસ્યજનક વ્યક્તિ. **હું**-અંબારામ.

**કંડિકા—ર.** કોર્ટના મેદાનમાં અનેક માણસો કેવા પોતાના કામમાં પડયા છે તેનું અને ત્યાં પણ ભદ્રંભદ્ર માનની આશાએ જાય છે તે બતાવ્યું છે. **સત્કારની આશા**-પ્રાચીન જમાનામાં બ્રાહ્મણો પૂજાતા તેઓ પૃથ્વી ઉપરના દેવ—ભૂદેવ ગણાતા; એટલે સર્વ કોઈ તેમને સત્કાર આપતા, એ પ્રમાણે ભદ્રંભદ્ર પણ પોતે બ્રાહ્મણ છે; વળી પંડિત છે એટલે માન—સત્કારની આશા રાખતા હતા એમ કહી તેમની બેવકુફી બતાવવાનો પ્રયત્ન છે. **સાહેદી**—સાક્ષી. **પરિચિત**—

[illegible]

**કંડિકા ૩.** અભણ વર્ગની દીન દશા અને અરજી લખનાર પોતાનું કેટલું મહત્વ આંકે છે, વગેરેનું દશ્ય આમાં ખડું કર્યું છે. શબ્દચિત્ર આબેહૂબ છે. **બોધ કરતો હતો**–કેસની માંડવાળ કરવાની સલાહ.

**પૃ. ૮૮ શ્રોતૃમંડળ**—સાંભળનાર વર્ગ. **બારીકીથી નિરીક્ષણ**–આ પ્રમાણે નિરીક્ષણ કરવાની ટેવ રમણભાઇની પણ આ પ્રસ્તુત લેખમાં નજરે પડે છે. આ કંડિકા ત્રીજીમાં આપેલું દશ્ય પણ એમના બારીક અવલોકનનું જ પરિણામ છે. એ દરેક વસ્તુનું બારીક નિરીક્ષણ કરતા. હસ્તાક્ષરો પણ ઓળખવામાં એ બાહોશ ગણાતા. સરકાર તરફથી Handwriting Expert તરીકે એમણે કામ કરેલું હતું. એ હસ્તાક્ષર જલ્દી ઓળખતા. જુઓ ગદ્યકુસુમ પૃ. ૧૧૭ આઠડા જેવા 'ર' વગેરે.

**કંડિકા–૪** કંડિકા ત્રીજીમાં કહ્યા પ્રમાણે બારીક નિરીક્ષણ કરી ભદ્રંભદ્ર આ સુધારાવાળો માણસ છે અને આર્યપક્ષને ફેરવી નાખવા પ્રયત્ન કરે છે એવું મનમાં નક્કી કરે છે. આર્યધર્મની પડતી દશા જોઇ અનેક પુણ્ય સ્મરણો તાજાં થાય છે. મોટા પુરુષોએ ગમે તે ઉપાયે આર્યધર્મનું રક્ષણ કર્યું હતું માટે પોતે પણ ગમે તે–મારામારી કરીને પણ– ઉપાયે અધર્મીનો પરાજય કરવો જોઇએ. પોતાના સાથી અંબારામને પોતાની યોજના સમજાવે છે. યોજના પાર નથી પડતી એટલે ભદ્રંભદ્ર શબ્દપ્રમાણ આપે છે. એટલામાં અરજી લખનાર આવે છે તેને પણ ભદ્રંભદ્ર સનાતન ધર્મનો થોડો ઉપદેશ કરી નાંખે છે. ભદ્રંભદ્રને અંગ્રેજી નહિ આવડતું હોવાથી 'સમરીવાળા' નો અર્થ સમડીપક્ષી સમજે છે. ( આ કંડિકા છેક ૮૯ પાન સુધી લીધી. એટલે આખો સંવાદ આમાં આવી જાય છે.)

**આ વિપત્તિ**–આર્યપક્ષને ફેરવી નાખે છે તે, અને આને જ એ **અનર્થ** પણ કહે છે. **વિષ્ણુ...હતા.** વિષ્ણુએ વરાહનો અવતાર લઇ પાતાળમાં પેસી જતી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો હતો તેનો ઉલ્લેખ છે.

**કૃષ્ણ સારથી**–કૌરવ પાંડવનું યુદ્ધ થયું તેમાં કૃષ્ણ અર્જુનના રથ હાંકનાર બન્યા હતા અને અધર્મનો નાશ કર્યો હતો. **મરુતસુત**–પવનસુત હનુમાન. અંજના (ની)નો પુત્ર. રામાયણમાં સીતાને ખોળી લાવવા અને રાવણ જેવા દુષ્ટ માણસોનો નાશ કરવામાં રામને સહાય આપી હતી તેનો ઉલ્લેખ કર્યો છે. ભદ્રંભદ્રનું કહેવું એમ છે કે ધર્મના ઉદ્ધાર માટે ગમે તેવું હીન કામ પણ થાય. **સજ્જ થા**–તૈયાર થા. **પરાજય**–હાર. **નિયમમાં રાખવાને**–અટકાવવાને. 'મારમાર ન કરો' એમ કહી અટકાવવા. **પ્રમાણ**–સાબીતી. ત્રણ રીતે કોઇપણ પદાર્થની સાબીતી–પ્રમાણ આપી શકાય. (૧) પ્રત્યક્ષ નજરોનજર, આંખે જોયું હોય તેથી (૨) અનુમાન એક પદાર્થ જોયો હોય તે ઉપરથી કલ્પના કરીને જેમ કેઃ આપણે ઘણી વખતે જોઇએ છીએ; દેવતા સળગાવતાં ધૂમાડો નીકળે છે. આ ઉપરથી એમ **અનુમાન** કરી શકીએ કે 'જ્યાં જ્યાં ધૂમાડો ત્યાં ત્યાં અગ્નિ છે' જેમકે રસોડામાં ધૂમાડો નીકળતો જોઇએ તો આપણે કલ્પી શકીએ કે ત્યાં દેવતા છે માટે ધૂમાડો નીકળે છે. આને અનુમાનપ્રમાણ કહેવાય છે. (૩) વેદ, શ્રુતિનાં વાક્યો, પ્રમાણભૂત મનાય છે એટલે શબ્દપ્રમાણ આમ ત્રણ પ્રમાણ કહ્યાં છે. **શબ્દપ્રમાણ**–વેદ, શ્રુતીનાં વાક્યો નહિ કે ગમે તેના શબ્દો કે વાક્યો. અહીં ભદ્રંભદ્ર પોતાના જ શબ્દો એ વેદવાક્ય કહી ઠોકી બેસાડે છે. અને એ જે બોલ્યા એ જ સવાવીસ એમ બતાવે છે. આમાં જે સનાતનીઓ શબ્દપ્રમાણનો ખરો અર્થ સમજ્યા વિના પંડિત વર્ગ વિષે અંધશ્રદ્ધા રાખે છે તેના સામે કટાક્ષ છે.કેટલાકનું અંતર તો કબુલ ન કરતું હોય તો પણ વિરુદ્ધ પડાતું નથી. "**છતી અક્કલે...હતો**" તેના સામે કટાક્ષ છે. **ઉદ્વેગ**–ગભરાટ, ચિંતા.

**પૃ. ૮૯—તેનો સ્પર્શ...બોલ્યા**–પોતે સનાતની છે, આવનાર માણસ સુધારાવાળો છે એમ ભદ્રંભદ્ર કલ્પે છે. સુધારાવાળા વટલાઈ ગયેલા, અધર્મી, અધર્મી અનર્થ ફેલાવનારા છે. એમને અડકે તો અભડાઈ જાય માટે 'લુગડાં ઉંચાં રાખી' અને 'તિરસ્કાર-

ભરી દૃષ્ટિ ' શબ્દો વાપર્યા છે. તમે જરા વિચાર કરશો તો તમને વાક્યે વાક્યે લખકના શબ્દોનો મર્મ સમજાતો જશે. **સનાતન**–શાશ્વત, પરાપૂર્વથી ચાલી આવતો. **આર્યધર્મ**–હિંદુ વેદધર્મ. **સદોદિત**–નિત્ય પ્રકાશમાન, હંમેશાં. **યશઃપૂર્ણ વિજય**–યશથી ભરેલો જય. **વાચાળ શક્તિ**–બોલવાની શક્તિ. **સામાર્થ્ય**–શક્તિ, બળ. **પર્વતો પણ કંપે છે**–'પર્વત'ને અચલ (હિમાચલ, વિંધ્યાચલ વિ.) કહેવાય છે, જે હાલીચાલી શકતા નથી, જે સ્થિર છે તે કંપી ઉઠયા છે તો સુધારાવાળાનો હિસાબ જ ક્યાં રહ્યો ? આમ ભદ્રંભદ્રને બોલતો સાંભળી એની મૂર્ખાઈ પર આપણને હસવું આવે છે તેથી એમ કહી શકાય કે આપણે તેના તરફ હસીએ છીએ અથવા તેને હસીએ છીએ. **વિજયથી હર્ષિત**–જયથી આનંદ પામી. અરજી લખાવનાર સમજ્યો કે આ કોઈ મૂર્ખ છે એટલે એણે ચાલવા માંડયું. ભદ્રંભદ્ર સમજ્યા કે આ સુધારાવાળો મારી વાચાળ શક્તિથી પરાજય પામી 'પલાયન' કરી ગયો. માટે 'વિજયથી હર્ષિત' એમ જણાવ્યું છે.

**બ્રહ્મતેજ**—બ્રહ્મ એટલે ઈશ્વર, ઈશ્વરને ઓળખે એનો સાક્ષાત્કાર કરે તેવા યોગીના મુખ ઉપર આ જ્ઞાન સાક્ષાત્કારનું તેજ હોય છે. તેથી સામેનો માણસ તેના પ્રભાવથી અંજાઈ જાય છે. પાછળના વખતમાં એ તેજનો ઈજારો બ્રાહ્મણો લઈ પડયા ! બ્રહ્મના સાક્ષાત્કાર વગર ભદ્રંભદ્રનો પ્રભાવ પડયો ! **આત્મિક શક્તિ**–આધ્યાત્મિક શક્તિ. પ્રાણ વિનિમય વગેરે પ્રયોગો કરી માણસ જે શક્તિ બતાવે છે તે. **યોગસિદ્ધિ**–યોગની સિદ્ધિ. આ આત્મિક શક્તિ પણ કહી શકાય. યોગ કરવાથી જ્યારે માણસ અમુક સ્થિતિએ પહોંચે ત્યારે તેને અમુક સિદ્ધિ પ્રાપ્ત થાય છે. અને તે સિદ્ધિના બળે તે માણસ ધારે તેવું રૂપ–નાનું મોટું લઈ શકે છે. એ જ શક્તિના પ્રભાવથી બીજા ઉપર પણ ધારી અસર કરી શકાય છે. **સમરીવાળા**–કેટલાક મુકરદમામાં પુરેપુરો કેસ ચાલતો નથી. એટલે વિગતવાર જુબાની, વકીલોનાં ભાષણ વગેરે થતું નથી. મુખજુબાની લીધી હોય તેનો સાર ન્યાયાધીશ લખી રાખે તે ઉપરથી એ ચુકાદો આપે

છે. આને અંગ્રેજીમાં ' Summary Cases ' કહે છે. **સમળી**–સમડી પક્ષી. ભદ્રંભદ્ર સમજે છે કે આ લોકને બોલતાં આવડતું નથી: 'ળ' ને બદલે 'ર' બોલે છે.

**કંડિકા ૫–૬.** ' સાહેબ આવે છે ' એથી કોર્ટમાં કેવો ખળભળાટ, સિપાઈઓની તૈયારી વગેરેનું વર્ણન છે. ભદ્રંભદ્ર અને અંબારામ કોર્ટમાં અંદર પેસે છે. ત્યાં વારાફરતી દરેકનો ભપકો, સ્થાન વગેરે જોઈ કોઇ દિવસ કોર્ટમાં ન આવનાર આ લોકો પ્રત્યેક–ત્યાં રૂઆબમાં બેઠેલી વ્યક્તિને 'સાહેબ' સમજે છે. આમાં ભદ્રંભદ્રનું અજ્ઞાન બતાવ્યું છે અને લેખકે કોર્ટમાં પેસતાં આપણે શું જોવાનું છે અને નોકરવર્ગ પણ કેવો તુમાખી છે એનું કલાથી ભદ્રંભદ્રને બનાવી વર્ણન કરી દીધું છે. લેખકે એક બાણે અજબ રીતે બે પક્ષી માર્યાં છે.

**પૃ. ૯૦—સિપાઈગીરી...લાગ્યા**—હાસ્યજનક સિપાઈઓની તૈયારીનું શબ્દચિત્ર એક જ લીટીમાં સરસ રીતે આપી દીધું છે. સિપાઈગીરી નાસી ના જાય માટે જાણે બાંધી રાખતા ના હોય એમ કલ્પના કરી છે. **ભાવિ**–નસીબ, નસીબ પણ આપણને કંઇ પૂછતું નથી, એમને એમ આપણને ધકેલે છે તે પ્રમાણે.

**કંડિકા ૭–૮–૯**—કોર્ટ એ સુધારાવાળાનું સ્થાન છે એમ ભદ્રંભદ્ર નક્કી કરે છે. ભદ્રંભદ્ર માનતા હતા કે તેમનું **બ્રહ્મતેજ** ઉડીને માજીસ્ટ્રેટના નયનમાં ચોંટશે. અને વકીલને પોતાની વાચાળ શક્તિનો તેઓ ખ્યાલ કરાવે છે.

**આર્ય મંદિરોમાં......સમજાવ્યું**—દેવમંદિરમાં સવારે મંગળા, બપોરે રાજભોગનાં દર્શનનો વખત થાય એટલે ભક્તો હાંફળાફાંફળા મંદિરે દોડતા જાય. દેવ તો દર્શન આપવાને બારણાં ઉઘાડાં મૂકી ક્યારનાયે બેઠા હોય: આ તો આર્યોનો ક્રમ. અહીં ન્યાય–મંદિરમાં બધા સેવકો–વકીલો, આરોપીઓ, સાહેદીઓ, વગેરે–હાજર થાય, ત્યાર પછી દેવરૂપી મેજીસ્ટ્રેટ પધારે છે. માટે આ તો આર્યોથી

ઉંધો ક્રમ થયો; એટલે આ આર્યલોકનું મંદિર નહિ; પણ સુધારાવાળાનું કોઇ (ન્યાય) મંદિર હોવું જોઇએ, એમ સિદ્ધ થાય છે.

**બ્રહ્મતેજ**—જુઓ 'બ્રહ્મતેજ' (પૃ. ૧૯). **આપનો... થાય છે**—હાસ્ય ઉપજાવવા આપેલી ઉપમા. **પરંતુ...નથી**—ભદ્રંભદ્રનું મિથ્યાભિમાન.

**કંડિકા ૧૦-૧૭**—પહેલું દૃશ્ય કૉર્ટના મેદાનમાં અરજી લખનારનું અને 'સમરી'વાળાને બોલાવનારનું આવી ગયા પછી ભદ્રંભદ્ર કૉર્ટમાં પ્રવેશ કરી આજુબાજુ જોઇ પોતાના વિચાર આવે છે અને અનેકને 'સાહેબ' ધારી સલામ કરે છે. હવે આ દૃશ્યમાં સાહેબ પધારતી વખતના ભદ્રંભદ્રનું વર્ણન કરી, કૉર્ટમાં ચાલતા 'સમરી કેસ'નો ચિતાર આપ્યો છે. (૧) ભૈયો (૨) વાણીયા (૩) ગૃહપ્રવેશ (૪) ઉંઘી ગએલો સિપાઇ.. **ઉપકૃત**-આભારી.

**પૃ. ૯૧**—**દાઝ**-લાગણી. **પહેલું કયું......શરૂઆત થઈ**-કૉર્ટમાં થતા કામકાજની અંદર વિલંબ ન કરવાના પ્રશ્ન ઉપર ચર્ચા કરવામાં જ કેવો વિલંબ થાય છે એ બતાવી કૉર્ટ સામે કટાક્ષ કર્યો છે. **જમનાપુરી...હરદયાલ**-આટલાં બધાં નામ એના પિતાએ નહિ પાડેલાં. પરંતુ જુદા જુદા ગુન્હાઓ માટે ભૂતકાળમાં એ પકડાયો હશે, અને તે વખતે જુદાં જુદાં નામ એણે રાખ્યાં હશે. એનું ખરૂં નામઠામ પોલીસને મળેલું નહિ; માટે એના પાછલા ઇતિહાસમાં મળતાં સર્વ નામો કૉર્ટમાં પોલીસે રજુ કર્યાં છે. **પુરબીઆ**—પુરભૈયા. એ નામની એક જાત છે.

**સીરાઇમેંસે**—ધર્મશાળામાંથી. **અસબાબ**-સામાન. **સંદૂક**-પેટી. **ગવાહી**-સાક્ષી. **ગવાહી...સિપાહી**-જે સિપાઈ હમણાં સાક્ષી આપી ગયો તે. **માજીસ્ટ્રેટ...કરૂં છું**-આ ફેંસલાની દલીલમાં કંઈ ઢંગધડો છે નહિ. શા આધારે શિક્ષા કરી તે સમજાતું નથી. હાસ્યની ખાતર આવો ફેંસલો અપાવ્યો છે. મૅજીસ્ટ્રેટે જાણે બહુ કાળજીથી ન્યાય તોળ્યો હોય એમ ગણીને ઓગણત્રીસ દિવસની સજા કરી છે!

**પૃ. ૯૨—ગૃહપ્રવેશ**—Tres pass. કોઇની ખાનગી હદમાં વગર પરવાનગીએ પ્રવેશ કરવામાં આવે તો તે ‘ કાયદા વિરૂદ્ધ ’ છે. **ગરીબપરવર**-ગરીબનો બેલી. અહિંયાં મેજીસ્ટ્રેટ. **આયંદે**-ભવિષ્યમાં, હવે પછી.

કણ્ડિકા ૧૮-૧૯—કોર્ટ નાસ્તા માટે ઉઠે છે, તે ઉપર વગર સમજ્યે ભદ્રંભદ્રે કરેલું ભાષણ.

**નિરંકુશ**—નથી અંકુશ જેની ઉપર તે. નગ્ બહુવ્રીહિ. અંકુશ વગરનો. **અભેદભાવના**-ન ભેદ, અભેદ. (નગ્ કર્મધારય) અભેદની ભાવના, અભેદભાવના (ષષ્ઠી તત્પુ૦) હું, તું નો ભેદ જેમાં નથી એવી લાગણી. મૅજીસ્ટ્રેટે ખાધું તે બધાએ ખાધા બરાબર થયું. એટલે મેજીસ્ટ્રેટ અને નોકરો, વકીલો વગેરે વચ્ચે ભેદ નથી-અભેદ છે-એમ સિદ્ધ થયું. પણ ભદ્રંભદ્ર કહે છે કે, એમ અભેદ સિદ્ધ થતો નથી. ખરો અભેદ તો અમારા અદ્વૈત મતમાં છે; અને અમે અદ્વૈતવાદીઓ ખાવાપીવામાં નાતજાતનો ભેદ પાળીએ છીએ. એમ કરે તે જ ખરા અભેદવાદી. પણ ન્યાયમંદિરમાં મૅજીસ્ટ્રેટ અને બીજાઓ વચ્ચે જમવા બાબતે ભેદ નથી એમ સાબીત કરવામાં આવ્યું છે. માટે તે ખરો અભેદ નથી. તે અભેદ તો વળી સુધારાની વાત થઇ માટે એ વાત બને નહિ.

**પૃ. ૯૩—પ્રાચીનતા**-પ્રાચીન-પુરાણું. પ્રાચીનતા-પુરાણાપણું, જુના આચારવિચાર ધરાવવા તે. **ભોજનના...દર્શાવે છે**-દરેક મનુષ્યને પ્રાચીન આચારવિચાર વિષે માનબુદ્ધિ-પૂજ્ય ભાવ-હોવી જોઇએ. માટે જે પુરૂષો પ્રાચીન આચાર વિચારવાળા હોય તેમને વિષે પણ માન હોવું જોઇએ. કોર્ટ નાસ્તો કરે અને ભદ્રંભદ્ર રહી જાય, એ એમ બતાવે છે કે કાયદા ઘડનારને પ્રાચીન આચારવિચાર વિષે માન નથી. **ઉત્પાતસુચક**-મહા આપત્તિની આગાહી કરનાર. **અનુત્પાતસુચક**-ઉત્પાતસૂચક નહિ તે.

**કંડિકા ૨૦-૨૧**—મુકદ્દમાની હકીકત મૅજીસ્ટ્રેટના લક્ષમાંથી ખસી ગઇ છે. આવી સ્થિતિમાં કેસ કેવી રીતે ચાલે છે તે હાસ્ય-જનક શૈલીમાં આપ્યું છે. મૅજીસ્ટ્રેટનું અક્ષમ્ય અજ્ઞાન હાસ્યનું મુખ્ય કારણ છે. **શખસ**—માણસ.

**પૃ. ૯૪—લોક**-લેખકે સાક્ષીના મુખમાં એવી ભાષા મૂકી છે કે મૅજીસ્ટ્રેટના અજ્ઞાનથી થએલો ગુંચવાડો વધ્યે જ જાય.

**કંડિકા ૨૨-૨૪**—સોમેશ્વર પંડયાના ભાઇની સાક્ષી પુરી થઇ. વકીલ એની મદદે આવ્યો. પછી વકીલોએ માંહેમાંહે તકરાર કરી. **નામદાર...જણાય છે**—મૅજીસ્ટ્રેટની ખોટી ખુશામદ.

**પૃ. ૯૫—ગોળી...હોય**—પોતે આબાદ બની ગયા એ વાત ઢાંકવા માટે. **મહાવ્યથા** Grievous hurtનું ગુજરાતી ભાષાન્તર. કાયદામાં એ શબ્દ વાપરેલો છે. જીંદગીનું જોખમ પહોંચે એવી રીતની પીડા. **મારા વિદ્વાન મિત્ર**—વકીલો એક બીજાને કોર્ટ સમક્ષ 'My Learned Frieud' એવો ઉલ્લેખ કરે છે, તેનું ભાષાંતર.

**કણિડકા ૨૫**—વકીલોની તકરારને પરિણામે બીજા સાક્ષી-ઓની જુબાની લે છે-મગને વંદો કેવી રીતે માર્યો તેનું વર્ણન, અને તેની કોર્ટમાં બેઠેલા પ્રેક્ષકો પર થએલી અસર.

**સત્યવાદિત્વ**-(પોતાનું) સત્ય બોલવાપણું. **કોર્ટમાં...ગયા**—રોજ કોર્ટમાં ખૂનના કેસો સાંભળવા આવવાવાળાને પણ સુગ ચઢે એવું બ્યાન કર્યું. વંદાવધ જેવી નાની બાબતો કોર્ટમાં ઘણું મોટું સ્વરૂપ ધારણ કરે છે.

**કણિડકા ૨૬**—આરોપી ભદ્રંભદ્ર વચ્ચે પડે છે. અને પોતાની સંસ્કૃતમય વાણીમાં અસંબધ્ધ ભાષણ કરે છે.

**કાટલું**—ન્યાયની તુલા. **નમતું જતું હતું**—અમારા વિરોધી-ઓની તરફેણમાં પુરાવા પડયા હતા, તેથી.

**પૃ. ૯૬—આર્ય...ભીતિ**—આ સામાસિક શબ્દમાં ખરેખર

કાંઇ અર્થ નથી. ભદ્રંભદ્રના પાણ્ડિત્યનું ખોટું ઘમંડ માત્ર જણાય છે. **અનુપમા**—નથી ઉપમા જેની તે. નઞ્ બહુવ્રીહિ.

ઉત્કૃષ્ટા—ઉચ્ચ; ઉંચા પ્રકારની. **વેદોક્તા**—વેદમાં કહેલી. **સુધારાવાળા...નથી**—વેદમાં જે લખેલું છે તેનો અર્થ કરવા આપણે અસમર્થ છીએ. આપણી પાસે એક જ સાધન છે. હિંદુઓના જે ચાલતા આવેલા આચારવિચાર છે, એ સૌ વેદ મુજબ જ છે. માટે જે કાંઇ હાલ જોવામાં આવે છે તે જ વેદમાં હોઇ શકે, અને તે જ પ્રમાણે વેદનો અર્થ થાય. **વેદવિહિતા**—વેદમાં લખેલી. **અપ્રસન્ન**—નાખુશ. **અનાર્યત્વ**—આર્ય વિરૂદ્ધપણું, જંગલીપણું. **કલિ......પ્રમાણ**—જેને ઉપર વકીલે 'જાત માહિતીવાળા સાહેદીઓની મુખ જુબાની કહી છે તે. **પ્રમાણું**—પુરાવો. **બલવત્તર**—વધારે બળવાન. **અર્થને...કહ્યા છે**—પૂર્વાપર સંબંધ જોયા વિના ખાલી શબ્દમાંથી જે અર્થ નીકળે તે ખરો. **વિપર્યય**—ઉલટાવવું તે. **મનુષ્યો**—(પ્રમાણ ગણાશે)—કોર્ટમાં સાક્ષી આપનાર માણસો. લોક કોર્ટે ચઢે છે તેમાં ભદ્રંભદ્રના મતે એક ગેરફાયદો છે. લોકોમાંથી શાસ્ત્ર વિષેની શ્રદ્ધા ઘટતી જાય છે, અને મનુષ્યના બોલ પર વિશ્વાસ મૂકવાની રીત વધતી જાય છે.

કણ્ડિકા ૨૭—૨૯ વંદાવધ વિષે સાહેદી થઇ. હવે મારામારી વિષે પુરાવો નોંધતી વેળા થતી વાગ્દંડની ઝપાઝપી. વકીલને અસીલ તથા ગુમાસ્તા તરફથી થતો ત્રાસ ને ગુંચવાડો.

પૃ. ૯૭—વાગ્ એજ દણ્ડ, વાગ્દંડ. (કર્મધારય) વાણી રૂપી લાકડી.

કણ્ડિકા ૩૦—૩૨ ખોટી સાક્ષીથી ખિજાઇ જઇ ભદ્રંભદ્રે કરેલું ભાષણ અને તે મેજીસ્ટ્રેટે કેવી રીતે અટકાવ્યું તે.

પૃ. ૯૮—**વિપરીતમ્**—ઉલટું. **ભ્રષ્ટા**-પતિત, **અંગશક્તૌ**—શરીર બળમાં. **રાક્ષસસમઃ** રાક્ષસ જેવા. **વાચાયામ**—વાણીમાં.

**શરીરે**–શરીરમાં. **મિત્રાણિ**–મિત્ર સંસ્કૃતમાં નપુંસક છે. ગુજરાતીમાં પુંલ્લિંગ છે. ભદ્રંભદ્ર સંસ્કૃત પ્રયોગ કરે છે. **જીવન્ત–જીવત્**નું પ્રથમાનું બહુવચન. **શરીરાણાં ખોખાં**–શરીરનાં ખોખાં. **શરીરોપરિ ...મૂકવો**–શરીર ઉપર પ્રહાર કરવાનો આરોપ મૂકવો. **ઈષ્ટા**—ઇચ્છેલી, માન્ય, ભલું કરનારી. **તને, મને**–દુશ્મન છતાં. **આર્યોને–અન** + આર્યોને, યુરોપિયનોને ઇષ્ટ ન હોય. **દેવ–દાનવ**–દુશ્મન છતાં. **બ્રહ્મર્ષિ**—બ્રાહ્મણ વર્ણનો પુરૂષ ઋષિ બન્યો હોય તે. 'રાજર્ષિઓને ઇષ્ટા છે' એમ કહી જોડકું પુરૂં કરવા જાય છે. અને કદાચ આગળ બીજાં પણ આપત તે પહેલાં મેજીસ્ટ્રેટ જ એને અટકાવે છે. સંયોગાનુસાર ભદ્રંભદ્ર મૌન સેવે છે, તેની ઠીક મશ્કરી કરી છે. **ત્રિકાળજ્ઞાન**—ભૂત, ભવિષ્ય, અને વર્તમાન, એ ત્રણે કાળનું જ્ઞાન. ત્રણ કાળનો સમૂહ, ત્રિકાલ (દ્વિગુ૦ સમાસ) ત્રિકાલનું જ્ઞાન, ત્રિકાલ જ્ઞાન. (ષષ્ઠી તત્પુ૦). **નિષ્કારણ**—નિર્ગત છે (નથી) કારણ જેનું તે. (કારણ વગરનું) નઞ્ બહુવ્રીહિ.

**પૃ. ૯૯**—**કણ્ડિકા ૩૩** મારામારીની જુબાની આપનાર સાક્ષીની ભદ્રંભદ્રના સાક્ષી ઉલટ તપાસ કરે છે. સાક્ષી બેપરવા અને પહોંચેલો આદમી છે.

**અભિપ્રાય**—બેઠા બેઠા બારણાં કઢાય નહિ, માટે ભદ્રંભદ્ર ઉભો હતો; એમ કહેવું એ અભિપ્રાય થયો. જેવી જોઇ યા સાંભળી હોય તેવી સીધી હકીકત જ કોર્ટમાં કહેવી જોઇએ. **ત્યારે... ખોટી !** –વકીલ સાક્ષીને ગુંચવવા જાય છે.

**કણ્ડિકા ૩૪–૪૦** ભદ્રંભદ્રની જુબાની. **પૃ. ૧૦૦—વ્યર્થ**–ફોગટ, નકામા. **તાપ**—પ્રતાપ. ધમકી. **અમારા વિરુદ્ધ...હતું**–આમ જ દુનિયા ચાલે છે! **વિદ્યમાન–(વિદ્**–હોવુંનું વર્તમાનકૃદંત) જીવતો. **શાસ્ત્રાધારે**–સર્વ વાતમાં શાસ્ત્રાધાર! **પ્રશ્નસ્ય અનૌચિત્યમ્**–સવાલની ઉચિતતા નથી. આ સવાલ અસ્થાને છે. **પરશોતમ !**–બંનેનો સાથે

ઉપહાસ છે. **અવિદ્યમાન**–મરી ગએલો. **સનાતન...વિજયનો**–જૂઓ, પૃ. ૨૦૦ ની સમજુતી. **ઉગ્ર**–તામસી, ક્રોધી.

**પૃ. ૧૦૧—અનાદિત્વ**–શરૂઆત ન હોવાપણું. **અનન્તત્વ**–છેડો ન હોવાપણું. **અનાદિત્વ અને અનન્તત્વ**–સનાતનતા. **પ્રતિપાદન કરવાની**–સ્થાપન, સિદ્ધ કરવાની. **નષ્ટાનિ**–નાશ પામ્યાં છે. ખંડિત થયાં છે. **સમાપ્યા છે. (सम्+आप्)**–સમાપ્ત કર્યા છે, પુરા કર્યા છે. **ઉદાહરણાર્થ**–દાખલા તરીકે. **વપન**–કપાવવાને. **અર્વાચીન ગ્રંથો**–સ્મૃતિ વગેરે ગ્રંથો પૈકી બહુ પાછળથી રચાએલા ગ્રંથો, એવો વિરોધીઓનો કહેવાનો હેતુ છે. અંગ્રેજી પદ્ધતિએ સંસ્કૃત ભાષાનો દેશ પરદેશમાં અભ્યાસ થયો ત્યારે વેદ બ્રાહ્મણગ્રંથ, ઉપનિષદ્, સૂત્રો, સ્મૃતિઓ તથા કાવ્ય નાટકો એ સૌ લખાયાનો સમય વિદ્વાનોએ નક્કી કરવા માંડયો. આ ઉપરથી કયી કયી ચીજો નવા ગ્રંથોમાં પાછળથી ઘુસાડેલી છે એ પણ સવાલ ઉભો થયો. પ્રાચીનવાદીઓને, જૂના મતના લોકોને, સુધારાવાળાઓએ એવું કહ્યું કે આપણા ગ્રંથો જોતાં જ જણાય છે કે શાસ્ત્રની આજ્ઞાઓમાં સમય અનુસાર ઉત્તરોત્તર ફેરફાર થતો આવ્યો છે. દાખલા તરીકે, યજ્ઞમાં, પુરૂષયજ્ઞ, અશ્વમેધ, અજામેધ, કોળાનો વધ, એમ ધીમે ધીમે ઉતરતો ક્રમ ચાલ્યો છે. આ દલીલનો ભદ્રંભદ્ર ઉત્તર આપે છે. **પ્રાચીન અર્વાચીન...... પ્રાચીનાઃ જ છે**–અમુક ગ્રંથ પહેલો અને અમુક પછી એમ કહેવું ભૂલભરેલું છે; કારણ કે આ સૌ ગ્રંથો તો સત્યુગના, અને સત્યુગમાં ઇશ્વરની વાણી રૂપ ગ્રંથો ઋષિ મુનિઓએ લખી લીધેલા. તે વખતે ‘આ પહેલો’ અને ‘એ પછી’ એવા સવાલ ઉભો થવાનું કારણ જ નહતું. સત્યયુગમાં સૌ એકી સાથે જ થઇ ગયા.

**નિરૂત્તરાઃ**—નિરૂત્તર—નથી ઉત્તર જેની પાસે તે; (નઞ્ બહુવ્રીહિ) મુંગા. **સર્વા...રહિતા** છે—વેદમાં શું કહ્યું છે, અને તે પ્રમાણે હાલના લોક વર્તે છે કે કેમ તે તપાસવાનું ભદ્રંભદ્રનું કામ નથી. એ તો કહે છે કે હાલ જે ચાલે છે એ સગળું જ વેદમાં

લખેલું છે. **વેદવિહિતા**–વેદમાં લખેલી વસ્તુતઃ વેદ તો જુદા જુદા દેવોની પ્રાર્થનાઓ અને પ્રસંગકથાઓનો કાવ્યસંગ્રહ છે. એમાં જે જે વસ્તુનો ઉલ્લેખ આવે તે નોંધી, કયા કયા રિવાજો હતા તે નક્કી કરી, લોકે કેવી રીતે–વેદને અનુસરતી રીતે–વર્તવું જોઇએ એમ પાછળથી ધર્મ–સૂત્રને, સ્મૃતિઓના કર્તાઓએ નક્કી કર્યું..આ પ્રમાણે નક્કી થએલા સ્મૃતિગ્રંથોમાં કહેલું 'વેદવિહિત' છે એમ કહેવાય છે, મનુ, યાજ્ઞવલ્કય, આપસ્તમ્બ, મયૂખ, દેવલ વગેરે જુદા જુદા સ્મૃતિકારોમાં જ મતભેદ છે, એ વાત કબુલ કરવી ભદ્રંભદ્રને ઇષ્ટ નથી. **ભોજન વ્યવહાર... જોઇએ**–રોટીવ્યવહાર ત્યાં બેટીવ્યવહાર દાખલ કરવો જોઇએ. 'ધીરે ધીરે સુધારો' કરનારા એમ કહેતા, અને કહે છે કે બ્રાહ્મણોની જુદી જુદી જ્ઞાતિઓમાં અથવા વાણિયાની જુદી જુદી જ્ઞાતિઓમાં અને એમ સર્વ કોમોમાં ગોળ, તડ પડી ગયાં છે તે કાઢી નાંખવાં જોઇએ. ઘણી નાની ન્યાતોમાં કન્યાની અછત થવાથી કુટુંબોનાં કુટુંબો નિર્વંશ જાય છે. માટે કન્યા મેળવવાનું ક્ષેત્ર આ રીતે વિશાળ કરવું જોઇએ:– જે બ્રાહ્મણો એક બીજાની સાથે જમવામાં બાધ ન રાખતા હોય તેમણે અંદરે અંદર કન્યા આપવી લેવી. આનો ભદ્રંભદ્ર ઉત્તર આપે છે. **મૂર્ખો...સુખ ત્યાગ છે**–જો કુટુંબો નિર્વંશ જતાં હોય તો તો ઘણું સારૂં! દુઃખ ખમીએ તેમ તેમ વધારે આત્મસંયમ આવે. અને તેમ તેમ મોક્ષ પ્રાપ્ત કરવાની શક્તિ વધે. આર્યોના સ્વસુખત્યાગ સિદ્ધાંતનો ભદ્રંભદ્ર અહીં ઉંધો ઉપયોગ કરે છે, એ સ્પષ્ટ છે. **પશુઓમાં નથી**–ભદ્રંભદ્ર કહે છે કે ગાય અને કુતરૂં એક જ ચાટમાંનું અન્ન વટલાયા વિના ખાય છે, પણ તેઓમાં કન્યાની આપલે થતી નથી. આ રીતે વિશ્વ નિયમ જણાય છે કે ભોજનવ્યવહાર હોય ત્યાં કન્યા વ્યવહાર હોવો જ જોઇએ એવું નથી. પણ ભદ્રંભદ્ર સ્વાર્થ ખાતર સહેલાઇથી ભૂલી જાય છે કે ગામ અને કુતરૂં એ જુદી જાતિ (**योनिः**) છે! અને બ્રાહ્મણોની પેટા જ્ઞાતિઓ અથવા બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર એ સૌ એક મનુષ્યજાતિમાં ઉપજાવેલા ભેદ છે.

**પૃ. ૧૦૨ ખંડન મંડન**—ખંડન, તોડી પાડવું તે. મંડન, સ્થાપન કરવું તે. સુધારાવાળુ તે સુધારવાવાળાનું ખંડન અને સનાતન ધર્મનું મંડન. ભદ્રંભદ્ર કહે છે કે મારા પર આરોપ હોય તો આ એક જ હોઈ શકે. હું બીજું કામ કરતો નથી. **છદ્મ**-કપટ. **તેને કારાગ્રહ...નિષેધ છે**—અજબ દલીલો કરી ભદ્રંભદ્ર પોતાના બ્રાહ્મણ ભાઇઓને કાયદાથી પર સિદ્ધ કરે છે !

કણ્ડિકા **૪૧-૪૭**-ફરિયાદીના વકીલનું ભાષણ (ગ. કુ. પૃ. ૧૦૨-૧૦૬ ). **તહોમતવાળા દુષ્ટ** છે—એમના સાક્ષી જૂઠા છે. ફરિયાદી અને તેમના સાહેદી પરમ સત્યવાદી ને આબરૂદાર છે. ભદ્રંભદ્ર ગાંડા હોવાનો ઢોંગ લઇ બેઠો છે; પણ તે કાયદેસર ગાંડો નથી. ભદ્રંભદ્રની લાલચોળ આંખો જોઇ વકીલે 'કોર્ટનું રક્ષણ' માગ્યું અને કહ્યું કે તે કંઇ 'કાયદા વિરુદ્ધ' કૃત્ય કરવાનો ભય છે. આગળ ચાલતાં ભદ્રંભદ્ર દારૂ પીએ છે એ સવાલ ઉઠાવે છે. 'આવું કરપીણ કૃત્ય' (વંદાવધ !) કરનાર કેવી ચાલના હોવા જોઇએ !' 'આવા વિફરેલા લોકને છૂટા મૂકવાથી લોકોના જાનમાલની સલામતીને બહુ ધાસ્તી રહે છે.'

**પૃ. ૧૦૩ પોતે ગાંડો...ભદ્રંભદ્ર**—ભદ્રંભદ્રે જુબાનીમાં જે કાંઇ કહેલું તે વકીલના ફળદ્રુપ ભેજાએ મૅજીસ્ટ્રેટને ઠગવા માટે જુદા જ સ્વરૂપમાં મૂક્યું છે. **ધિઙ્મૂર્ખ**-ધિક્કાર છે તને, હે મૂર્ખ. આ શબ્દ ઉપરથી વકીલ 'કોર્ટનું રક્ષણ' માગે છે.

**પૃ. ૧૦૪ તેની મગદુર...તોડે**-ગુન્હાના કાયદાનું પુસ્તક-'પીનલ કોડ' સૌ લોક જાણી રાખતા હોય અને તે અનુસાર જ વર્તતા હોય એવી મૅજીસ્ટ્રેટની કલ્પના છે !

**પૃ. ૧૦૫ મદિરાપાન**-મદિરાનું પાન. ષષ્ઠી તત્પુ. દારૂ પીવો તે. **ભવાન્**-આપ, પોતે. **પુરાવાનો કાયદો**—Evidence Act. **શાસ્ત્રમાં...તો પણ**-જુઓ ગદ્યકુસુમ પૃ. ૨૫૫. **અસેવ્યા**-ન સેવ્યા, અસેવ્યા. નઞ્ કર્મધારય. સેવન ન થઇ શકે તેવી, ન પીવાય એવી. **ભક્ષ્યાભક્ષ્ય**-ભક્ષ્ય અને અભક્ષ્યનો સમાહાર, ભક્ષ્યાભક્ષ્ય. દ્વન્દ્વ

સમાસ. ભક્ષ્ય=ખાવાલાયક. અભક્ષ્ય—ન ખાવાલાયક. **પેયાપેય**—દ્વન્દ્વ સમાસ. પીવાય એવું. અને ન પીવાય એવું. **વિવેક**—ભેદ. **વેદ વિધાનાનુસાર**—વેદની આજ્ઞા પ્રમાણે.

**કણ્ડિકા ૪૮—૬૩** ભદ્રંભદ્રના વકીલનું ભાષણ (પૃ. ૧૦૬ થી ૧૧૦) તહોમતવાળા બહાર ગામ હતા, ફરિયાદીઓએ જાતે પોતાના શરીરને ઈજા કરી છે. તહોમતવાળાઓ પાસે સાક્ષીઓએ લાંચ માગી તે ન આપી તેથી દ્વેષે ભરાઈ ફરિયાદી તરફથી સાક્ષી આપવા એ આવ્યા છે. ફરિયાદીના વકીલે ભદ્રંભદ્રના બદલેલા નામ, ગાંડપણનો ઢોંગ, 'સદાદત્ત જશપુરી' 'સનાતન આર્ય ધર્મ' 'કન્યાઓ વેચવાનો ધંધો' વગેરે વિષે કહેલાં જુઠાણાંનો જવાબ આપે છે. કોઈનું ખૂન થયું નથી. ભદ્રંભદ્રે બળ હોત તો પોતે શું કરત એ સંબંધી જે કહ્યું તે પરથી, અત્યારે એ એ જ કરવા માગે છે એવું અનુમાન 'કાયદા વિરૂદ્ધ' છે. વંદો મુઆની અને નાતમાં લડાઇ થવાની તારીખો જુદી છે. વંદાને મારી નાખ્યો એ જ વાત શક પડતી છે. વંદાને માર પડયાના સાહેદોમાં પણ બહુ તફાવત છે. તહોમતવાળાઓ આબરૂદાર છે અને નં. ૧ ના તહોમતદાર (ભદ્રંભદ્ર) મહાદેવના ભગત છે માટે તેમને છોડી મૂકવા જોઇએ.

**પૃ. ૧૦૬ અમારા વકીલની......ઘટતી હતી**—બચાવ પક્ષના વકીલની રીત સાથે ફરિયાદી પક્ષના વકીલની રીત સરખાવો. જુઓ, 'ફરિયાદીના વકીલે......હતું.' (પૃ. ૧૦૨)

**પૃ. ૧૦૭ સૌભાગ્યતી...સરખા નહિ ?**—ખરી રીતે આમાં સરખા હક સાબીત થતા નથી. કારણ કે 'સૌ' શબ્દથી પત્નીનો પતિ હયાત છે તેમ જણાય, પણ 'વિ'. શબ્દથી પત્ની હયાત છે તે જણાતું નથી. પણ 'શક પડી જાય...કહેવડાવે છે?' એમાં સ્ત્રીઓ વિષે 'આર્ય' લોકો કેવી કુશંકા રાખે છે તે ઉઘાડું પાડયું છે. **સાબીત કરવાનો બોજો**—Burden of proof. **સાંભળેલી હકીકત** Hearsay Evidence. **પોતાનું નામ......ધર્મને લગતો**—

ભદ્રંભદ્રનું મૂળ નામ દોલતશંકર હતું. દોલત શબ્દ પરભાષાનો હોવાથી શંકર–મહાદેવના પવિત્ર નામ સાથે તેને જોડાય નહિ. એ બાબતે મહાદેવજીએ સ્વપ્નમાં કોપ પ્રગટ કરેલો; તેથી તેણે નામ બદલી નાખ્યું.

**પૃ. ૧૦૮ વૈકુંઠવાસ**–ભગવાનની આજ્ઞાથી નામ બદલીને પ્રભુને પ્રસન્ન કર્યા તેથી સદ્‌ગતિ થશે. રમણભાઈની પ્રાર્થના સમાજ આ માનતી નથી. **ઉમયાપતિ ભક્તમહાત્મ્ય**–ઉમા (પાર્વતી)ના પતિ ઉમાપતિ (મહાદેવ) ઉમાપતિના ભક્ત, ઉમાપતિ ભક્ત (ભદ્રંભદ્ર), તેનું મહાત્મ્ય (ષષ્ઠી તત્પુ.) નામે વૈકુંઠવાસનું ફળ. **બલિ, તુલસી, અનંત ચતુર્દશી**–આ કથાઓ માટે જુઓ ગદ્યકુસુમ પૃ. ૨૫૫ –૫૬. **મારા સરખા......ફેલ જ નહિ !**–ભદ્રંભદ્રનું મિથ્યાભિમાન. **જડવાડ**–આત્મા છે નહિ એ માન્યતા, તે ઉપરથી આત્માના હિતને બદલે આત્મા વિનાના જડ દેહના સુખના જ ઉપાય શોધનાર મત. Materialism. **પ્રોસીજર કોડ**–કોર્ટમાં કામ કેવી પદ્ધતિ (Procedure) થી ચલાવવું તેનો કાયદો.

**પૃ. ૧૦૯ યથેચ્છ**—ઇચ્છા મુજબ. અવ્યયીભાવ સમાસ. **પ્રલયકાળ**–પૃથ્વીનો સમૂળો નાશ એક વાર થશે, તથા તે સમયે માત્ર અમુક ધર્મવાળા જ બચી જશે–એવું દરેક ધર્મવાળા પોતપોતાના સંપ્રદાયવાળાના મનમાં ઠસાવે છે: એ સંકુચિત મનોવૃત્તિ સામે કટાક્ષ છે. **આડકથા**–કથામાં ફાંટો.

**પૃ. ૧૧૦ નવેણુ**—રસોડું. **પકવાન્ન**–પક્વ અન્ન. (કર્મધારય) રાંધેલું અનાજ. **ભાવિ**–ભવિષ્ય. કોણ ખાશે તે **નક્કી** નથી, માટે અનિશ્ચિત ભવિષ્ય કહ્યું છે.

નોંધઃ—આ પ્રકરણનાં કટાક્ષકથનો અપાર છે. ખુલ્લાં કટાક્ષકથનો ઉપર હસવામાં લીન થઈને આપણે ગૂઢ કટાક્ષકથનો ચૂકી પણ જઈએ એમ બને. માર્ગદર્શનમાં આ લેખ વિષે પ્રાસ્તાવિક નોંધ આપી છે. તેની ચોથી કણ્ડિકામાં આપેલા મુદ્દાઓનાં દૃષ્ટાંત ધ્યાનમાં રાખો.

## પાંચાલી પ્રસન્નાખ્યાન.

આ નાટકનો ખરો લખનાર કોણ છે, એ સિદ્ધ થતું નથી. વિદ્વાનોમાં એ બાબતોમાં મતભેદ છે. એ નાટકો પ્રેમાનંદે લખ્યાં છે એમ સિદ્ધ થવાથી એની ખાસ મહત્તા વધી જશે, એવું નથી. વળી આ નાટકોનું વસ્તુ એવું નથી કે જેથી સામાન્ય વાચકોને એમાં એક સરખો રસ પડે. વિશેષમાં હાલના જમાનામાં વાચકોની રૂચિ બહુ બદલાઈ છે.–જૂનાં સંસ્કૃત નાટકો ન વાંચી શકનાર જિજ્ઞાસુને જો એ નાટકોનું સ્વરૂપ–બાહ્ય સ્વરૂપ–સમજવાની ઈચ્છા થાય તો તે આ નાટકો પૂરી શકશે. બાકી સંસ્કૃત નાટકોને એ પહોંચે એમ નથી. ગદ્યકુસુમમાં આ ભાગ આપેલો છે તે પણ એટલા હેતુથી જ. નવા નાટકકારોએ એ પ્રથા માન્ય રાખી નથી. આ નાટકના લખનારને ગુજરાતી ભાષા પ્રત્યે અસાધારણ મમત્વ હતું તેની નાં પડાય એમ નથી. કોમોનું ઐક્ય સાધવામાં ભાષા પણ એક સાધન છે. અને તેથી એ ભાષાપ્રેમ દેશપ્રેમમાં પરિણામે, દેશમાં ઐક્ય સાધવા પ્રેરે તો આ નાટક ભાગનું અધ્યયન સફળ ગણાય.

પંચાલ દેશના રાજાની દીકરી પાંચાલી-દ્રૌપદીને વનવાસ દરમ્યાન પ્રસન્ન કરવા ભીમસેન અનેક પરાક્રમો કરી કમળ લાવે છે. એ આ નાટકનો વિષય છે. પણ આપણે અભ્યાસ કરવાના ભાગમાં ક્યાંય એનો સીધો ઉલ્લેખ નથી. પહેલા શ્લોકમા–'નાન્દી'માં પાર્વતી વિષ્ણુ પાસેથી કમલ લાવવા મહાદેવને કહે છે.

**પૃ. ૧૧૧ પાંચાલી પ્રસન્નાખ્યાન**–'નળાખ્યાન' 'ધ્રુવાખ્યાન' એવાં નામ કાવ્યોનાં છે; નાટકોનાં નહિ. એમ કહેવામાં આવે છે કે હેમાચાર્યના **प्राकृत प्रभाकर**ના પંચાણુંમા સૂત્રમાં 'નાટકને સ્થળે કોઈ પણ પ્રાકૃત ભાષામાં આખ્યાન શબ્દ યોજવો' એવું વિધાન છે. પરંતુ " આ **प्राकृत प्रभाकर** નામના ગ્રન્થ માટે પુષ્કળ અન્વેષણ કર્યા છતાં એના નામનિશાનનો પત્તો લાગતો નથી."–ન. ભો. પ્રેમાનન્દની પૂર્વે કે પછી વિસ્તીર્ણ નાટક સાહિત્ય જોવામાં આવતું નથી. પ્રેમા-

નંદ જેવા સમર્થ કવિની પાછળ તેના શિષ્યોમાંથી કોઇ લખનાર ન નીકળે એ અસંભવિત છે. માટે ખરી વાત એવી લાગે છે કે ગુજરાતી ભાષા પ્રત્યે વધારે પડતું અભિમાન રાખનાર કોઈ વ્યક્તિએ પ્રેમાનંદના કોઈ આખ્યાનને નાટકના રૂપમાં ઉતાર્યું છે. તેથી જ નામમાં 'આખ્યાન' શબ્દ આવે છે. **નાન્દી**—નાટક શરૂ થતા પહેલાં ગવાતું મંગળાચરણ. જૂના સંસ્કૃત નાટકોમાં આ મંગલાચરણના શ્લોકમાં જ નાટકના વિષયનું સૂચન થતું. તેનું અનુકરણ કરતા આ પાંચાલી પ્રસન્નાખ્યાનમાં પણ તેવું જ સૂચન છે. પાર્વતી શંકર પાસે માગે છે કે મને વિષ્ણુની નાભિ પરનું કમળ લાવી આપો. નાટકમાં એવું જ બને છે—દ્રૌપદી ભીમ પાસે કમળની માગણી કરે છે, ને હનુમાન મળે છે તે કહે છે—

અનુજ લઘુવયીને આજ હું ભેટું ભાવે,
અમલ **કમલ લેવા** માનવી ધન્ય આવે.

નાન્દીમાં નાટકના મુખ્ય પ્રસંગનું સૂચન કેવી રીતે થાય છે, તે બરાબર સમજવા પ્રેમાનંદના કહેવાયલા નાટક 'સત્યભામા રોષદર્શિકા આખ્યાન'ની નાન્દી જુઓ:—

અંકે લેઈ શિવાને શિવ મુદ મનથી મોહ મગ્ને રહ્યા'તા,
એવે ત્યાં શંભુ હસ્તે પ્રિય વર વિજ્યા ભૃંગી અર્પી ગયા'તા;
તેમાંની અલ્પ ભાળે પ્રથમ શિર ધરી પાર્વતીને કહ્યું લ્યો,
ગંગા પ્હેલી સતીથી ગ્રહણ નવ કરૂં ભોગવ્યું એ રહ્યું દ્યો.

પાર્વતીની સાથે શિવજી બેઠા હતા, ત્યારે ભૃંગી આવીને વિજ્યા—ભાંગ—આપી ગયા. મહાદેવજી એમાંથી થોડી પહેલાં માથે મૂકી—મતલબ કે જટામાં રહેલાં ગંગાજીને આપી. તે ઉપરથી પાર્વતીને ખોટું લાગ્યું કે મારી શોકયને એ પહેલાં કેમ આપો! તેવું જ પછી સત્યભામાના વિષે બને છે. કૃષ્ણે પારિજાતક રૂક્મિણીને આપ્યું તે ઉપરથી સત્યભામા રૂસણું લે છે. આવી રીતની 'નાન્દી' સંસ્કૃત નાટકોમાં લખાતી. શરૂઆતમાં થોડાંક ગૂજરાતી નાટકોમાં લખાઈ. પણ હવે એ પ્રથા નાબુદ થઈ છે. **વિષ્ણુ નાભિ**

–વિષ્ણુની દુંટી. **સરોજ**–સરોવરમાં જન્મે છે તે, (ઉપપદ સમાસ) કમળ. **જે થકી**–જે કમળમાંથી. સૃષ્ટિની ઉત્પત્તિના ક્રમ વિષે અનેક માન્યતાઓમાં એક આ છે કે નારાયણની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયું, તે કમળમાંથી બ્રહ્મા નીકળ્યા, અને એ બ્રહ્માએ આ સૃષ્ટિ રચી. **સુરમણિ**–સુરોમાં (દેવોમાં) મણિ (રત્ન) જેવા (કર્મધારય); દેવરત્ન બ્રહ્માનું વિશેષણ છે. **ભોળાનાથ**–શિવને 'ભોળા' ગણે છે. **મમ પરે**–મારા ઉપર. **અપિચ**–વળી. **માયા**– શક્તિ, પાર્વતીનું એક નામ. **માનવતી**–માનિની. **આપણી**–( તમારી ) પોતાની. **તવ**–ત્યારે.

**સતી**–પાર્વતીનું એક નામ. **માંમતિ**–મહામતિ, મહાન છે. મતિ (બુદ્ધિ) જેની તે. બહુ બુદ્ધિવાળો. અહીં શિવનું વિશેષણ છે. **શુભ ગતિ**–શુભ છે ગતિ જેની તે, (૧) સુંદર (૨) ભાગ્યવાન. અહીં પાર્વતીનું વિશેષણ છે. **રુખરાય**–ઋખિરાય. મહાદેવનું પ્રસિદ્ધ સ્વરૂપ યોગીનું–તપસ્વી ઋષિનું છે. **રે'તું મેં**–**मया वसितव्यः** પરંતુ હવે શિષ્ટ ગુજરાતીમાં આ રચના અશુદ્ધ ગણાય છે. અને તૃતીયાને બદલે ચતુર્થીમાં 'મારે રે'વું' એમ બોલાય છે. **રતિ**–રતિથી, પ્રેમથી. બંને શ્લોકના વિવરણ માટે જુઓ ગદ્યકુસુમ, પૃ. ૨૬૨–૩.

**સૂત્રધાર**—

**नाटयस्य यदनुष्ठानं तत्सूत्रं स्यात्सबीजकः**
**रंग दैवत पूजाकृत् सूत्रधार इति स्मृतः ।**

સૂત્રધાર કાંઈ ખાલી 'નાન્દી' ગાવા માટે જ આવતો એવું નથી. તે નાટક સમગ્રનો ચાલાક Director ગણાતો, અને બહુ જૂના વખતમાં **स्थापक** નામે રંગભૂમિનો વ્યવસ્થાપક તેની મદદમાં હતો. નાટકોનો સૂત્રધાર પોતાની જોડેના ગાયકમંડળ સહિત આખો ખેલ ચાલતા સુધી રંગભૂમિ ઉપર જ પ્રગટ રહેતો, તથા નાટકના ખેલમાં સંગીત આદિકથી ભાગ લેતો. **નાન્દ્યન્તે**–નાન્દીને છેડે, નાન્દી બાદ. **નેપથ્યાભિમુખ**–નેપથ્ય સામે જોઇને. નેપથ્ય–પડદા પાછળની જગા,

જ્યાં નટો વસ્ત્રાભૂષણ પહેરે છે તે. **મારિષ**–માનનીય પુરૂષ. નાટકો-માં મુખ્ય નટોને સંબોધતી વખતે 'મારિષ' શબ્દ સૂત્રધાર વાપરતો. **ભાવ**–પૂજ્ય. વિદ્વાન પુરૂષ. સૂત્રધારને સંબોધન. **હાવભાવ**–હાવ–શરીરનું હલન, ચલન, ભાવ, મનની લાગણીઓ. અભિનયમાં હાવ તથા ભાવ બંને બરાબર વ્યક્ત થવાં જોઇએ. **હાવ...સ્વર**–નાન્દી. નાન્દી ગાતી વળાં કોઈ જાતનો અભિનય થતો નહિ. **પારિપાર્શ્વક**–પરિકપાર્શ્વ પરિ–આજુબાજુ, પાર્શ્વ–બાજુ. સાંનિધ્યમાં રહેનાર, સેવક. પ્રસ્તાવના દરમીયાન સૂત્રધારની જોડે વાત કરનાર એનો રંગ-ભૂમિમાં મદદનીશ એવો એક નટ.

પૃ. ૧૧૨ **પ્રેમી...બતાવો**—આવો કોઈ હેતુ લગભગ સર્વે નાટ-કોમાં આવતો. **અર્વાચીન**–જૂના સંસ્કૃત નાટયકારોના હિસાબે નવા (કવિ પ્રેમાનંદ). **ચંગ મૃદંગ વીણાદિ**–ચંગ, મૃદંગ અને વીણા. ચંગ મૃદંગ વીણા આદિ છે જેમાં તે, ચંગ મૃદંગ વીણાદિ (બહુવ્રીહિ.) **સાહસ**–પ્રેમાનંદની મહત્તા વધારવા કહે છે. **ભાવ ભાવના......** છે–ત્રણે ભાવનો જુદો અર્થ છે. ભાવ–ઇચ્છા. ભાવ–સૂત્રધાર, મનોભાવ –મન. આવી શબ્દોની રમત સંસ્કૃત સાહિત્યના પાછલા વખતમાં બહુ પ્રચારમાં આવી. તેને સૌંદર્ય સમજી અહિં અનુકરણ કર્યું છે. પરંતુ એ રમત બીલકુલ કર્ણપ્રિય નથી. સરખાવો ભાવ... સ્વર. **એટલે...હશે તો !**—પ્રેમાનંદે ગુજરાતી ભાષા સમૃદ્ધ કરવા પ્રતિજ્ઞા કરી હતી. એટલે બીજી ભાષા, સામાન્ય રીતે નાટ-કોમાં વપરાતી પ્રાચીન સંસ્કૃત ભાષા શેની હોય ? **ધણીનો...છે**–ધણી–(૧) સુત્રધાર (૨) પ્રેમાનંદ. માણસ પોતે પોતાનો ઉપરી હોય, તો પછી ધારે તે કરે જ. સુત્રધારે પ્રેમાનંદનું આખ્યાન ભજવવા ધાર્યું, એટલે તે ભજવાશે જ. અથવા પ્રેમાનંદે ગુજરાતીમાં લખવા ધાર્યું, એટલે એ ગુજરાતીમાં જ નાટકો પણ લખે જતો. **રસજ્ઞ**–રસ જાણે છે તે, રસજ્ઞ. (ઉપપદ સમાસ). કદરદાન. **તેમ હશે તો**–

પ્રેક્ષક વર્ગમાંથી કોઈ પણ સ્વભાષાની કદર નહિ કરે તો. "જ્યારે... દેવા." સરખાવો 'જેવા પડશે તેવા દેવાશે.' **શૃંગાર**–શણગાર. **આજ્ઞાનુવર્તી**–આજ્ઞા અનુસરનાર. 'હું'નું વિશેષણ. આજ્ઞાનું પાલન કરતો આવ્યો છું તેમ અત્યારે કરવાની ઇચ્છાવાળો, એવો અર્થ છે.

**આર્યપુત્ર**—પત્નીએ પતિને કરવાનું સંબોધન છે. વિશેષતઃ નાટકોમાં વપરાય છે. **નટી—પ્રાચીન ભરતખંડમાં**–સ્ત્રીઓનો વેશ ઘણું કરીને ( જો કે હંમેશાં જ નહિ. ) સ્ત્રીઓ ભજવતી. નટી તે પુરૂષે સ્ત્રી વેશ લઇને થએલી નટી નહિ, પણ સૂત્રધારની જ સ્ત્રી એમ હેતુ જણાય છે. અર્થાત્ નાટક મંડળીમાં નટ તેમ નટીઓ પણ રહેતી; અને એમનું કર્તવ્ય સ્ત્રી પાત્રનો વેશ ભજવવાનું હતું. નાટયસૂત્રમાં સ્ત્રી અને પુરૂષ નટને જુદી જુદી સૂચનાઓ છે, પણ આ વાત પાંચાલી પ્રસન્નાખ્યાનને લાગુ પડે એવી નથી. કારણ કે એ અર્વાચીન છે. પ્રાચીન ભરતખંડમાં સ્ત્રીઓની સ્વતંત્રતાના સમયમાં નટીઓ રંગભૂમિ ઉપર જોવી એ અસાધારણ વાત ન હતી. હાલ સ્ત્રી વર્ગની અવદશાને લીધે, સ્વાતન્ત્ર્ય નાશને લીધે, એ બનતું નથી. કલા પ્રેમથી જ નાટક ભજવવામાં પુરૂષ હજી બહુ બહાર પડતા નથી, ત્યાં સ્ત્રીઓ તો ક્યાંથી જ હોય? **गुर्जराणां मुखं भ्रष्टम्** । દક્ષિણી પંડિતો ગુજરાતી લોકનો ઉપહાસ કરતા, કારણ કે 'તુલસી'ને બદલે 'તલસી' 'મુકુન્દ'ને બદલે 'મકન' 'શિવ'ને બદલે 'શવ' એવા ઉચ્ચારના ફેરફાર ગુજરાતીઓ કરતા, સરખાવો–'તળશીભાઈ' 'મકનદાસ' 'શવાભાઇ' 'ગુરુ' ને બદલે 'ગરુ' 'પિણ્ડ' ને 'પણ્ડ' 'ગુર્જર'નું 'ગજ્જર' આવા ઉચ્ચારના ફેરફારને જોઈ દક્ષિણિ પંડિતોએ કહેલું કે ગુજરાતીઓનું મુખ ભ્રષ્ટ થયું છે. **મુખમાં...રહી છું**–ગુજરાતી ભાષામાં સંસ્કૃતમય શુદ્ધ રીતે લખેલું નાટક શુદ્ધ રીતે ભજવી બતાવીને એ દક્ષિણીઓને ઝાંખા પાડવા માગું છું. વસ્તુતઃ વાત એવી છે કે અંગ્રેજોના આવ્યા પછી ભજવાતાં નાટકોનો પુનરુદ્ધાર થયો. તેમાં પ્હેલ દક્ષિણીઓએ કરી.

તે દક્ષિણીઓની સાથે હરિફાઈમાં પ્રેમાનન્દ નામધારી આ નાટકના લખનારે આ ઉલ્લેખ કર્યો છે. બાકી પ્રેમાનંદના સમયમાં ગુજરાતી પંડિતો અને દક્ષિણી પંડિતોને ઝગડો થયો નથી. બીજા—ગુજરાતીની અવજ્ઞા કરનાર. **હું આમ માનું છું**—હું આમ માનું છું કે લોક ગુર્જરભૂમિમાં જન્મેલા નથી. **मौनं सर्वार्थ साधनम् ।** મૌન સર્વ અર્થનું સાધનારૂં સાધન છે. ખુલ્લું બોલીને વિખવાદ વહોરવાથી કશો અર્થ થતો નથી. **ગુર્જરગિરા**—ગુર્જરોની ગિરા; ગુજરાતીઓની ભાષા. **આહ્લાદજનક**—આહ્લાદની જનક—આનંદની ઉત્પાદક, આનંદ આપનાર. **આજ્ઞાનુરૂપ**—આજ્ઞા મુજબ. **સહૃદયજનો**—હૃદય સહ, સહૃદય. સહૃદયજન, સહૃદયજન—સહૃદય—રસજ્ઞ, લાગણીવાળા, કદરદાન. **એકાગ્રચિત્તે**—એક ધ્યાન થઈ.

**પૃ. ૧૧૩ આ તે લલિત...સુહામણી**—આ વર્ણનમાં વસંત ઋતુને તથા ગુજરાતી ભાષાને સરખાવી છે. એનો અન્વય આ પ્રમાણે છેઃ—શકે, આ તે લલિત સુમનના મધુકણ સ્રવે; અથવા મધુરી ગુર્જરીની ઘણી મોંઘી મીઠાશ સ્રવે ( છે શું )? રક્તપીતવર્ણ કિંશુક કુસુમ વાસ વનું છે; ( પણ ) આ ગુર્જરી મહામણિ અનુદિન ગુલાબ ( માફક વાસ પસારે છે ) કુસુમિત ઉપવન જોઈને મત્ત ભૃંગ ગુંજે છે. ( તેમ ) આ ( પ્રેમાનંદની ) વાણી કો અકલ પ્રેમી પરભૃતની છે. સુરભિએ સહકાર વૃક્ષને પૂર્ણ પ્રફુલ્લિત કર્યાં છે; તેમ પ્રમુદિત દ્વિજગિરા સુરભિ ( પણ ) સુહામણી છે.

આ રીતે કાવ્યની દરેક કડીની પહેલી પંક્તિ વસંત ઋતુને અને બીજી ગુજરાતી ભાષાને લાગુ પડે છે. અને ગુજરાતી ભાષાનું સૌન્દર્ય અધિક છે એમ બતાવ્યું છે. **લલિત**—સુંદર, મનોહર. **સુમન**—પુષ્પ, ફૂલ. **મધુકણ**—મધના કણ, મધનાં ટીપાં. **સ્રવે**—ઝરે છે. **શકે**—જાણે કે; જુઓ માર્ગદર્શન, પૃ. ૧૨. **આ તે...ઘણી**—વસંત ઋતુમાં ખીલેલાં પુષ્પો જોઈને બોલતી હોય તેમ કહે છે, "શું આ તે મનોહર પુષ્પમાંથી મધ ઝરે છે, કે પછી મીઠી ગુજરાતી

ભાષાની મહા મોંઘી મીઠાશ જાતે જ એ પુષ્પોમાંથી ઝરે છે ? **અર્થાત્** ગુજરાતી ભાષા મધ જેવી મીઠી છે—મધથી પણ ઘણી મીઠી છે. **કિંશુક**—ખાખર. અને વસંતઋતુમાં ફુલ આવે છે. **રક્તપીતવર્ણ**-રાતા અને પીળા રંગવાળું. **વર્ણ**—રંગ. **વાસ વનું**—સુવાસ વગરનું. **અનુદિન**—રોજરોજ ( અવ્યયીભાવ સમાસ ) **ગુર્જરી મહામણિ**—મહાન્ મણિ, મહામણિ. ગુર્જરી એ જ મહામણિ ( કર્મધારય ). ગુર્જરી ભાષારૂપી ભારે રત્ન. **કિંશુક...મહામણિ**—આ કિંશુકનાં—ખાખરનાં ફૂલ દેખાય છે, તે રાતાં પીળાં રંગીન છે, પણ વાસ વિનાનાં છે, અને ફક્ત વસંતમાં જ ખીલે છે. પરંતુ આ ગુજરાતી ભાષારૂપી મહા મૂલ્યવાન રત્ન છે તે તો બારે માસ પ્રફુલ્લ રહે છે, અને ગુલાબ જેવું સુશોભિત અને સુગંધીદાર છે. **ઉપવન**—બાગ, વાડી. **કુસુમિત**—ફૂલોવાળું. **મત્ત**—મદમત્ત. **ભૃંગ**—ભમરો. **અકલ**—અકળિત, કળી ન શકાય તેવા, અવર્ણનીય, અજાણ્યા. કોયલ ગાતી વેળા બહુ નજરે નથી પડતી. **પરભૃત**—કોયલ. કોયલ ગાય છે, તે નર કોયલ હોય છે—માદા નહિ. છતાં ગુજરાતીમાં ' કોયલ બોલી ' કહેવાનો રિવાજ પડી ગયો છે. **પ્રેમી તણી**—ગુર્જરી ભાષા ઉપર પ્રેમ ધરાવનારની. ' પ્રેમી ' શબ્દમાં પ્રેમાનંદનો ઉલ્લેખ છે, એમ કેટલાક માને છે. **ઉપવન...તણી**—વસંત ઋતુમાં ફૂલની ભરેલી વાડીઓ જોઇ ભમરાઓ ગુંજારવ કરે છે—ગું ગું કરે છે. પણ આ કોઈ **અ**-વર્ણનીય અથવા અજાણ્યા ગુજરાતી ભાષાના પ્રેમીની વાણી છે તે તો જાણે ' વસન્તે પંચમાલાપે રસીલી કોકિલા કૂંજે. **સુરભિ**—વસંતઋતુ. **સહકાર**—આંબાનાં વૃક્ષ. **પૂર્ણ પ્રફુલ્લિત**—પુરા મ્હોરેલા. **પ્રમુદિત**—આનંદ પામેલા. **દ્વિજગિરા**—બ્રાહ્મણની વાણી ( વડે ). **સુરભિ**—ગજરાતી ભાષારૂપી સુરભિ (?) દ્વિજગિરારૂપી સુરભિ ( ? ) **સુરભિએ ...સુહામણી**—સૌ આંબાના વૃક્ષો વસંતઋતુના પ્રતાપે પુરેપુરાં મ્હોર્યાં છે. તેમ આ આનંદમાં આવી ગએલા બ્રાહ્મણ ( પ્રેમાનંદ કે નાથાલાલ શાસ્ત્રી ? ) ની વાણીરૂપી સુરભિ—વસંત શોભાયમાન છે.

અથવા, હર્ષિત થએલા બ્રાહ્મણની વાણી વડે ગુજરાતી ભાષા સુશોભિત થઇ રહી છે. આ કાવ્યમાં આવતા શબ્દો તથા પંક્તિઓ દયારામના એક કાવ્યમાં જોવામાં આવે છે. તેથી આ નાટક પહેલું કે દયારામ પહેલા એ સવાલ ઉભો થયો હતો. આ કાવ્યની બે પંક્તિઓ ‘ સાહિત્ય ’ માસિકના મુખપૃષ્ઠ ઊપર મૂકવામાં આવે છે.

**પ્રાણપ્રિયા**–પ્રાણ માફક પ્રિયા, ( કર્મધારય ) જીવન જેટલી પ્રિય. **સુખજન્યા**–સુખ ઉત્પન્ન કરનાર. આ પ્રયોગ ખોટો છે. શુદ્ધ પ્રયોગ ‘ સુખજનની ’ થાય, ‘ પ્રિયા ’ ને ‘ ધન્યા ’ની માફક ‘જન્યા’ કર્યું છે; તેનો અર્થ તો ‘ સુખમાંથી ઉત્પન્ન થએલી ’ એવો થાય. **ધન્યા**–શાબાશી લાયક (સ્ત્રી). **નીકર**–નહિ તો. **અધર**–નીચલો હોઠ. હોઠે આંગળી અરાડવી, એ વિચારમાં મગ્ન હોવાની નિશાની છે. **શકે**–જાણે. **દ્વિજ**–(૧) બ્રાહ્મણ. બ્રાહ્મણ ‘ પશ્ચિમ બુદ્ધિ ’ કહેવાય છે–બહુ વિચાર કર કર કરે છે. અહીં ‘ દ્વિજ ’ તે નાટકમાં આગળ આવનાર બ્રાહ્મણ રૂપધારી દૈત્ય છે. નાટકની પ્રસ્તાવનામાં નાટકમાં આવનાર મુખ્ય પ્રસંગો સૂક્ષ્મ રીતે સૂચવવામાં આવતા હતા. તે પ્રમાણે સૂત્રધાર દ્રૌપદીને છેતરવા આવનાર દૈત્યનો અહીં છૂપો ઉલ્લેખ કરે છે. **વાયનદાન**–નાની સુપડીમાં કંકુની દાબડી, કાંસકી વગેરે સૌભાગ્યસામગ્રી મૂકી સ્ત્રીઓ દાન કરે છે તે; વાયણું. સીમન્તિની સ્ત્રીને સગાં વહાલાં ‘ વાયણું ’ કરે છે–તેને જમાડીને સાડી વિ. દાન કરે છે. **વા’ચે**–છેતરે છે. **લલના**–સ્ત્રી, દ્રૌપદી. **ભૂમિભેટે**–ભૂમિને ભેટે છે. ભોંય પડીને નમસ્કાર કરે છે. **ગાયનમાં...ભેટે**–દ્રૌપદીને વાયણાને નિમિત્તે પટાવવા તેના આગળ એક દૈત્ય બ્રાહ્મણરૂપ ધારણ કરી એને પગે પડ્યો છે, એના આગળ ભોંય આળોટે છે, તેમ આ મારૂં મન પણ ગુંચવાડામાં પડયું લાગે છે–જાણે ગાયનમાં ગુંચાઈને તું લલના આગળ આળોટતું ન હોય ! **દૈત્યદ્વીજ**–ગાયન વાદન; **લલના**–નટી; દ્રૌપદી. જેમ દ્રૌપદી આગળ દૈત્ય આળોટશે, તેમ મારૂં મન તારી આગળ આળોટે છે. આ ગીતિમાં સૂચન છે કે હવે નાટ-

કનાં પાત્રોનો પ્રવેશ થશે. નેપથ્યમાંથી આવનારને પણ ચેતવણી મળે છે કે રંગભૂમિ ઉપર હાજર થવાનો વખત થયો. **કપટીદ્વિજ**–દ્વિજના કપટવેશમાં આવેલો દૈત્ય. **કૃષ્ણા**–દ્રૌપદીનું એક નામ. **શક્રપ્રસ્થ**–ઈંદ્રનું નામ પણ શક્ર છે, તેથી ઈંદ્રપ્રસ્થ–પાણ્ડવોની રાજધાનીનું નામ. **પાંચાલી**–પાંચાલ દેશના રાજાની પુત્રી, દ્રૌપદી. **મગ**–તરફ, બાજુ. **આગમ**–શાસ્ત્ર.

**પૃ. ૧૧૪. આપે...પાપ**–સમજૂતી માટે જુઓ ગદ્યકુસુમ પૃ. ૨૬૫. **શૃંગારભૂષિત**–શૃંગારથી ભૂષિત ( તૃતીયા તત્પુ. ) શણગારેલાં. **વામા**–સ્ત્રી. **પ્રસ્તાવના**–“ પ્રસ્તાવનામાં સૂત્રધાર ‘ નાન્દી ’ ગવાઈ રહેતાં પ્રેક્ષકમંડળ આગળ પ્રસ્તુત નાટકના ઉપક્રમની ઇચ્છા પ્રગટ કરી, પછી નટી, અન્ય નટ, વગેરે જોડે સંલાપ આદરતાં પ્રસ્તાવનાના અંતને નાટકના આરંભ જોડે ચાતુર્યથી જોડે છે; પ્રસ્તાવનામાંથી નાટકમાં સંક્રમણ બહુધા સરલગામી જ થાય છે. ” (અભિનય કળા ) **ભરતવાકય**–જુઓ ગદ્યકુસુમ પૃ. ૨૬૬. **વત્સ**–બેટા. વ્હાલસૂચક સંબોધન. **લોમશ**–એક ઋષિનું નામ. **અજાતશત્રુ**–ન જાત, અજાત ( નઞ્ તત્પુરૂષ. ) અજાત છે શત્રુ જેનો તે, ( બહુવ્રિહિ ) જેને શત્રુ જન્મ્યો જ નથી તે ‘અજાતશત્રુ’ યુધિષ્ઠિરનું વિશેષણ છે. **મઘવા**–ઇન્દ્ર. **તારૂં પ્રિય કર્યું છે**–અર્જુનની ગેરહાજરીમાં તને સોબત આપી તને આનંદ કરાવ્યો છે. **ધર્માત્મા**–ધર્મ (એજ) છે આત્મા જેનો તે, ધર્માત્મા. ( બહુવ્રીહિ સમાસ ). **મહર્ષિ**–મહાન્ ઋષિ, મહર્ષિ. ( કર્મધારય ) **અનુકંપા**–દયા. **પારમાર્થિક**–પરમાર્થ સંબંધી. પરલોકનું પરમાર્થ–ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારમાં સૌથી ઉચ્ચ કર્તવ્ય–મોક્ષ. **આર્થિક**–અર્થ સંબંધી, આ લોકનું, આ દુનિયાના દેહના વ્યવહાર સંબંધી. તો પણ **ભરતવાકયે પ્રમાણુ ધવા तथापीदमस्तु भरतवाक्यम्** । એ શબ્દ દરેક નાટકને છેડે આવે છે. ભરત મુનિ જેમણે નાટયશાસ્ત્ર રચ્યું છે તેમણે કહ્યું છે કે નાટકને અંતે આશીર્વાદ વચન હોવું જોઇએ માટે હું આટલું કહું છું

—એવો અર્થ જણાય છે. ‘ પ્રમાણુ થવા ’ શબ્દ સંસ્કૃત રીત કરતાં વધારે છે. **આર્યાવર્ત**—આર્યોનો દેશ, ભરતખંડ. **અખિલે**—સમસ્તમાં. **ફાલી ઘણી**—ઘણી ફાલીને. **મૃત્યુપ્રાય**—મરણતોલ, મરી ગયા જેવી. **શિરોમણિ**—માથામાં મણિ જેવી, મુખ્ય. **વિભુ**—પ્રભુ. **પ્રેમી**—ગુજરાતી ભાષાના પ્રેમી. કેટલાક આમાં ‘ પ્રેમાનન્દ ’ના નામનો ઉલ્લેખ ગણે છે. આ ભરતવાક્ય તથા રોષદર્શિકાખ્યાનનું ભરત કાવ્ય ( જુઓ ગદ્યકુસુમ પૃ. ૨૬૬ ) એકત્ર કરી એક કાવ્યરૂપે ‘ સાહિત્ય રત્ન ’ નામે ગુજરાતી સંગ્રહમાં પહેલાં જ આપ્યું છે. ગમે તેણે લખેલા હોય, પણ આ શ્લોકો સૌ ગુજરાતી ભાષાના પ્રેમીઓને પ્રિય છે.

## રાઇનો પર્વત

“આ નાટકના વસ્તુ ( Plot )નું મૂળ મારા સ્વ. પિતાએ પ્રસિદ્ધ કરેલા “ ભવાઇ સંગ્રહ ”માં “ લાલજી મનીઆર ”ના વેશમાં આવેલા

“ સાંઇઆંસે સબકુચ્છ હોત હે, મુજ બંદેસે કચ્છુ નહી;
રાઇકું પરબત કરે, પરબત બાગે જ માંહી. ”

એ દુહા ઉપરથી અને એ દુહા નીચે ટીપમાં આપેલી વાર્તા ઉપરથી લીધું છે.” (—રમણભાઇ.) ગુજરાતના વિદ્વાન સુધારકોએ રંગભૂમિને સુધારાનું સાધન બનાવવા કરેલા પ્રયત્નનો આ નમુનો છે.

રા. બા. સર રમણભાઇના પ્રસ્તુત નાટકનો સાર આ પ્રમાણે છે. ગુજરાતના એક ખૂન થવાથી માર્યા ગયલા રજપુત રાજાનો કુંવર, તેના પિતાને મારીને તેની ગાદી છીનવી લેનાર, ખૂની ન જાણે એવી રીતે માળીને વેશે કેટલાંક વર્ષ રાજધાની નજદીક ગુપ્ત રહ્યો. પરંતુ એની માતાના માતૃસ્નેહે પોતાના પુત્રને ગાદી ન મળે ત્યાંસુધી ઠરવા દીધી નહિ ને અંતે માતાની સહાયથી વડીલોનું રાજ્ય સંપાદન કરવાનો પ્રસંગ આવ્યો, પરંતુ ગાદી મેળવવા માટે માતાએ જે માર્ગ લીધો હતો તે યોગ્ય—શુદ્ધ નહોતો. વૃદ્ધ પર્વતરાય ( ગાદી છીનવી લેનાર ) રાજા એક યુવાન રાણી પરણ્યો હતો, ને

તેથી એવી વાત બહાર પાડવામાં આવી હતી કે રાજા યૌવન મેળવવા પ્રયાસ કરે છે ને તે કાર્યની સિદ્ધિ માટે રાજાએ છ માસ સુધી એકાંત ભોંયરામાં જ રહેવું એવી વૈદ્યે ભલામણ કરી હતી. આથી યૌવન પ્રાપ્તિ માટે છ માસ સુધી રાજાને ગુપ્ત રહેવાની જરૂર હતી. છ માસ પછી રાજા બહાર નીકળે ને રાજકારભાર હાથમાં લે. રાઇની માતા જાલકા વૈદ્ય બની હતી, ને યૌવન પ્રાપ્ત થાય તો એના પુત્રને ચોથો ભાગ આપવા રાજાએ વચન આપ્યું હતું. નિશાચર પશુઓની વાડીનું રક્ષણ કરતાં કરતાં રાઇએ ભૂલમાં પશુ છે એમ સમજીને રાજા પર બાણ છોડયું ને રાજાનો પ્રાણ ગયો. આથી જાલકાએ અને સતલસિંહે રાજાના શબને દાટી દીધું ને રાજા યૌવન માટે છ માસ સુધી એકાંતવાસ સેવે છે એવી વાત બીજે દિવસે બહાર પાડી. ગોઠવણ એવી હતી કે છ માસ પછી રાઇને યૌવન પ્રાપ્ત કરેલા મહારાજ તરીકે રજુ કરવો. શરીરાદિમાં કાંઇ ફેરફાર દેખાય તો તે પુનઃ યૌવન પ્રાપ્તિને લીધે થયેલું પરિવર્તન છે એમ સમજાવવાનું હતું. રાઇને પણ સમજાવવામાં આવ્યું હતું. રાઇ જેવા ઉચ્ચ જીવનના અભિલાષી ને ન્યાયી યુવકના ચિત્તનું સમાધાન થયું નહિ. પરંતુ માતાના પ્રેમને લીધે એ તેની ઇચ્છાને આધીન થયો; છતાં પણ ગાદી ઉપર આવતાં એ પોતે સર્વ વૃત્તાંત પ્રગટ કરે છે અને પોતે વારસદાર છે એમ જણાવે છે. પ્રજાની ઇચ્છા જાણી લેવા તે પંદર દિવસ બહાર રહે છે. પર્વતરાયની રાણી લીલાવતીને આ વૃત્તાંતની ખબર પડતાં આઘાત લાગે છે. મળવા આવેલી જાલકાને તે વખતે લીલાવતી શાપ આપે છે. બીજી બાજુ રાઇ કંઇક બીજી જ પ્રવૃત્તિ આદરે છે. પર્વતરાયની એક બાલવિધવા પુત્રી–વીણાવતીને વૈધવ્યદશા આકરી ન લાગે માટે રાજાએ તેને નગર બહાર એકાંતભુવનમાં રાખી છે. લોકો જાણતા હતા કે આ વીણાવતી મરણ પામી છે. નદીમાં સહેલ કરવા નીકળેલી વીણાવતી હોડીમાં પાણી ભરાઇ જતાં નદીમાં પડે છે. રાઇ તેને બચાવે છે. ત્યાંથી બન્ને વચ્ચે પ્રેમ ઉત્પન્ન થાય છે.

રાઇ આ વિધવા વીણાવતી સાથે પુનર્લગ્ન કરવાનું સાહસ આદરે છે. લીલાવતી સહિત સર્વ સુજ્ઞ મનુષ્યોએ આ લગ્નને સંમતિ આપી. આ નિર્દોષ રાજકુંવરી કૃતાર્થ થઇ અને રાઇને ગાદીએ બેસાડવામાં આવ્યો.

આપણા પાઠ્ય પુસ્તકમાં લીધેલો પ્રસંગ જ્યારે પર્વતરાયને ભોંયરામાં પુરાઇ રહેવાનું છે તે છ માસ દરમિયાન બને છે. એમાં રાઇ ઘોડા ઉપરથી પડી ગયા પછી કલ્યાણકામને ઘેર કેવી સારવાર પામે છે અને કેવી વિનયી રીતે વિદાય લે છે તે વંજુલના સ્ત્રીઓ પ્રત્યેના, અને તે વેદ અને ગીતાના તે કેવા અર્થ કરે છે તે, રાઇનું કંઇક પિછાન, રાઇ ભવિષ્યમાં રાજા બનવાનો છે તેનું સૂચન વગેરે આવે છે. રાઇ સ્ત્રીઓ વિષે કેવું અનુમાન રાખે છે, તે નોંધવું જરૂરનું છે. એ વિચારો આ નાટક લખાતી વેળા લોકને નવા લાગતા હતા. સાધારણ રીતે પ્રચલિત વિચારો વંજુલના મુખમાં મૂકી એ વિચારોનો લેખકે ઉપહાસ કર્યો છે. સાવિત્રીદેવી પણ સુશીલ સ્ત્રી છે—અમુક અંશે સ્વાતંત્ર્યની અભિલાષી છે.

**પૃ. ૧૧૫.** દર્દી—ઘોડા ઉપરથી પડી ગયેલો રાઇ પોતે. **માવજત**—સારવાર. **કૌવત**—તાકાત. **દયાવૃત્તિ**—માયાળુ લાગણી. **શ્રીમતી ...જખમ બમું**—આમાં સાવિત્રીદેવી માંદાની માવજત કેવી ઉત્તમ રીતે કરે છે એ બતાવ્યું છે.

**પૃ. ૧૧૬. શીરો...કબૂલ નથી**—વંજુલ મોદકપ્રિય બ્રાહ્મણ છે. એનો સ્પષ્ટ પુરાવો આમાંથી મળે છે. **મને...ઓળખે** છે—આમાં રાઇને મુખે બહુ જ સાવધાનીથી આ ઉત્તર અપાવડાવ્યો લાગે છે, માણસે સાચું તો બોલવું જોઇએ. રાઇ સત્યનિષ્ઠ માણસ છે. 'સાચું બોલવું, ઉત્તમ માર્ગ લેવો,' વગેરે મતનો રાઇ જુઠાણું તો શી રીતે ચલાવી શકે ? હવે જો પોતાનું યથાર્થ વૃત્તાંત અહિં કલ્યાણકામને કહી દે તો જાલકાની આખી વાત મારી જાય માટે રાઈ સાવધાનતાથી સત્ય ઉચ્ચારે છે. આમાં વાચાનું સત્ય છે. આમ કરાવવાનું કારણ સ્પષ્ટ છે. છ માસ પહેલાં કોઇને પણ વાતની સહેજ પણ ગંધ

ન આવવી જોઇએ માટે જ આ વાક્ય રાઇના મુખમાં મુક્યું છે. **શરીરકાન્તિ**–શરીરની કાન્તિ. (ષ. તત્પુ. સ.) શરીરનું તેજ. **બુદ્ધિપ્રભાવ**–બુદ્ધિનો પ્રભાવ (ષ. તત્પુ. સ.) બુદ્ધિનું તેજ અને બળ. **યોગાનુયોગ**–એક પ્રસંગની પાછળ આવતો બીજો પ્રસંગ કે અકસ્માત. **આસક્તિ**–પ્રેમ. **તમારી અને...ન રહ્યો**—સામાન્ય રીતે આપણે એમ માની શકીએ કે પ્રેમને આધીન સર્વ કોઇ રહે છે. આપણે માતપિતાને આધીન રહીએ છીએ કારણ આપણો પ્રેમ તેમના પ્રત્યે છે, તેમનો પ્રેમ આપણા પ્રત્યે છે. આમ પ્રેમને વશ બધા રહે છે. માટે અહિં કલ્યાણકામ પણ એ જ પ્રશ્ન પુછે છે કે જો ઘોડા ઉપર તમારો આટલો પ્રેમ છે તો ઘોડો તમને કેમ વશ ના રહ્યો? બીજૂં આ પ્રશ્ન પુછાવવામાં બીજો હેતુ પણ સમાયેલો છે. જો આ પ્રમાણે પ્રશ્ન પૂછે તો જ એ ઘોડા ઉપરથી શી રીતે પડી ગયો, શાથી ઘોડો નાઠો વગેરેનું એ વર્ણન આપી શકે. આમ નાટકમાં–સંવાદમાં આપણે સમજવું જોઇએ કે વારાફરતી એવા પ્રશ્નો પુછાવડાવવા કે જે યોગ્ય હોય અને આપણો કથાભાગ આગળ ચાલી શકે. હવે રાઇ જે જવાબ આપે છે તે પણ સાદી ભાષામાં સુંદર રીતે વર્ણન આપ્યું છે. આબેહૂબ ચિતાર ખડો કર્યો છે.

**હવેલીને મેડે......ફેંટામાં પડયો.**—આ વાક્યમાં તમે વિચાર કરશો તો સમજાશે કે વાર્તાનો અંકોડો જરા શિથિલ–ઢીલો છે. સામાન્ય રીતે આપણે એમ કલ્પી શકીએ કે મેડા ઉપરથી નાખેલો કાગળ ધાર્યા પ્રમાણે માણસના ફેંટા ઉપર જઇને ના પડે; અહિં તો આપણને એમ સ્પષ્ટ કહ્યું છે કે પડયો. એ સમજી લેવું પડે છે કે પડયો.

**પૃ. ૧૧૭. વડ સરખો કોઇ મહાન છત્રરૂપ પુરૂષ**—સરખાવો: 'છાયા તો વડલા જેવી.' (—ન્હાનાલાલ) **વડ સરખો... ...ભાસ થાય** છે.–આ આખા વાક્યમાં ભવિષ્યનું કંઇક સૂચન થાય છે. જે વાક્યમાં આ રીતે કંઇક ભવિષ્યનું સૂચન થાય તો તેને પતાકાસ્થાન કહે છે:

**प्रस्तुतागन्तु भावस्य वस्तुतोऽन्योक्तिसूचकम् ।**
**पताकास्थानकं तुल्य संविधान विशेषणः ॥**

અંગ્રેજીમાં આ Irony કહેવાય છે.

પર્વતરાય સમાન મહાન પુરુષ મરણ પામ્યા છે તેથી નસીબ તમને વેગથી કલ્યાણકામની મદદ મેળવવા અહિં લઇ આવ્યું લાગે છે. અને ખરેખર કલ્યાણકામની મદદથી રાઇ, 'રાઇ' મટી 'જગદીપદેવ' રાજા તરીકે આવે છે. આમાં રહેલા ભાવાર્થનું જ્ઞાન વંજુલને નથી. **લક્ષણજ્ઞાન**–કોઇ બનાવ ઉપરથી ભવિષ્ય જાણવાનું જ્ઞાન. **प्रकृति...करिष्यति** પ્રાણીઓ પ્રકૃતિને પામે છે. અટકાવ–રોકાણ શું કરશે ? આ વાક્યનો ખરો અર્થ આપ્યો છે. જુઓ ગંધકુસુમ પૃ. ૧૧૮. 'સંકટમાં આવેલા ...જોઇએ.' **વંજુલમિશ્ર**—'મિશ્ર' શબ્દનો અર્થ માન આપવા યોગ્ય પુરુષ થાય. આ શબ્દ નામને છેડે માન આપવા માટે લગાડી શકાય. દાખલા તરીકે: મંડનમિશ્ર, વસિષ્ઠમિશ્ર વગેરે. **હથોટી**–કામ કરવાની ઘાટી, રીત. **આ જોડાક્ષરમાંના......નથી રહેતો.**–આ સ્થાને એ જાણવું જરૂરી છે કે સર રમણભાઈ અક્ષર પારખવાની કળામાં નિપુણ હતા. સરકાર પક્ષ તરફથી કોર્ટમાં તેઓ 'Hand-writing expert' તરીકે કામ કરતા હતા. આ અનુભવનું જ્ઞાન નાટકમાં પણ ઉતર્યું છે, એ નોંધવા જેવું છે. **બારીએ......પાઠ કરતો હતો**– આ વાક્યમાં ભારે કટાક્ષ સમાયેલો છે. ગીતા એ ધર્મનું પુસ્તક. આનો ખાલી પાઠ કરી ગયે શો ફાયદો ? આની પાછળ ચિંતન કરવું ઘટે, તો એવાં પુસ્તકો બારીએ બેસી વળી વંચાતાં હશે ખરાં ? **મુખ ખાલી બબડી જઇ**–ચિત્ત રખડતું રાખી પાઠ કરવો તેમાં કોઇ પણ જાતનું ભલું નથી થતું એમ બતાવવાનો આમાં પ્રયત્ન છે. ખાલી ધર્મનો ઢોંગ કરવા માગે છે એ લોકો સામે આ કટાક્ષ છે. 'પૂજા કરતા પટેલનું મન ઢેડવાડે હોય તો પૂજા કરી ને ન કરી બન્ને સરખાં છે.' એ વાર્તા સુપ્રસિદ્ધ છે. **સ્વભાવ...કહેતો હતો**–વંજુલ ગીતાના શ્લોકનો જે અર્થ કરે છે તે અહિં રજૂ કર્યો છે.

**પૃ. ૧૧૮. તાત્પર્ય**—રહસ્ય. **અધ્યયન**—અભ્યાસ, ચિંતન પૂર્વક કરેલો પાઠ અહિં કલ્યાણકામ જુઓ 'ગીતાનું અધ્યયન' શબ્દ વાપરે છે, 'ગીતાનો પાઠ' નથી વાપરતો. **સાયણાચાર્ય**—મહા-પંડિત થઈ ગયો. આશરે એ ઇ. સ. ૧૩૭૦ માં થઇ ગયો મનાય છે. વેદનાં સૂક્તો ઉપર તેણે ભાષ્ય રચ્યું છે. **ભાષ્ય**-વિસ્તૃત વિવરણ. **आयुर्वै घृतम्**-ઘી એ જ આયુષ્ય. આ રૂપકનો અર્થ સ્પષ્ટ છે. ઘીથી શરીર પુષ્ટ થાય અને આયુષ્ય વધે, એ વંજુલનો અર્થ છે. ખરો અર્થ આયુષ્યરૂપી ઘી હોમવું જોઈએ. **નોકર પ્રવેશ કરે છે**— જુઓ આ વિષયનો સંવાદ અટકાવી દેવા લેખક કેવી યોજના ગોઠવે છે. નહિ તો આ આગળ ચાલ્યા જ કરત અને પાર આવત નહિ. આ પણ એક કળા છે. **સંક્ષુબ્ધ**-વિહ્વળ, ગભરાતું તે, **કિંચિત્**—જરા પણ. **રુધિર**-લોહી. **લેશ**-જરા પણ. **અસહાય**-પરવશ. **આટલા...આપને શોભે ?**—સાવિત્રીદેવીને ઘેર પુષ્કળ નોકરો છે. પણ અતિથિ-તે પણ બિમાર તેની સેવા કરવામાં કંઇ ચૂક થઈ જાય માટે સાવિત્રી અતિથિની સારવાર માટે જાતે શ્રમ ઉઠાવે છે. આ વંજુલને ગમતું નથી. વંજુલ પાસે આ વાક્ય ઉચ્ચારાવી લેખક અહિં, જે લોકો હાથે કામ કરતાં શરમાય છે તેમનો ઉપહાસ કરે છે. **આપના શ્રમમાં...સમર્થ છે**-ઓસડ કરતાં મિષ્ટ વચનો દર્દીને કેટલો આરામ કરી શકે છે; એ બતાવવાનો આમાં પ્રયત્ન છે. શબ્દાર્થ સરલ છે.

**પૃ. ૧૧૯. દુરાગ્રહ**-સત્યાગ્રહથી ઉલ્ટો શબ્દ; ખોટો આગ્રહ, જીદ. **કરાર**-સુખ, ચેન. **અવજ્ઞા**-ઉપેક્ષા; અવગણના. **અનિવાર્ય**-ટાળી ન શકાય તેવી, દૂર ન કરી શકાય તેવી. **કુતૂહલ**-ઉત્કંઠા, અજાયબીની વસ્તુ જાણવાની ઇચ્છા. **સ્ત્રી જાતિને......હઉં છું**-અજાયબીની વસ્તુ જાણવાની ઇચ્છા પ્રત્યેક સ્ત્રીને થાય છે અને તે જાણવા તેઓ પ્રયત્ન કરે છે, એવું સ્ત્રીઓ ઉપર જે કલંક મૂકવામાં આવે છે તે તદ્દન ખોટું છે, એમ બતાવવા ખાતર હું (સાત્વિક)

એ શું છે તે જાણવાની ઇચ્છા મુકી દઉં છું. આમાં ભણેલી સ્ત્રી, સંસ્કારી સ્ત્રીને માથે આ આરોપ નથી આવી શકતો એમ બતાવવાનો આશય છે. **અનુજ્ઞા**–રજા. **સ્વસ્થ**–સારૂં, ઠેકાણે આવવું તે. **કોલ**–વચન. **સમય આવે મળીશ**–આ કથા પ્રમાણે નાટકના આવવાના ભાગમાં રાઈ કલ્યાણકામને ઘણી વખત મળશે. **સમભાવ**–એકસરખો ભાવ, એકસરખી લાગણી, સહાનુભૂતિ.

**પૃ. ૧૨૦.** ઉઠવેઠ–ચાકરી. **હું હોઉં...મોકલી દઉં**–ઘોડો જો કામ આવે તો જ વંજુલ તેને ઘેર રાખવા તૈયાર છે, કામ આપતો બંધ થાય પછી એને ઘોડાની પરવા નથી. આ પ્રકૃતિના 'કામ સાથે કામ'વાળા ઘણા માણસો આપણે જોઇએ છીએ. આ જ વિચારને કંઇક મળતું તમે સરખાવી શકશો. જુઓ ગદ્યકુસુમ પૃ. ૭૯. "આપણે માણસ સાથે કામ નથી, કામ સાથે કામ છે." **આપની નજરમાં**...થી જે સંવાદ કલ્યાણકામ, સાવિત્રી અને વંજુલ એક બીજા સાથે કરે છે તેમાં વંજુલની પ્રત્યેક ઉક્તિમાં હિંદુ સમાજમાં સ્ત્રીઓનું સ્થાન ક્યાં છે એ બતાવ્યું છે. અને સ્ત્રી જાતિની અવદશા વંજુલ જેવા અધમ પુરુષોએ કેવી કરી છે એ બતાવવાનો પ્રયત્ન થયો છે. **પરમેશ્વર......ક્યાંથી હોય ?**–સરખાવો:

"ત્રણે લોકે દેવા નથી તુજ સમો અન્ય ન થશે,
વિભુરાયા તુંથી અધિક પછી તો કોણ જ હશે ?"

**પૃ. ૧૨૧. આવા આચારથી......થાય નહિ**–સંસાર સુખી કેમ થાય નહિ, એનું વંજુલ પાસે કેવું ખોટું કારણ મુકાવ્યું છે. તે તપાસો અને એ ઉપરથી ધ્વનિ એવો પણ નીકળે છે કે આપણે ત્યાં જે બાળલગ્નો થાય છે એનું પરિણામ છે. પડ્યું પાનું નભાવી લેવાની વૃત્તિવાળી આપણી સ્ત્રીઓ સંસાર ચલાવે છે એટલું જ. આપણે ત્યાં 'લગ્નસ્નેહ' ઘણી વખત થાય છે. પહેલાં લગ્ન થાય પછી તેના પરિણામરૂપ કદાચ સ્નેહ થાય. પણ વખત છે ને સ્નેહ ન

થાય માટે વંજુલ ઉપાય કહે છે. 'સ્નેહલગ્ન'ની આશા એકદમ રાખવી મુશ્કેલ છે. આ લગ્નમાં પહેલાં સ્નેહ હોય તો જ લગ્ન એ સ્નેહનું પરિણામ આવે છે. સ્નેહલગ્નોમાં પછી પૂજ્ય બુદ્ધિ કેળવવા માટે વંજુલના બતાવેલા કૃત્રિમ ઉપાયો લેવાની જરૂર પડતી નથી. **માલકીપણાથી**–સ્ત્રી એ એક ધન ગણાય છે. પુરુષ એનો માલિક છે. જેમ નિર્જીવ વસ્તુ ઉપર આપણે આપણું માલકીપણું બતાવીએ તેમ ઘણી વખતે પુરુષવર્ગ પણ પોતાનું માલકીપણું બતાવે છે. આ શબ્દમાં એવું માલકીપણું રાખનાર પ્રત્યે કટાક્ષ છે.

**પૃ. ૧૨૨. શૌર્ય**–પરાક્રમ, શૂરવીરતા. **કોમલતા**–કોમળ લાગણીઓ. **પુરુષત્વ**–પુરુષપણું, બહાદુરી. **દ્રવન્ત**–ઓગળતું, પીગળતું. પ્રવાહી થઇ શકે તેવું. **ખડ્ગ**–તલવાર. **પાષાણ**–પત્થર. **જે શૌર્ય... ...ઘડાતું**–શુરાતન સાથે લાગણીની કોમળતા હોય તેમાં જ ખરું પુરુષાતન સમાયેલું છે. કોમળ લાગણી બતાવવાનો પ્રસંગ આવે ત્યારે એકદમ નરમ બની માયાળુપણું–કોમળતા બતાવે અને જ્યાં જરા કઠણ થઇ શૌર્ય બતાવવાનું આવે ત્યાં શૌર્ય બતાવે એનામાં જ સાચું પુરુષાતન છે એમ કહી શકાય. લોખંડ પીગળી શકે છે તો એની તલવાર બનાવી શકાય છે. પત્થર પીગળતો નથી તો એની તલવાર પણ બનાવી શકાતી નથી. આ જ પ્રમાણેના વિચાર સહેજ મળતા આવે એવાં વાકયો તમે સરખાવી શકશો:

'વજ્રથી એ ઘણાં કઠણ, પુષ્પથી પણ કોમળાં,
અહો, એવાં મહાત્માનાં, કો જાણે ચિત્તને ખરાં.'

'ઉત્તમરામચરિતમ્'

**રસોજ્જ્વલ**—રસથી–રસને લીધે, કોમલતા, રસિકતાને લીધે ઉજળા દીપતા. **અપરિચિત**–ઓળખાણ સિવાયની; ન જોઇ હોય તેવી. **અનેક ભાવનાઓ......જણાતી હતી**–જુઓ ગદ્ય કુસુમ. પૃ. ૨૭૨ સમજૂતી. **સ્મરણાલંકાર–યથાનુભવમર્થસ્ય દૃષ્ટે તત્સદૃશે સ્મૃતિઃ સ્મરણમ્** એક વસ્તુને જોઇને એ વસ્તુના જેવી જ અનુભ-

જોયેલી બીજી વસ્તુ યાદ આવે તેનું નામ સ્મરણ. **શ્રેયસ્કર**–કલ્યાણકર, વધારે સારૂં. હિતકર એવું. **એવા યુવકને......છે**–રાઇની કલ્યાણકામ ઉપર સારી છાપ પડી છે તે આ બતાવી આપે છે. **યોગ્યતા ......ભગવન્ત**–આમાં એક જ વાક્યનો અર્થ બન્ને રીતે બેસી શકે છે. 'રાજપદ એને જ' ત્યાંથી બાકી રહેલું વાક્ય નીચેના વાક્ય સાથે જોડી દેતાં 'રાજપદ એને જ મળી ચૂક્યું છે' એમ થઇ જાય. અને મળી ચૂક્યું છે એ લશ્કર સંબંધી વાતચીત છે. એટલે આમ બેવડો અર્થ એ વાક્ય સાધે છે. નાટકમાં આવું સ્થાન આવે ત્યારે તેને '**गण्ड**' કહેવામાં આવે છે: **गण्डः प्रस्तुतसंबान्धिभिन्नार्थं सहसोदितम्।** ચાલતી વાતને મળતું પણ બીજો સાથે અર્થ બતાવનારૂં એકાએક બોલાયેલું વાક્ય તેને ગંડ કહેવામાં આવે છે. A Tale of Two Citiesમાં Jerry પણ આવો સંજ્ઞાધારી સંદેશો અનેકવાર લાવે છે:–Recalled to life' એટલા જ શબ્દ કહે એટલે સામો સમજી જાય.

**પૃ. ૧૨૩. અગમ્ય**–ન સમજાય તેવા. **મુદ્દામ**–ખાસ, ચોક્કસ. **સંકેત**–ગુપ્ત મંત્રણા, ગુપ્ત વાત. **ઉદરભરણે**–જમવામાં. **હ્યાવા**–હવે. **વિલંબન**–વાર. **બટુ**–નાનો છોકરો. **ધુર**–ધુંસરી. **તમ વચનથી... ...ધુર**–સમજૂતી માટે જુઓ ગદ્યકુસુમ પૃ. ૨૭૩. સ્ત્રી વિષે કલ્યાણકામ કેટલી ઉચ્ચ કલ્પના રાખે છે! એની વિનંતીનો અસ્વીકાર કેવી ભાવનામય રીતે કરે છે! સ્ત્રીને રાજકાર્યની વાત ન થાય એમ કલ્યાણકામ માનતો નથી. રમણભાઇના ઉચ્ચગામી વિચારો ઉપહાસરૂપે યા અન્યરૂપે ડગલે ડગલે વ્યક્ત થાય છે.

## સંયુક્તા.

પૃથ્વીરાજ શાહબુદ્દીન સાથે લડતો હોય છે ત્યારે તેના સૈન્યને શૌર્ય ચઢાવવા બારોટ ચંદબરદાયી પાણીપતના મેદાન તરફ જાય છે. ત્યાંથી આ ચોથો પ્રવેશ ઉઘડે છે. અમ્બિકાની આજ્ઞાથી ચંદ પૃથ્વીરાજ રાસો લખે છે. પોતાની ઇષ્ટદેવીના મંદિરમાં છૂટો થયા

પછી ચંદ ઉતાવળો પાણીપતના મેદાન તરફ જાય છે. ત્યાં કાલ-સ્વરૂપ વીરભદ્ર તેને મળે છે. અને પોતાનું ઓળખાણ આપે છે. યુદ્ધક્ષેત્રમાં હવે જવામાં માલ નથી, શૂરા ખપી ગયા છે, અને યુદ્ધ પુરું થયું છે એમ જણાવે છે. આ આખા પ્રવેશમાં ચંદ અને વીરભદ્ર સાથે સંવાદ થાય છે. તેમાં વીરભદ્ર ચંદને સમજ આપે છે કે અત્યારે બધા ક્ષત્રીઓની તલવાર ઉપર કાટ ચઢી ગયો છે. આર્યનું ખોટું અભિમાન મુકી દેવાની વાત વીરભદ્ર કરે છે. અને આર્ય શબ્દનો અર્થ આપતાં જણાવે છે કે 'આર્યાવર્તમાં આવી જે જિત મેળવે તે આર્ય, અને હાર ખાય તે અનાર્ય.' આમ કહી હાલમાં રજપુતો કેવા નબળા, મુખથી જ રામનું નામ બોલનારા, જમીનના ટુકડા માટે લઢી મરતા, કૃતઘ્ની, દેશદ્રોહી, કુસંપી અને ઢોંગી છે તેનું વર્ણન કરે છે. ચંદે પોતે ભૂતકાળના પડઘા પાડવાનું કાર્ય પુરું કર્યું છે એમ તેને વીરભદ્ર જણાવે છે. પ્રભુની શિક્ષામાં પણ દયા છે. હિંદની દેખાતી હારમાં તેનો વિજય છે. કારણ કે બહારથી આવનાર કોમ આર્યસંસ્કૃતિનાં તત્ત્વો પોતાના જીવનમાં ઉતારશે અને તેઓ પણ આર્ય બનશે. આ રીતે જગત સમસ્તમાં આર્યસંસ્કૃતિ વિસ્તાર પામશે. સઘળી આર્ય, મુસ્લીમ અને યુરોપીય સંસ્કૃતિઓનો સમન્વય અહિં હિંદમાં થશે. આ પ્રમાણે પ્રભુનો અંતિમ હેતુ છે. પણ માણસ-ની ટૂંકી દૃષ્ટિ છે તેથી તે આ ઉદ્દેશને સમજી શકતો નથી. આમ શાન્ત્વન આપી વીરભદ્ર તેને હિંદના ભવિષ્યનું દર્શન કરાવે છે. દિવ્ય સત્વો હિંદમાતાનું ગાન કરે છે. વીરભદ્ર ચંદને અહાલેક ઉપાડી લેવા કહે છે. આ રીતે આ દૃશ્ય પુરું થાય છે.

**પૃ. ૧૨૪ નિર્જન**–નિર્ગત છે (નથી) જન જેમાંથી (પ્રાદિ બહુવ્રીહિ) માણસ વગરનું. **આજ્ઞા**–કાવ્ય 'પૃથુરાજ રાસો' લખવાની આજ્ઞા. **અમ્બિકા**–માતાનું નામ. **રાસો**–પૃથુરાજ રાસો. રાસો એટલે ઇતિહાસકાવ્ય, ઇતિહાસમાં થઈ ગયેલા કોઈ મહા પુરુષનું જીવન વર્ણવતું કાવ્ય. **કમલપૂજા**–પોતાનું માથું કાપીને ઇષ્ટદેવને ચડાવવાની

ક્રિયા. બીજા કશાથી દેવ પ્રસન્ન ન થાય પણ આ ઉપચારથી તો થાય જ એવી માન્યતા છે. અતિ ઉગ્ર નિશ્ચયનું એ ચિહ્ન છે. **ખડ્ગ**–તલવાર. **વત્સ**–બેટા. **સિન્દુડો**–રાગનું નામ છે. એ રાગના ગીતથી ભાટચારણો શૂરાઓને શૂરાતન ચઢાવતા. શ્રી મેઘાણીએ 'સિંધુડો' નામે કાવ્યસંગ્રહ પ્રકટ કર્યો છે. એમાં પણ એવાં પ્રોત્સાહક યુદ્ધગીતો છે.

**પૃ. ૧૨૫ વીરભદ્ર**—શંકરના સસરા દક્ષપ્રજાપતિએ એક મોટો યજ્ઞ કર્યો હતો તેમાં પોતાની દીકરી સતી તથા જમાઈને બોલાવ્યાં નહિ. છતાં સતી ત્યાં ગઈ, પણ અપમાન પામી. આથી તે યજ્ઞકુંડમાં બળી મૂઈ, મહાદેવે આ વાત જાણી ત્યારે પોતાની જટામાંથી એક વાળ તોડીને જમીન ઉપર ફેંક્યો. અને તેમાંથી એક બળવાન વીર ઉત્પન્ન થયો. એ વીરે આખાયે યજ્ઞનો શંકરના કહેવાથી નાશ કર્યો. એ વીરનું નામ વીરભદ્ર છે અને એ એક મહાન સંહારક સત્વ ગણાય છે. **कालोऽस्मि...प्रवृद्ध** : સમજુતી માટે જુઓ ગદ્યકુસુમ પૃ. ૨૭૫. **ચમત્કારો જ**–પહેલો ચમત્કાર તે દેવીનું મંદિર દેખાયું. અને પછી અદૃશ્ય થયું આ બીજો ચમત્કાર છે. **મહાકાલ**—સૌ સંહારક સત્વોનો અધિષ્ઠાતા દેવ, મહારુદ્ર. **યુદ્ધ સમાપ્ત...આવ્યો છું**–હમણાં વીરભદ્રે ચંદને કહ્યું હતું "એ મૂર્ખ માનવી, આંખો મીંચી ક્યાં દોડે છે?" એ કહેવાનો હેતુ અહિં સ્પષ્ટ થાય છે. લડવૈયાઓને પાનો ચઢાવવાના ઉત્સાહથી ચંદ દોડતો જતો હતો પણ તે જાય તે પહેલાં કાલદેવે તેનું કામ કરી લીધું હતું માટે તે કાલસ્વરૂપ આગળ ચંદ એક મૂર્ખ માનવી છે. **કાળને પણ ...સાબિત છે**—સરખાવો :

"કાળ, કાળ, કરે તું શું? કાળ કોણે કર્યો કહે?

× × ×

કાળ આવી ઉભો રહેશે જોડીને હાથ આગળે.

× × ×

ખરા વીર નરો પોતે કાળને ઉલટો કરે."

**એ તલવાર......પડયું**—રજપુતોના નાશનું કારણ રજપુતોની અતિશય રણુવાસ પ્રીતિ, પોતાની અંદર અંદરની ઇર્ષા છે એવું સૂચન છે. જુઓ ગદ્યકુસુમ પૃ. ૧૨૬ 'હાડપીંજર...પડ્યા છે.'

પૃ. **૧૨૬ તારી શમશેર...દર્પણ છે**—ચંદ એક મહાન કવિ હોવાથી દેશના જુદા જુદા રાજાઓમાં અને બીજા ક્ષત્રિયોમાં ચેતન અને ઉત્સાહ રેડતો એટલે સર્વ ક્ષત્રિયોની તલવારો ચકચકતી રાખવાનું માન એને હતું. પણ આજે તો એની પોતાની જ તલવાર કટાઇ ગઇ છે એટલે આપોઆપ સમજાય છે કે બધા ક્ષત્રિઓની તલવાર તો ક્યારનીયે કટાઇ ગઇ હશેઃ જેમ દર્પણની આગળનો દેખાવ દર્પણમાં દેખાય તેમ ચંદની તલવાર જોતાં સમજાય છે કે દેશના સૌ રાજાઓની સ્થિતિ કેવી છે. **સ્વર્ગમાં વસતા......નથી**—ઉત્તરધ્રુવમાંથી મધ્ય એશિયામાં થઈ અમુક અમુક સમયને અંતરે કેટલીક આર્ય ટોળીઓ હિંદમાં ઉતરી આવી. હિંદુસ્તાનમાં આવીને આ સર્વ ટોળીઓ એકરૂપ થઇ આર્ય તરીકે રહી. દેશના મૂળ વતનીઓ અનાર્ય (ન આર્ય—અનાર્ય) કહેવાયા. પણ લેખક અહીં એમ કહે છે કે અમુક વખતે અમુક સ્થળેથી અમુક સ્થળમાં જે લોક આવ્યા તે જ આર્ય એવું દેવદષ્ટિએ—અંતિમ દષ્ટિએ નથી. આ ભરતખંડમાં જે જે કોમો આવીને દેશીઓને જીતે તે સઘળીને આર્ય કોમ સમજવી, એટલે મુસલમાનોને આર્ય સમજવા ને યુરોપીઅનોને આર્ય સમજવા. અનાર્યની માફક દેશના મૂળ વતનીઓ તો પોતાની સંસ્કૃતિ અધમપદ પામવાથી હાર પામીને જીતનાર કોમનું દાસત્વ કરતા આવ્યા છે ને કરશે, અને પ્રથમ આર્યો આવીને પોતાની સંસ્કૃતિના બળે અધિકારપદે રહ્યા તેમ બીજી જે જે કોમો આવી પોતાનું બળ દાખવશે તે તે કોમ અધિકારપદ ભોગવશે. કહેવાતા આર્યોની પહેલી ટુકડી આવતા પહેલાં પણ ક્ષીણ થએલી સંસ્કૃતિની જગા બહારથી આવી દેશીઓને જીતનારની સંસ્કૃતિ લેતી હતી.

એટલે હાલના ( પૃથ્વીરાજના ) સમયમાં લોક ઢોંગધર્મી, કૃતઘ્ની, સ્વદેશ દ્રોહી અને સ્ત્રીઓ માટે લડી મારનાર એવા અધમ બની ગયા છે. આર્ય હોવા છતાં અનાર્ય બની ગયા છે. તેમને બહારથી મૂળ આર્યોએ આવી જેમ દેશી અનાર્યોને જીત્યાં તેમ બીજી કોઇ કોમ આવીને જીતી લે તો તે આર્ય જ ગણાય. એવો દેવોનો અભિપ્રાય છે. મતલબ કે અંતિમદૃષ્ટિએ જોતાં એ જ સત્ય છે. **સ્પર્શાસ્પર્શ**—સ્પર્શ અને અસ્પર્શ. ભક્ષ્યાભક્ષ્ય અને પેયાપેયની માફક આ શબ્દ અસ્પૃશ્યોના ઉદ્ધારના યત્નોની શરૂઆત વખતે નવો યોજવામાં આવ્યો છે. કોને અડકવું ને કોને ન અડકવું એનો યાદી, એ યાદીની ચર્ચા. **દક્ષત્તા**—હોશિયારી. **સ્પર્શા......દાખવો છો**—હે, કહેવાતા આર્યો, તમારી સર્વ હોશિયારી કોને અડકવા યોગ્ય ગણવા ને કોને ન અડકવા યોગ્ય ગણવા એની ચર્ચામાં જ તમે દેખાડો છો, જાણે આખા ધર્મનું રહસ્ય એમાં જ આવી રહ્યું ન હોય! **હાડપિંજર**—જેમાંથી આત્મા ઉડી ગયો છે, એટલું જ નહિ પણ ચેતનની સૌ નિશાની, જીવનની સઘળી બાહ્ય આકારની સુંદરતા પણ ઉડી ગઇ છે તે ખાલી ખોખું. **આર્યોના હાડપિંજર**—જેઓના જીવનમાં, આચારમાં આર્ય ધર્મના ખરાં તત્ત્વ નથી, જેમના જીવનમાં ખરા આર્યોના આચારની સુંદરતા પણ નથી એવા ધર્મના બેડોળ ખોખાને વળગી રહેનારા, કહેવાતા આર્યો. **તમારે મરવું......છે**—દાખલા તરીકે, સંયુક્તાની ખાતર જયચંદ અને પૃથ્વીરાજને દ્વેષ થયો હતો. **જમીનના...વહેવરાવવી છે**-જયચંદ અને પૃથ્વીરાજ માસીના દીકરા ભાઇ હતા. દાદાને પુત્ર ન હોવાથી પોતાનું રાજ્ય એણે પૃથ્વીરાજને આપ્યું એ કારણે જયચંદને પૃથ્વીરાજ ઉપર ઇર્ષા થઈ હતી. અને શાહબુદીન ચઢી આવ્યો ત્યારે જયચંદ રાઠોડ અને તેના પક્ષના રજપુતો શત્રુ સાથે લઢવામાં પૃથ્વીરાજ ચૌહાણની કુમકે આવ્યા ન હતા.

**પૃ. ૧૨૭ એ આર્યતાનું તું સ્મરણ છે**—આ ટૂંકા વાકયમાં લેખક કવિ–વિચારકનું કર્તવ્ય બતાવ્યું છે. કોઇ કોમ યા રાષ્ટ્રના આચાર-

માંથી ધર્મના–મહત્તાના તત્ત્વો ધસાઇ જાય, ત્યારે ભૂતકાળનો જીવંત ધર્મ અને તેથી મળેલી મહત્તા યાદ કરવાનું કામ યુગદ્રષ્ટા કવિવિચારકનું છે. સુંદર કલામય રૂપમાં એ ભૂતકાળનો ઇતિહાસ કવિએ પોતાના મહાકાવ્યમાં–Epicમાં–ઉતારવો જોઇએ. લોકો એનું વાચન મનન કરીને ધીરેધીરે મૂળનાં જોમ અને ઉત્સાહ પાછાં મેળવશે. **અરેરે...દીધો** ?—ચંદની વિનંતીઓનો ક્રમશઃ ફેરફાર વિચારી જોવા જેવો છે. યુદ્ધમાં જવા નીકળેલો ચંદ દેવી પાસેથી (પોતાનું જીવન-કાર્ય–ભવિષ્યને ઘડનારૂં કાર્ય) છૂટયો. તેને વીરભદ્ર રોકે છે. પહેલાં ચંદ બેદરકાર છે. (પૃ. ૧૨૫ પં. ૧૦) પછી યુદ્ધમાં વેળાસર પહોંચવા વીરભદ્રની ઓળખ કરી લેવા ઇચ્છા છે. વીરભદ્રકાળ ક્ષત્રિયોને ગળી ગયો એ સાંભળી પોતે પણ લડી મરવા તૈયાર થાય છે. પણ લડવાની શક્તિ એની, તેમ જ સર્વ આર્યોની ક્ષીણ થઇ ગઇ છે. એટલે ચંદ આર્યોના દોષની ક્ષમા માગે છે. શિક્ષા ખમ્યા વિના છૂટકો નથી એ જાણી સૌને બદલે પોતે શિક્ષા ખમવા તૈયાર થાય છે. તેની પણ વીરભદ્ર ના કહે છે. 'ત્યારે શું જીવન કશું કર્યા વિના જ જવાનું ?' એના ઉત્તરમાં વીરભદ્ર કહે છે કે તારૂં જીવનકાર્ય તેં કર્યું છેઃ એટલે હવે ચંદ પૂછે છે કે જ્યારે મારૂં કામ થઇ ચૂકયું હતું ત્યારે મને યુદ્ધમાં નહિ જવા દેવાનું કારણ શું ? દેવીએ ચંદને રોકયો કારણ કે તેનું જીવનકાર્ય–પૃથુરાજ રાસો લખવાનું હતું. વીરભદ્રે રોકયો તેનું કારણ હવે આવે છેઃ **યુદ્ધમાં... લાગ્યું**—તારા સિન્ધુડા સાંભળીને ક્ષત્રિયોને ઉત્સાહ મળત અને કદાચ પરિણામ બદલાઇ જાત–કદાચ આ લડાઇમાં હિન્દુઓ જીત મેળવત. પણ પોતાના દોષની શિક્ષા હિન્દુઓને ખમ્યા વિના છૂટકો ન હતો. વિધાતાની ઇચ્છા એવી છે કે એ દોષની શિક્ષા વહેલી થાય તેમ સારૂં; કારણ કે (આગળ વીરભદ્ર કહેશે તે મુજબ) પરદેશીઓ આ દેશમાં આવે અને આર્ય સંસ્કૃતિનું ખરૂં સ્વરૂપ ઓળખી પોતાના જીવનમાં ઉતારતા જાય એ જગતકલ્યાણ વહેલું સધાય. **કલેશમય**—દુઃખપૂર્ણ. **હિંદ ગયું**

—હિંદ દેશનું આર્યસ્વરૂપ નષ્ટ થયું. પણ હમણાં જ વીરભદ્ર કહેશે કે એમ નથી—આવનાર પરદેશીઓ પોતેજ સમજીને આર્ય-સ્વરૂપ ધારણ કરશે. આ દેખાતી હારમાં આર્યતાનો ખરો દિગ્વિજય સમાયો છે. **આર્યાવર્ત**—આર્યોની ભૂમિ. **અનાર્ય**—આર્ય વગરની. **અનાર્ય આર્યાવર્ત**—એવી મૂળ આર્યભૂમિ કે જેમાં હવે આર્યો નથી—આર્યત્વ નથી. **ભૂત સરખો ભટકીશ**?—આપઘાત કરવો એ નિષિધ્ય છે. અને યુદ્ધમાં જઇ મરવું હતું ત્યાં તો વીરભદ્રે રોકયો. છતાં '**ના**'થી સૂચન થાય છે કે ચંદ આપઘાત કરવાનો વિચાર કરે છે તે પહેલાં વીરભદ્ર બોલી ઉઠે છે. **ટુંકી...છે**—અંતિમ દૃષ્ટિએ વિચારતાં શોકનું કારણ નથી. પ્રભુ જે આપત્તિ કોઇ પર નાંખે છે, તે તાત્કાલિક એ વ્યક્તિને આપત્તિરૂપ દેખાય છે. વસ્તુતઃ એમાં લોક કલ્યાણનો—અંતિમ લોક કલ્યાણનો હેતુ સમાએલો હોય છે. સરખાવો,

'ટૂંકી દૃષ્ટિ જનહૃદયની અલ્પ ખંડો જ જોતી
ને તેથી આ સુભગ સરણી દીસતી ડાઘવાળી.' —કલાપી.

**આર્યાવર્તમાં...માગે છે**—હિંદની હારમાં પ્રભુનો અંતિમ હેતુ શો હતો તે અહીં સ્પષ્ટ કર્યું છે. એટલે દેખાતી શિક્ષા ખરી રીતે તો વરદાનરૂપ છે—દયારૂપ જ છે. કારણ કે બાહ્ય સ્વરૂપે હિંદવાસી આર્યોની હાર થશે; પણ આર્યોની સંસ્કૃતિનું ખરું રૂપ બહારથી આવનારી કોમોને સમજાશે, અને છેવટે એ સંસ્કૃતિના તત્વો પોતાના જીવનમાં ઉતારી એઓ નામે આર્ય નહિ, પણ વસ્તુતઃ આર્ય બનશે. આ રીતે કહેવાતા આર્યાવર્ત—હિંદુસ્તાનની બહાર જગતસમસ્તમાં આર્યસંસ્કૃતિ વિસ્તાર પામશે. **ત્રિવેણીસંગમ**—પ્રયાગ આગળ ગંગા, યમુના અને સરસ્વતી એ ત્રણ પવિત્ર નદીઓનો સંગમ થાય છે. તેથી તેને ત્રિવેણીસંગમ કહે છે. અને એ મહા પવિત્ર તીર્થસ્થળ છે. **તીર્થરાજ** તીર્થોનો રાજા, તીર્થોમાં શ્રેષ્ઠ. શ્રેષ્ઠ પ્રયાગને તીર્થરાજ કહેવામાં આવે છે. એ સ્થળે સ્નાન કરનાર સર્વ

પવિત્ર બને છે. **હિંદ...તીર્થરાજ** છે.—" જેમ હિંદની શ્રેષ્ઠ તીર્થ-સ્થળ પ્રયાગ છે તેમ જગતનું શ્રેષ્ઠ તીર્થ હિંદુસ્તાન છે. જેમ પ્રયાગ-સ્નાન કરનાર સૌ કોઇ પવિત્ર થાય છે. તેમ હિંદમાં આવનાર સૌ કોઇ આર્યસંસ્કાર ગ્રહણ કરીને પવિત્ર થાય છે. પરદેશીઓ હિંદમાં આવે તે આર્યોના સંસ્કાર ગ્રહણ કરે એ સ્વાભાવિક છે. જૂની આર્ય કોમોએ અહીં આવી પોતાના સંસ્કારો દઢ કર્યા—વિકસાવ્યા. તે જ મુજબ આવતા મુસલમાનો અંતે આર્યસંસ્કારો સમજી પોતાના જીવનમાં ઉતારશે. ભવિષ્યમાં આવનાર યુરોપી પ્રજાઓ પણ તેમ જ કરશે. પરિણામે સૌ જગત આર્ય—પવિત્ર બને છે. સઘળી આર્ય, મુસ્લીમ અને યુરોપીય સંસ્કૃતિઓનો સમન્વય અહીં હિંદમાં થશે અને તે સારૂ જ તાત્કાલિક દોષની તાત્કાલિક શિક્ષા પ્રભુ કરે છે. એનો અંતિમ હેતુ એવો મહાન છે.

**પૃ. ૧૨૮ એક બીજાની...જશે**—જેમ આર્યોની સંસ્કૃતિનાં શુભ તત્વો બીજાઓ પચાવશે તેમ તેમની સંસ્કૃતિનાં શુભ તત્વો આર્યો સ્વીકારશે. આ રીતે સર્વ સંસ્કૃતિઓનો સમન્વય થઇ શ્રેષ્ઠ સંસ્કૃતિ બનશે, જે આર્યાવર્તમાંથી આખા જગતમાં ફેલાશે, અને તે જ ખરી આર્યસંસ્કૃતિ. આર્યસંસ્કૃતિ એટલે અમુક સ્થળના અને અમુક માણસોની સંસ્કૃતિ નહિ પણ શ્રેષ્ઠ સ્વરૂપવાળી સંસ્કૃતિ, જે હજી ભવિષ્યમાં જુદી જુદી પ્રજાઓના હિંદુ, મુસ્લીમ, અને યુરોપીય પ્રજાઓના સંઘટ્ટને પરિણામે જન્મવાની છે. **બીરદાઈ**—બિરૂદ ગાનાર, ભાટ. **દિવ્ય સત્વો**—દૈવી પ્રાણીઓ. **ઝંખાવતી**—ઝાંખી કરાવતી. **બાળી**—બાળા, માતાના અર્થમાં. **ગગનપટ**—ગગનરૂપી પટ; આકાશ. **રત્નાકર**—સમુદ્ર. **જગમુકુટ**—જગતના મુકુટ રૂપ. **તૃષા નિવારે**—છીપવે છે. **સહુ તૃષા...ઝરણે**—હિંદમાં પ્રેમ સમભાવ (સહુને સમાવાની શક્તિ છે માટે) છે, એટલે એના પ્રેમનું પાન કરી જગતની સર્વ પ્રજાઓ આ દુનિયાની તૃષા અને પર દુનિયાની તૃષા છીપાવી શકે છે. **સોહે**—શોભે. **ઈતિહાસે...મોહે**—પોતાના પૂર્વજોના પ્રેમ-

શૌર્યથી અંકિત ઇતિહાસ જાણી તેના ઉપર મુગ્ધ થાય છે. **શીલ-વાન**—શુદ્ધ ચારિત્ર્યવાળા. **વિધિ**—નસીબ. **આલેખે**—ચીતરે. **અહા-લેક**—અવધૂતો 'અહાલેક' બોલે છે, અહાલેક જગાવવો એમ પણ કહેવાય છે, એહાલેક એટલે અલક્ષ્ય—પ્રભુ, પરમાત્મા, એને જાગવતાં આ ફાની દુનિયા તરફ રાગ રહેતો નથી એટલે એ સર્વ છોડી દે છે. તેમ માતાના કારણે અહિં જાન કુરબાન કરવાની ટેકની વાતનો ઉલ્લેખ છે.

## શંકિત હૃદય.

ઘણા વખતથી ટીકા થતી આવી છે કે આપણી રંગભૂમિ ઉપર શિષ્ટ–સંસ્કારી નાટકો ભજવાતાં નથી. આ ટીકાને પ્રત્યુત્તર, આપવા કેટલાક સાક્ષરોએ પ્રયત્ન કર્યા છે, તેમાં 'શંકિત હૃદય' એક સફળ પ્રયત્ન છે. 'સંયુક્તા'ની વસ્તુ ઐતિહાસિક છે. શંકિત હૃદયની વસ્તુ સામાજિક છે. આ નાટક પહેલવહેલું વડોદરા કૉલજના એમેચ્યોર્સ મંડળે ઇ. સ. ૧૯૨૫ માં ભજવ્યું હતું. ત્યાર બાદ અનેક નાટ્ય-રસિક મંડળોએ તે ભજવ્યું હતું.

એ નાટકમાંથી આ પ્રવેશ લીધો છે. તે ઉપરથી હાસ્ય રસથી ભરેલો છે, પણ તેના અંતરમાં જબરી કટાક્ષની ધારા વહે છે–કવિ એક મહા ગરીબ માણસ છે. અને આખો દિવસ એક પૈસાદાર ગૃહ-સ્થને ત્યાં નોકરી કરી માંડમાંડ નિર્વાહ પૂરતું પેદા કરે છે–જેવું એક બાજુ પર કવિની ગરીબાઇ તરફ ધ્યાન ખેંચ્યું છે તેવું બીજી બાજુ ઉપર એના જીવનના સૂક્ષ્મ સુખ તરફ પણ ધ્યાન ખેંચ્યું છે, એટલે સુધી કે છેલ્લે કવિ કહે છે કે 'ગરીબો સદાય ગરીબ રહેજો, પૈસામાં મઝા નથી.' આવી નિષ્કિંચન સ્થિતિમાં કવિ પોતાના મનને કેવી કેવી રીતે આનંદ આપે છે એ જોવાનું છે. છતાં એટલું સ્પષ્ટ છે કે ઉંડે ઉંડે પોતાની ગરીબાઇ કવિને પણ સાલે છે. મારી ગરીબાઇ એ કોઇ રીતે દુઃખ નથી એવો ખ્યાલ છેવટે તો આ પ્રવેશને અંતે જ એને આવે છે. જ્યારે કવિપત્ની કહે છે, "એવા પૈસા વગર ચલાવીશું!

એવા લલચાશો નહિ. નહિ તો પછી મને તમે ગમશો નહિ!" ત્યારે વકિલ-ડાકટરના કાવતરામાં નહિ ભળવાનો કવિ નિશ્ચય કરે છે, અને 'એવા પૈસાને લાત' મારે છે.

કવિપત્ની એક સરલ સ્વભાવની, અભણ પણ કર્ત્તવ્યપરાયણ સ્ત્રી છે. કુટુંબની દુઃખી હાલતનું એને પુરૂં ભાન છે. પોતાના પતિને કેટકેટલી મહેનત કરવી પડે છે એ પણ એ સારી રીતે જાણે છે. સુખ મેળવવા માટે પૈસો લાવવો પડે અને એ પૈસા માટે આટલી બધી મહેનત કરવી પડે એવા પૈસાની કવિપત્નીને જરૂર નથી. એને તો, "આખોય દહાડો હસવું અને હસાવવું" જોઇએ છે. આજ કવિ બહુ મોડા આવે છે એટલે એને જરા હસવા હસાવવાનો વિચાર થઇ આવે છે, તેથી એની જોડે 'ખૂબ લડવાનો વિચાર' કરે છે. અને ક્યાંય સુધી બારણું ઉઘાડતી નથી. બારણું ઉઘાડયા પછી પત્ની પતિને બનાવે છે. ત્યાર બાદ કવિ 'ભારેમાં ભારે ખુશ ખબર લાવ્યો છે.' એ શું હશે એની કલ્પના કવિપત્ની પાસે કરાવે છે. એમાં આ સંસારમાં કવિઓ માટે સામાન્ય રીતે ખુશખબર શું હોય તેની હસાવે એવી, પણ દર્દભરી કલ્પનાઓ પત્ની પાસે કરાવી છે. કવિ મશ્કરો છે, પણ અણસમજુ નથી. દુઃખમાં હસતાં એને આવડે છે એટલે હસતાં હસતાં આ દુનિયાનો વ્યવહાર કેમ ટકે છે તે ઉપર પણ એ ટીકાઓ કરે છે. (ગદ્યકુસુમ પૃ. ૧૩૧) પણ આવું સંસાર સંબંધી લાંબું તત્વ-જ્ઞાન ધરાવ્યા વિના સરલ કવિપત્નીએ અમુક અમુક બાબતોમાં કાયમનો નિશ્ચય કરી રાખેલો છે. એટલે દરેક પ્રકારની શારીરિક સુખની લાલસાને, તેમ જ છોકરાંના કહેવાતા સુખને, લાત મારી બે ટૂંકા વાક્યોમાં કવિની દરખાસ્ત પત્ની ઉડાવે દે છે. આ રીતે બન્ને હસા-વનારાં પાત્રો ખરી રીતે પ્રસંશનીય છે. એમની મશ્કરીઓમાં એ કેટ-લાંક મહાસત્ય ઉચ્ચારે છે.

**પૃ, ૧૨૯. શંકિત હૃદય**—શંકાવાળું-શંકા રાખનારૂં હૃદય. શંકિત છે હૃદય જેનું તે. શંકિત હૃદય (બહુવ્રીહિ). 'શંકિત હૃદય'ના

નાયક કુંજને પોતાની પત્ની વિલાસ અને પોતાના મિત્ર શિર-ધનના વર્તન સંબંધી શંકા આવે છે. અને તેથી તેનું મન અસ્થિર બની જાય છે. નાટકના નાયકના હૃદયની આવી શંકિત અવસ્થા હોવાથી નાટકનું નામ ' શંકિત હૃદય ' રાખેલું છે. **મનભર**—મનમાનતો, પુરતો.

**પૃ. ૧૩૦. આછું પાતળું**—થોડું ઘણું. આછું પાતળું શબ્દ મૂળ તો કાપડના પોત માટે લાગુ પડે છે. ગરીબ માણસોને ઠંડીની ઋતુમાં આછા પાતળા કાપડથી ચલાવી લેવું પડે. તે ઉપરથી જીવનની હરકોઇ જરૂરીઆત જે કંઇ થોડે ઘણે અંશે પુરી પડે તેનાથી ચલાવી લેવું એ અર્થમાં આ પ્રયોગ થાય છે. **આમ દુ:ખ**...**હઉં**–કવિ-પત્નીને પોતાના પતિ પ્રત્યે સારો પ્રેમ છે. જો કે એને કાંઇ ખ્યાલ છે કે કવિ મને ઉડાવે છે. **સ્વગત**–પોતાની જાતને, એકલો. **રાતના લાગે છે**—બહુ મોડું થઈ ગયું, પણ એટલો બધો વખત કેવી રીતે ગયો એનો ખ્યાલ કવિને નથી એટલે કલ્પે છે કે રાત મોટાં મોટાં ડગલાં ભરી આગળ ધસે છે. **બિચારી......સંતોષી છે**—આ વાકયમાં કવિપત્નિી વિષે કવિનો અભિપ્રાય પ્રગટ થયો છે. **પરણવું......કરવા જોઇએ !**—આ વાકયમાં કટાક્ષ છે. કવિનો આશય એવું કહેવાનો નથી કે ગરીએ પરણવું ન જ જોઇએ. પણ ગરીબ પરણીને પૈસા વિના દુ:ખી થાય છે તેથી એ 'ચસંકા' ગરીબે ન કરવા એવું કટાક્ષમાં કહે છે. **પડોશી...એ !**—સામાન્ય રીતે હિંદુઓ પોતાની પત્નીને નામ દઇને બોલાવતા નથી. અને પત્ની પણ તેવી જ રીતે પોતાના પતિનું નામ દેતી નથી. આ રીવાજની અહિં હાસ્યપ્રિય કવિ પાસે મશ્કરી કરાવી છે. તેથી પણ વિશેષ આવું બે પ્રકારનું વર્તન રાખનાર અર્ધદગ્ધની મશ્કરી કરી છે. **શારીરિક......જણાય છે**—પોતે ગરીબ હોવાથી કવિપત્નીને ઘરમાં સઘળું કામ કરવું પડે છે. આ વસ્તુસ્થિતિ કવિને પુરેપુરી ગમતી તો નથી, પણ અડધી મશ્કરીમાં કવિ ખરૂં સત્ય ઉચ્ચારે છે. **તાર-માસ્તરને......એમ હું**—તારના સંદેશાઓની એ. બી. સી. ડી.

'કડ્' અને 'કટ્' એ બે અવાજની વિધવિધ ગોઠવણી ઉપર રચાઇ છે. તેથી 'કડ્ કટ્' અવાજ કરતા પોતાના દાંતનો અવાજ સાંભળી તે ઉપરથી એમાં શું સંદેશો આવે છે એ પારખવાનું તારમાસ્તરોને માવરો આપવાની વાત મશ્કરીમાં કવિ કહે છે. **શીઘ્રકવિ**—કોઇ પણ પ્રકારના શ્રમ કે તૈયારી સિવાય તાત્કાલિક પોતાના મુખમાંથી કવિતારૂપે જે વાણીની ધારા ચલાવે એવો કવિ. **કુદરતમાંથી ઉડી...આવે છે !**—કવિતા કરનાર કવિ પોતાનો વિચાર સમજાવવાને કુદરતનાં જુદાં જુદાં દશ્યો કલ્પનાથી ઉભા કરે છે જેથી પોતાનો વિચાર સ્પષ્ટ અને હૃદયંગમ થાય. આથી એમ મનાય છે કે કવિની નજર આગળ હંમેશાં કુદરતના જ ભાત ભાતનાં દશ્યો તરવરતાં હોય છે. પણ અહિં કવિ કહેવા માગે છે કે હું પણ માણસ જેવો જ માણસ છું અને મને પણ તાઢ, તડકો, ઉંઘ, ભૂખ સૌ લાગે છે. અને અત્યારે તો ઘરના જ વિચારો આવે છે અને મોંમાંથી કવિતા સ્ફૂરવાને બદલે ગોદડાંનું જ રટણ થાય છે. **બેહક બેંચી કાઢો**—જેથી શરીરમાં ગરમી આવે. **હવે આવી રહ્યા**—મારી શારીરિક શક્તિ ખૂટી ગઇ છે.

**પૃ. ૧૩૧ વિધ્ય**—વિધિ, રીત (આમાં તૃતીયાનો પ્રત્યય અધ્યાહાર છે) **કંઠ**—સૂર, અવાજ કરવાની શક્તિ. **નથી જો...બોલ સખી !**—આ આખું કાવ્ય કવિ ન્હાનાલાલના એક કાવ્યનું અનુકરણ 'Parody' છે. તે અનુકરણનો હેતુ કેટલાક કહેવાતા કવિઓની મશ્કરી કરવાનો છે. આજકાલ ઘણા જણ એવા નીકળ્યા છે કે જે બીજાના કાવ્યોમાંથી શબ્દો કે વિચારો લઇ સહેજ ફેરફાર સાથે આડાઅવળી ગોઠવી કવિતા તરીકે બહાર પાડે છે. પણ એમાં કોઇ જાતની પ્રતિભા કે કવિત્વ હોતું નથી. એવા કહેવાતા કવિઓની આમાં મશ્કરી કરી છે. કવિ ન્હાનાલાલનું કાવ્ય, ગદ્યકુસુમના પૃ. ૨૭૮ ઉપર આપેલું છે તે જુઓ. આવા કવિઓ ઉપર સર રમણભાઇએ પણ 'રાઇનો પર્વત'માં પણ પ્રહાર કર્યો છે. "અનેક અકવિઓ જેમને

રસસ્થાન દેખાતાં નથી અને જેઓ વાચામાં રસ ભરી શકતા નથી તેઓ શુષ્ક અને જડ વાગ્બાણુ છોડી પુષ્પોને વિના કારણુ વ્યથા કરે છે. જેમણે કમળનું સૌંદર્ય પારખ્યું ન હોય તેમણે કમલ વિષે કવિતા કરવાનો કદિ પ્રયત્ન કરવો ન જોઇએ, પણુ, દુર્ભાગ્યે તેમને અટકાવી શકાતા નથી. અને જન્મારામાં કદિ કમલ અને ભ્રમરનો યોગ જોયા વિના અનેક જનો ઘરમાં બેઠા બેઠા કમલ અને ભ્રમરના વાગ્જાળ વણી કાઢે છે."–રાઇનો પર્વત અંક ૨ પ્રવેશ. ૫. **મદભર**—મદથી ભરેલાં. **ચરણુચલિત**—પગ ધ્રુજે છે. **તંબોલ**—પાન. **અધર**—નીચલો હોઠ. **ચેનાં**—ચેન, ચિહ્ન, નિશાની. **છલબલ**—છેલ બેટાઉ. **નાયિકા ભેદ**—નાયકાના પ્રકાર. સંસ્કૃત નાટયશાસ્ત્રીઓએ નાયિકાઓ (મુખ્ય સ્ત્રી પાત્રો)ના ભેદ ગણાવ્યા છે. પણુ અહીં આગળ નાયિકાભેદ શબ્દ નાયિકાના પ્રકારના અર્થમાં નહિ પણુ નાયિકાની અવસ્થાના પ્રકારના અર્થમાં વાપર્યો છે. નાયિકાની અવસ્થા, આઠ પ્રકારની કહી છે (૧) સ્વાધીનપતિકા (૨) વાસકસજની (૩) વિરહોત્કંઠિતા (૪) ખંડિતા (૫) કલહાંતરિતા (૬) વિપ્રલબ્ધા (૭) પ્રોષિતપ્રિયા (૮) અભિસારિકા: અહિં કવિપત્ની મશ્કરી દાખલ પોતે ચોથા પ્રકારની ખંડિતા નાયિકાની અવસ્થામાં હોય એમ વર્તે છે. આવી નાયિકાનો પતિ અથવા પ્રેમી બીજી સ્ત્રીના સંબંધમાં હોય છે એમ તેને ખબર પડે છે તેથી પોતે ખંડિતા–માનભંગ થયેલી છે એમ માને છે. તથા તે નાયિકા ઇર્ષ્યાએ ભરાયેલી હોય છે.

**पार्श्वमेति प्रियोयस्या अन्यसंभोग चिह्नितः ।**
**सा खंडितेति कथिता धीरैरीर्ष्या कषायिता ॥**

**—साहित्य दर्पण.**

**પૃ. ૧૩૨ દક્ષિણુ**—જુઓ ગદ્યકુસુમ. પૃષ્ટ. ૨૭૯.

**વકીલ......ન હજો**—કુંજવિહારીની મિલ્કતની વ્યવસ્થા વકીલ અને ડાક્ટરના હાથમાં હતી. એ લોકોએ કવિને ભેળવી કાવતરૂં રચી

એ મિલ્કત ઉચાપત કરવાનો વિચાર કર્યો હતો. તેથી કવિને પોતાને ત્યાં કવિને આટલું બધું મોડું થયું અને કવિપત્નીનો રોષભર્યો ઠપકો સાંભળવો પડયો. **ચિદ્ઘન**–કુંજવિહારીનો મિત્ર. ચિદ્ઘન જેને વિષે કુંજને શંકા આવી હતી તે.

**પૃ. ૧૩૩, ખર**–ગધેડો. **આ અભણ...કહેવાતું નથી**—આ વાકયમાં કવિ અડધો હસે છે અને અડધો ગંભીર છે. આપણા સમાજની ઉણપ ઉપર અસરકારક રીતે ધ્યાન ખેંચવાની આ ઉપહાસભરી રીત અનેક ભાષણોથી વધારે ઉપયોગી છે. **વૈયાકરણી**—વ્યાકરણશાસ્ત્રી. **કેમ વૈયાકરણીને...પડશે**—ખર એટલે ગધેડો. એ ઉપરથી એક ખર—ગધેડો ઉંચકી શકે એટલા પૈસાને પણ ખર કહે છે. આવી રીતે જાણે ખર શબ્દની વ્યુત્પત્તિ ન હોય એમ ગણી કવિએ પોતાની પત્નીને વ્યુત્પત્તિશાસ્ત્રની એક શોધ કરી એમ કહ્યું છે. આ વાકયમાં દરેક શબ્દની વ્યુત્પત્તિ શોધવા થતા પ્રયત્ન તરફ કટાક્ષ છે.

**પૃ. ૧૩૪. પેરવી**–યોજના. **મારી લેવાની**–ઉચાપત કરવાની.

## અનારકળી

અનારકળીની કથા અહીં થોડોક ફેરફાર કરીને આપવામાં આવી છે. એ પોતાના પ્રેમી જનને મહાન બનાવવા ખાતર એક સાધારણ ગણાતી ગુલામ સ્ત્રીએ આપેલા આપભોગની કથા છે. અકબર બાદશાહનું સામ્રાજ્ય ચણાયું તેના પાયામાં કેવા પ્રેમાત્માઓ પત્થર થઇ પૂરાયા હતા તેનું આ દૃષ્ટાંત છે. મોગલ શહેનશાહતનું છેવટે જે પરિણામ આવ્યું તે જોતાં આવો ભોગ અકબર બાદશાહે અનારકળી પાસે અટકાવ્યો એ વ્યાજબી હતો કે કેમ તેની સહેજ શંકા ઉઠે છે.

અહિં આપેલી કથામાં મુખ્ય પાત્રો ત્રણ છે; અકબર, સલીમ–જહાંગીર, અને અનારકળી—મોગલ સામ્રાજ્યમાં સર્વ રજપુતોને સમાવવાની મોટી આકાંક્ષા અકબરને હતી. તે ખાતર રજપુત રાજા

માનસિંગની બેન સાથે એણે સલીમનાં લગ્ન ગોઠવ્યાં હતાં. એટલે અનારકળી અને સલીમનો સંબંધ તોડવો આવશ્યક હતો. રાજા કળી ગયો કે અનારકળીનો પ્રેમ સાચો છે, અને પોતાના પ્રેમીજનનું રાજપદ જળવાઈ રહે તે સારૂ. અનારકળી ગમે તે ભોગ આપશે. અનારકળી પણ સમજે છે કે પ્રિય સલીમનું ભવિષ્ય બગાડવાનું કામ મને શોભે નહિ. બાદશાહ અકબર પણ કચવાતે મને અનારકળી અને સલીમ વચ્ચે કાયમનો વિયોગ કરાવે છે. અનારકળીની આંખ-માંથી એ આંસું ખરે છે, તે બાદશાહ લ્હોઇ નાખે છે. એનું મન તો કચવાય છે કે, શું મારી મહત્ત્વાકાંક્ષા માટે આ પ્રેમાત્માનો ભોગ આપવાનો?

સલીમ તો જાતે જ કબુલ કરે છે કે હું મોજીલો છું. રાજાને ચોકખું કહી દે છે કે હું સાધારણ મનુષ્ય છું, અને કોઈ સુંદર વસ્તુને ચાહવામાં હું પાપ સમજતો નથી. આને જહાંગીર પોતાનો ધર્મ સમજે છે. ખાલી મમતને માટે એ પોતાના આ સ્વાર્થનો લગારે ભોગ આપવા તત્પર નથી. સલીમ વિષે બાદશાહને બહુ ઉંચો અભિપ્રાય હોય કે ન હોય, પણ બહાર દુનિયાની નજરે એને વળગી રહ્યા વિના છૂટકો ન હતો. એની મહત્ત્વાકાંક્ષા પાર પાડવાનું સલીમ પણ એક સાધન હતો. રજપુતો સાથે—રજપુતોના એક સરદાર માનસિંગ સાથે સંબંધ બાંધવામાં એને સાધન બનાવવાનો હતો. એટલે બીજો મહત્ત્વાકાંક્ષી પુત્ર શોધવાનું બને એમ ન હતું. અનારકળીને વિદાય કરવી જ રહી. અને અનારકળીને વિદાય કરવામાં રાજા એની તેમ જ અનારકળીની બંનેની મહત્તા દર્શાવી આપે છે.

અનારકળી બાદશાહ આગળ બોલતાં પ્રથમ તો નમ્રતા જ ધારણ કરે છે. પણ હૃદયનું સ્વાતંત્ર્ય પ્રકટ કરતાં એને વાર નથી લાગતી. મરવાનું આવે તો ભલે, પણ સલીમને ચાહતાં હૃદયને રોકવાની શક્તિ એ ક્યાંથી લાવે? સલીમ પતંગિયા જેવો હોય તો ભલે; અનારકળીનું હૃદય જેને વર્યું તેને ખરૂં. એનું હૃદય સલીમનું જ છે. સલીમ બીજાનો હોય તો. તે જાણે. એક વાત જ અનારકળી

ચોક્કસ સમજતી કે મારી ખાતર સલીમને ભિખારી ન બનવા દેવાય. અને તેથી આખો જન્મારો ગુપ્તાવાસમાં રહી સલીમનું સ્મરણમાત્ર કરવાનું એણે સ્વીકાર્યું. આગળ પર સલીમ બાદશાહ થયો. પણ 'વર્ષો વીતી ગયેલાં' એટલે ફરી જહાંગીરને મળવાનો વિચાર એણે માંડી વાળ્યો. પણ પોતે આપભોગ આપ્યો તે સફળ હતો કે કેમ તે જાણવા પોતાના મરણ વખતે જહાંગીરને એણે બોલાવ્યો. "અકબર બાદશાહનું સ્વપ્ન કેટલેક અંશે ખરું પડયું? તમને એક મહાન દેશ એ સોંપી ગયા છે. આપ એને અધિક મોટો બનાવી જશો કે કેમ?"

**પૃ. ૧૩૫. અનારકલી**—અનારની કલી (ષ. તત્પુ. સ.) અનાર એટલે દાડમ અને તેની કલી. અનારકલી નામની એક ઘણી ખુબસુરત દાસી મોગલ બાદશાહ અકબરની તહેનાતમાં રહેતી હતી. એને જોઈ મોજીલો કુંવર સલીમ (જાહાંગીર) એની સાથે પ્રેમમાં પડયો. એ વાત જાણી બાદશાહે અનારકલીને સલીમ ખાતર કાયમ દેશવટો લેવા ફરમાવ્યું હતું. જાહાંગીર પાદશાહ થયા પછી ઘણા વર્ષે અનારકળીએ પોતાના મરણ વખતે જાહાંગીરને મળવા બોલાવ્યો હતો. **નવરત્ન સામા મહેલ**—જુઓ, ગદ્યકુસુમ પૃ. ૨૮૧. **હવે**—બાદશાહે અરીસામાં જોયું તે પછી.

**પૃ. ૧૩૬. જહાંપનાહ**—જહાન્–દુનિયા+પન્હા–રક્ષણ. દુનિયાનું રક્ષણ કરનાર. બાદશાહ. **ધર્મ**–(૧) રાજા તરીકેનો (૨) સાધારણ મનુષ્ય તરીકેનો–સૌંદર્ય શોધનો. **મહેર–ઉન્નિસા**–નૂરજહાંનું એક નામ. **બહેતર**–વધારે સારું. **હિંદુઘેલા**–હિંદુ માટે ઘેલા (ચતુર્થી. તત્પુ. સમાસ) **રાજલગ્નો**–રાજાનાં લગ્નો. **રાણા......સાર છે**–લગ્ન સંબંધથી રજપુતોને પોતાના કરવાની અકબરની રાજનીતિ જાણીતી છે. **ખાલી......આપું?**–આ વાક્ય સલીમના ચારિત્ર્ય પર પ્રકાશ નાંખે છે. **મહત્ત્વાકાંક્ષા**–મહત્ત્વની આકાંક્ષા. મોટાઈની આકાંક્ષા.

પૃ. ૧૩૭. **ધૃષ્ટતા**—હિંમત. વધારા પડતી અણુઘટતી ગણાતી હિંમત. **મારું......નહિ શકું**—સરખાવો:

'પ્રેમને કારણો સાથે સંબંધ કાંઇએ નથી,
કારણ પ્રીતિનું પ્રીતિ પ્રેમીની લક્ષ્મી એ બધી.' –કલાપી.

જાગે સ્વયંભૂ ઉર માંહી મન્મથ,
તેનાં નથી કો નિયમો ન કારણ;
સામ્રાજ્ય તેનું રહ્યું આત્મવૃત્તિમાં,
અનન્ય તેનું પદ સર્વ સૃષ્ટિમાં.—રમણભાઇ.

'લગની કો લગાડે છે ઉરોની રસ એકતા.'
—વિણાનો મૃગ.

**મોટી**—મરણની શિક્ષાનું. **તારા જેવી......કામ**—અકબર પણ સૌંદર્યની કદર કરે છે. પણ એનું રાજા તરીકેનું કર્ત્તવ્ય વધારે મહત્વનું છે. **મારી આશાઓ......બનાવીશ**—અકબર પણ સમજી ગયો કે અનારકલીનો પ્રેમ સાચો છે એટલે એણે ચતુરાઈ વાપરી અનારકલી પ્રત્યે દેખાવની ઉદારતા વાપરી. આગળ અનારકલીની પોતાની પાસે, પણ–પ્રતિજ્ઞા લેવડાવે છે કે હું જીવન્ત પર્યંત સલીમને નહિ મળું.

પૃ. ૧૩૮. **જીવતી ઘોરમાં**—ઘોર કંઈ 'જીવતી' નથી, પણ અનારકલી 'જીવતી' છે. અનારકલીનું વિશેષણ ઘોરને લગાડયું છે. કારણ કે સલીમને મળ્યા વગર જીવન ગુજરાતું તે :જીવતાં ઘોરમાં દટાયા જેવું છે. **મહત્ત્વાકાંક્ષા**—સર્વ રજપુતોને પોતાના હાથ નીચે લાવીને સર્વોપરિ સમ્રાટ થવાની આશા. **મહદાશા**—મોટી આશા, મોટા થવાની આશા. **શિખર પર......યોગી**—પોતાની મહત્ત્વાકાંક્ષાઓની ખાતર અકબરે જીવનના આનંદની સઘળી ઇચ્છાઓનો ભોગ આપ્યો હતો–જેમ એક યોગી પોતાના હૃદયની સર્વ કામનાઓ દબાવી દે. નિજાનંદમાં આ દુનિયા પર રહે છે તેમ.

**અંક ૩**—અંક બેના પ્રસંગ અને અંક ૩ ના પ્રસંગ વચ્ચે ઘણા વર્ષનું અન્તર છે. અકબર બાદશાહ ગુજરી ગયો છે. જહાંગીર એની જગ્યાએ બાદશાહ થયો છે.

**પૃ. ૧૩૯. મારું રૂપ......ઉડી ગયું**—સલીમનો બાદશાહના હુકમથી ત્યાગ કર્યો ત્યારથી જાણે અનારકળીના દેહમાંથી આત્મા ઉડી ગયો, જેને પોતાનું આખું હૃદય અર્પણ કર્યું હતું, જેને માટે જીવન એ ધારણ કરતી હતી તેનો હમેશને માટે ત્યાગ કરવો એ દેહમાંથી આત્મા ઉડી ગયા બરાબર જ ગણાય. પછી કદાચ એનું રૂપ રહ્યું હોય તો પણ એ રૂપ વિષે અનારકલીને કંઈ આનંદ કે અભિમાન નહોતાં.

**પૃ. ૧૪૦. અકબર......કેમ ?**—અનારકલીએ કેવી મહાન દૃષ્ટિએ આપભોગ આપ્યો હતો તે અહિંયાં સમજાય છે. **મહેર-ઉન્નિશા......આનંદ થયો**—જો અનારકળી એક પ્રાકૃત—અસંસ્કારી જન હોત તો મહેરઉન્નિસાનું નામ સાંભળી એના હૃદયને ભારે દંશ લાગ્યો હોત—અને કદાચ એના મુખમાંથી ઈર્ષાના બે બોલ નીકળ્યા હોત, અનારકળી તો પોતાની મહત્ત્વાકાંક્ષાને દબાવી દઈ મહેરઉન્નિસાની લાયકાતના વખાણ કરે છે, અને આનંદ પ્રદર્શિત કરે છે, એ ગુલામ જન્મેલી અનારકળીના હૃદયની અસાધારણ સંસ્કારિતા બતાવે છે.

## સમરસિંહ અને ચંદ.

"હિંદ એ જગતનું ત્રિવેણીસંગમ છે, તીર્થરાજ છે, આર્યો આવ્યા, મુસલમાનો આવે છે, તે પણ આર્ય બનશે; અને પશ્ચિમની ગોરી પ્રજા આવશે, તે પણ આર્ય બનશે; એક બીજાની ખૂટતી આર્યતા આમ પરિપૂર્ણ થતી જ જશે. એ સઘળા આર્ય બનશે તેમાં જગતનો ઉદ્ધાર છે. અને આજનો આર્યોનો પરાજય ભવિષ્યમાં તેમનો વિજય બનશે."—સંયુક્તા નાટક.

દિલ્હીના હિંદુ રાજ્ય ઉપર શાહબુદ્દીન ગોરી હુમલો લઈ આવ્યો, એ પ્રસંગ ઈતિહાસનો એક મહાન્ યુગવર્તી સમય છે. આર્ય-

સંસ્કૃતિનો બીજી સંસ્કૃતિઓ સાથેનો ખરો સંઘટ્ટ ત્યારથી શરૂ થયો. જો કે મુસ્લીમ હુમલા ક્યારનાય શરૂ થયા હતા અને આર્યાવર્તના વિદ્વાન સંસ્કારી જનોને પરદેશના તેવા જનો સાથે વ્યવહાર તેથીય પહેલાં ઘણા લાંબા સમય સુધી હતો જ; તો પણ પૃથ્વીરાજના સમયમાં હિન્દુઓની કૂપમણ્ડુક વૃત્તિ કંઈક દૃઢ સ્વરૂપ પામી હતી; અંદરે અંદર કલેશ ભારે હતો. પરિણામે દિલ્હીનું રાજ્ય મુસ્લીમોના હાથમાં ગયું. અને આર્યાવર્તમાં જ બે સંસ્કૃતિઓનો સંઘટ્ટ જામ્યો.

આ પ્રસંગ હિંદના જુદા જુદા પ્રાંતના સાહિત્યકારોએ વિધવિધ રીતે આલેખ્યો છે. ગુજરાતમાં 'પૃથુરાજ રાસો' એ કાવ્ય ઓગણી-સમી સદીમાં સ્વ. ભીમરાવ ભોળાનાથે રચ્યું. હિંદના ઈતિહાસમાંનો ઘણો શૌર્યભર્યો પ્રસંગ વર્ણવતું એ વીરરસ કાવ્ય છે, અને તેમાં સ્થળે સ્થળે ઉચ્ચ દેશપ્રીતિનાં દર્શન થાય છે.—સંયુક્તા નાટકમાં એ પ્રસંગ ઉતાર્યો છે. (ગદ્યકુસુમ પૃ. ૧૨૪–૧૨૮). યુદ્ધ લગભગ થઈ ગયા પછી, ચંદબરદાયી જેણે પૃથુરાજ રાસો લખ્યું છે તેની અને કાળસ્વરૂપ વીરભદ્રની વચ્ચે સંવાદ થાય છે. તેમાં હિંદુઓની હારનાં કારણો વીરભદ્ર પાસે બોલાવ્યાં છે. (ગ. કુ. પૃ. ૧૨૬) તથા ભવિષ્યનું દર્શન કરાવ્યું છે. (ગ. કુ. પૃ. ૧૨૭)

વીરભદ્ર અને ચંદ વચ્ચેના સંવાદથી જુદી રીતે પ્રસ્તુત સંવાદ 'સમરસિંહ અને ચંદ' રચવામાં આવ્યો. બંને કાલ્પનિક છે. પરંતુ સમરસિંહ અને ચંદ વચ્ચેનો સંવાદ યુદ્ધ શરૂ થતાં પહેલાંનો છે. શૂરો શાણો સમરસિંહ આસપાસની સ્થિતિ નિહાળી ભવિષ્યનું દર્શન ચંદને કરાવે છે: લાંબા વખત સુધી અધોગતિ ટકશે, સિવાય કે કોઈ ઇશ્વરી ચમત્કાર થાય. પરંતુ તેવો ચમત્કાર પણ સતત ઉદ્યોગ ઉપર આધાર રાખે છે, અને તેવો ઉદ્યોગ આસપાસ સમરસિંહના જોવામાં આવતો નથી. વીરભદ્રનું ભવિષ્યદર્શન આથી આગળ જાય છે, એ આ નોંધને મથાળે ટાંકેલા ફકરામાંથી જણાશે. સમરસિંહે મુસલમાનોની

યોગ્યતાનું વર્ણન કર્યું છે (ગ. કુ. પૃ. ૧૪૨). વીરભદ્રે નથી કર્યું–હિંદુઓનો ધર્માગ્રહ ઢીલો પડી જાય, અજ્ઞાન અને મિથ્યાભિમાને એનું સ્થાન લીધું. ધર્મનાશ એ સર્વ નાશનું કારણ છે. મણિશંકર ઊંડા તત્ત્વવિચારક છે.–રમણલાલે તો સ્પષ્ટ શબ્દોમાં બુદ્ધિનીતિનો ક્ષય વર્ણવ્યો છે. (ગ. કુ. પૃ. ૧૨૬) પણ મણિશંકરનું લખાણ ગંભીર ને મોઘમ છે. સમરસિંહને જ્ઞાનને લીધે નિરાશા થઈ છે. કાળસ્વરૂપ વીરભદ્ર મનુષ્ય સમરસિંહથી સ્વાભાવિક રીતે વિશેષ લાંબી દૃષ્ટિ કરી શકે છે, અને તેથી છેક આઘેનું ઉજ્જવલ ભવિષ્ય પણ જોઈ શકે છે.–દેશનું ભાવિ નિર્માણ થઈ ચૂક્યું છે, એમ સમજવા છતાં સમરસિંહ લઢવામાં પાછી પાની કરતો નથી. પોતાનું કર્તવ્ય તો લઢવાનું છે જ. પૂર્વના કર્મને બળે દેશનું અટળ ભાવિ ગમે તે હોય, પણ કર્તવ્યજ્ઞ સમરસિંહે સ્વકર્મમાં જ અભિરત રહેવાનું છે. એ જ સિદ્ધિનો માર્ગ છે.

પૃ. ૧૪૧ **નક્ષત્ર**–તારાનાં ઝુમખાં; તારા. **આકાશમાં...ગઈ છે**–આકાશમાં તારાઓની સ્થિતિ ઉપરથી રાત્રિનો કેટલોક કાળ વીત્યો હશે તે કહી શકાય છે એટલે જ્યારે ઘડિયાળ ન હતાં એવા જમાનામાં આકાશ ઉપર આધાર રાખવો પડતો. પહેલાં યુદ્ધો માટે એવો નિયમ હતો કે રાત્રે યુદ્ધ ન થાય. તેથી યુદ્ધ ક્યારે શરુ થશે તે જાણવા અને તે શરુ થતા પહેલાં તૈયાર થવા માટે કેટલી રાત્રી વીતી છે એ જાણવું જરૂરનું હતું. પણ આ સંવાદની શરુઆતમાં આકાશ અંધકારથી છવાયેલું છે, આ અંધકાર દેશના ભાવિ અંધકારનો સૂચક છે. **અવકાશ**–સમય. **શ્રમિત**–થાકેલા. **ભાવિ**–ભવિષ્ય; દેશનું ભવિષ્ય: **હમણાંનું ભાવિ**–Near Future. નજીકનું ભવિષ્ય, લડાઈમાં કોણ જીતશે અગર કોણ હારશે એ તાત્કાલિક પરિણામ. **નિર્ણીત**–નક્કી. **ઘોરી**–શાહબુદ્દીન ઘોરીના લશ્કરના માણસો. **ખપી જવાના**–લડાઇમાં મરી જવાના. **તેમનો નાયક**–શાહબુદ્દીન ઘોરી. **પાછળ ભવિષ્ય**–Distent Future અંતિમ ભવિષ્ય. **પાછળ**–ભવિષ્યમાં. **ભૂતાત્મક**–ભૂત ( ઇતિહાસ ) આત્મા છે જેનો તે. ( બહુવ્રીહિ )

**ભૂતાત્મક કાવ્ય**–ઇતિહાસકાવ્ય, મહાકાવ્ય ચંદબરદાયીનો ' પૃથુરાજ રાસો ' નામે મહાકાવ્ય જૂના હિંદીમાં રચાયું છે તે પ્રસિદ્ધ છે. એ કાવ્ય રચવાને માટે ભવિષ્ય જાણવાની ઇચ્છાથી ચંદ સમરસિંહ પાસે આવ્યો છે. સમરસિંહ કહે છે કે તારે તો થઇ ગયેલા બનાવોનું વર્ણન કરવાનું છે, તેમાં ભવિષ્યની શી જરૂર છે ? એનો ચંદ જવાબ આપે છે. **પાછળની કલ્પના...શકીશ ?**–અત્રે ચંદ સ્પષ્ટ કરે છે કે મહાકવિનું કર્તવ્ય શું છે. કવિએ દ્રષ્ટા બનવાનું છે. બનેલા બનાવો ભવિષ્યને દૃષ્ટિમાં રાખી એણે વર્ણવવાના છે. અને જ્યાંસુધી કવિ ભવિષ્યનું દર્શન ન કરાવી શકે ત્યાંસુધી ખાલી ભૂતકાળનો હેવાલ નિરર્થક છે. આ સર્વ બનેલા બનાવોનો કોઈ એક ઇશ્વર નિર્મીત હેતુ છે; એવું કવિએ સિદ્ધ કરવું પડે. બનેલા બનાવોનું તત્વ–દેશપુત્રોએ આપેલા આપભોગનું મહત્વ–ત્યારે જ આંકી શકાય. **ભૂત**–ભૂતકાળનો ઇતિહાસ. **અનધિકારી**–( ભવિષ્યનું જ્ઞાન આપને મુખે સાંભળવાને ) પુરતી લાયકાત વગરનો. **અનન્ય**–નથી અન્ય જેને તે. (નઞ્ બહુવ્રીહિ) **હું પોતે...શકું છું**–આ જ્ઞાન કોઇ દૈવી શક્તિથી પ્રાપ્ત કરેલું નથી. પણ ભૂતકાળના બનાવોનો અભ્યાસ કરી, જીવનને પોષનારાં ક્યાં તત્વો સમાજે રાખ્યાં છે અથવા ખોયાં છે તે જોઈ જ્ઞાનને આધારે ભવિષ્યનું દર્શન કરવાની અહીંયાં વાત છે. તેથી જ ' જાણી શકું છું.' અને ' ઘણું થોડું ' એવા શબ્દો સમરસિંહના મુખમાં મુકયા છે.

પૃ. ૧૪૨ **અધોગતિ**–નીચે જવું તે, પડતી. **પ્રાપ્ત**–હાજર. **અધોગતિનાં...કરવાનાં** છે–આપણા સમાજ તરફ નજર નાંખતાં ચોકખું જણાય છે કે સમાજના જીવનને ટકાવવામાં–એની ઉન્નતિ કરવામાં જરૂરનાં સઘળાં તત્વો આપણે ગુમાવી બેઠા છીએ, આપણી પડતી આવે એવી નબળાઇનાં ચિહ્નો ઠેર ઠેર દેખાય છે. ચઢતી થાય એવું એક નિશાન દેખાતું નથી. **સાંભળ, ચંદ**–આ કંડિકામાં મુસલમાનોની ચઢતીનાં કારણો દર્શાવ્યાં છે. અને આપણા જેવા અજ્ઞાન અને મિથ્યાભિમાની લોકો પાસે એ મુસ્લીમોને હરાવવાની બુદ્ધિ,

નીતિ કે અનુકૂળતા હાલ નથી, એવું સમરસિંહ કહે છે. **મક્કા-મદિનામાંથી...નથી**–મુસલમાનોના પેગંબર મક્કામદિનામાં રહેતા હતા. ત્યાંથી તેમના ધર્મનો ફેલાવો દુનિયામાં ચોતરફ થયો. એ ધર્મની ધ્વજા લઇ મુસ્લીમોની ટોળીઓ સર્વ સ્થળે ગઇ અને વિજય પામી. આ વિજયનું કારણ હવે પછીના વાક્યમાં કહે છેઃ–(૧) ધર્માગ્રહ (૨) સંસાર ઘટનામાં ઘણાં ઓછાં બંધન (૩) જીજ્ઞાસા (૪) નમ્રતા. **ધર્માગ્રહ**–મુસ્લીમોના ધર્માગ્રહનું સ્વરૂપ આ પ્રમાણે છે; તેઓ મૂર્તિ-પૂજાનું મૂળ ઉખેડતા, ઇશ્વરની મહત્તા ભૂલીને પોતાની જાત વિષે ખોટું અભિમાન રાખનારાઓનો નાશ કરતા અને પોતામાં એવું મિથ્યાભિમાન આવવા દેતા નહિ. પોતાનો જ એક ધર્મ શ્રેષ્ટ માનતા અને મૂર્તિપૂજા, મિથ્યાભિમાન એવાં બીજાં ધર્મવિરોધી તત્વોનું મૂળ ઉખેડતા. આમ કરવાને સામા માણસનો જાન લેવો પડે તો પણ તેમાં તેમને કંઇ ખોટું જણાતું નહિ. પોતાના ધર્મનો પ્રચાર કરવો એને એ મહા પુણ્ય સમજતા. ધર્મ એ એમને માટે એક જીવન્ત વસ્તુ હતી અને એમની રગેરગે એ ધર્મ વિષે આગ્રહ વહેતો હતો. **સંસાર...બંધન છે**–મુસલમાનો પોતાના ધર્મના સર્વ માણસોને પાકપિતા, ઇશ્વરનાં સંતાન ગણતા હતા. એમને ઝાઝું રુઢિબંધન હતું નહિ. એટલે સમયાનુસાર વર્તવાને દરેકને પૂરતું સ્વાતંત્ર્ય હતું. **જિજ્ઞાસા**–નવું નવું જાણવાની ઇચ્છા. **તે**–અધોગતિ. સમરસિંહની નજરે એવાં તો ઉંડા અધોગતિનાં બીજ રોપાયેલાં જણાય છે કે સેંકડો વરસ સુધી એ અધમ દશામાંથી દેશ મુક્ત નહિ થાય. વસ્તુતઃ આટલી દીર્ઘદૃષ્ટિ સમરસિંહને હશે કે નહિ હોય તે જુદી વાત છે. પણ મણિશંકર તો સેંકડો વરસથી ચાલતી આવેલી અધોગતિ જોઇને એ ભવિષ્યકથન સમરસિંહના મુખમાં મૂકે છે. **કેથે જ**–ક્યાંય પણ. **આશાસ્થળ**–આશાનાં સ્થળ, એવા સંજોગો કે જેથી ભવિષ્ય સારૂં નીવડવાની આશા થાય. **મારા શબ્દો...જ્ઞાનના છે**–આજુબાજુ અધોગતિનાં ફૂટી નીકળેલાં બીજ જોઇને નીરાશ થઇ જવાથી આ

કંઈ હું અતિશયોક્તિ કરીને બોલતો નથી. પણ ભૂતકાળના બનાવો અને વર્તમાન વસ્તુસ્થિતિ એ બેના મારા જ્ઞાનના આધારે બાંધેલું ચોક્કસ અનુમાન છે. એમાં કોઈ રીતે મારી લાગણીઓનો સ્પર્શ નથી. મારી બુદ્ધિને જે સમજાયય છે તે કહું છું. **આશા સ્થળો... દેખાતાં નથી**–સમરસિંહ કહે છે કે સેંકડો વરસ સુધી દેશ અધોગતિમાં સડશે એવું મેં મારા જ્ઞાનના આધારે કહ્યું, પણ ભુલવું ન ન જોઇએ કે ઇશ્વરની ઇચ્છાથી ગમે તે અણધાર્યું પરિણામ આવી શકે છે. ઇશ્વર ધારે તો એવા કોઇ અસાધારણ બુદ્ધિ કે નીતિવાળા પુરુષોદ્વારા દેશની અધોગતિ પહેલેથી અટકાવે. પણ એવાં કંઇ ચિહ્ન અત્યારે નથી. અને ભવિષ્યમાં ઇશ્વરની ઇચ્છાને અનુસરીને એવાં કોઇ અસાધારણ ચિહ્ન ઉત્પન્ન થાય નહિ તો હું જેમ કહું છું તેવું ભવિષ્ય નીવડશે. મારું જ્ઞાન ઇશ્વરઇચ્છાને કળી શકે એમ નથી. **ઇશ્વરપ્રેરિત**–ઇશ્વરથી પ્રેરણા પામેલ. **તો પણ...મેળવી શકે**–ઇશ્વરની ઇચ્છા ખરી, પણ સતત પ્રયત્ન તો જોઇએ જ. માણસ પુરતો યત્ન કરી છૂટે અને છતાં સારું પરિણામ ન આવે ત્યારે જ ઇશ્વરની એવી ઇચ્છા હશે એમ કહી છોડી દેવાય. તેવી જ રીતે, ઇશ્વરની ઇચ્છા ફળીભૂત થવાને પણ ઇશ્વરના પ્રેરણાવાળા બુદ્ધિવાન અને નીતિવાન પુરુષોએ પ્રયત્ન તો કરવા જ જોઇએ. ઇશ્વરની ઇચ્છા પ્રમાણે થશે એમ કહી પ્રયત્ન કર્યા સિવાય બેસી ન રહેવાય. અને કમભાગ્યે આપણો દેશ હાલ પ્રયત્નશીલ થવા અંત્ર થઈ ગયો છે, એવું સમરસિંહ ચંદ્રને કહે છે. **સમાધાન**–ચિત્તની શાંતિ, સંતોષ.

પૃ. ૧૪૩. **પ્રાયશઃ**–ઘણું કરીને. **હવા અને પ્રકાશ વગરનાં**–સ્વાતંત્ર્ય વગર વ્યક્તિની બુદ્ધિને કોઈ પણ પ્રકારનું સ્વાતંત્ર્ય નહિ આપનાર. **દંભ**–હૃદય સાથે પોતાની માન્યતાઓ વિષે દૃઢ વિશ્વાસ નહિ હોવા છતાં ખાલી બાહ્ય આચારોને વળગી રહેવું તે. **વસ્તુસ્થિતિનો...થાય**?–ખરી સ્થિતિ બગડતી ચાલી છે એ ખ્યાલ આવે નહિ, કારણ કે હાથે કરીને દંભનું પાલન કરનાર માણસની ચેતના મંદ

પડી જાય છે—પોતાનું વ્યક્તિત્વ ગુમાવી બેસે છે અને સારાસાર વિચારવાની શક્તિ જતી રહે છે એટલે સ્થિતિ ખરેખર બદલાઈ ગઈ છે એનો ખ્યાલ આવતો નથી અને ઉન્નતિ કરવાનો વિચાર સુઝતો નથી. દાખલા તરીકે દંભ ટકાવવાની વૃત્તિ દૃઢ થવાથી મંદિરોની નિરુપયોગિતા સમજાશે નહિ. એટલે દંભ અને વહેમનું પોષણ કરવા માટે ન તો મંદિરોને સ્થાને મસ્જીદો થશે કે ન તો મૂળ ધર્માગ્રહ પાછો આવશે. **ધર્મને......પોષણ મળે છે**—ધર્મ એ હૃદયનો વિષય છે. ધાર્મિક માન્યતાઓ હૃદયમાં દૃઢ થઇ હોય તો તે માન્યતાઓને આધારે માણસની બુદ્ધિ સારાસારનો વિવેક કરી શકે અને એ પ્રમાણે વિવેક કરીને આચરણ કરી શકે, એટલે ધર્મની ભાવના જેટલી દૃઢ હોય તેટલે અંશે બુદ્ધિ નિર્મલ અને આચરણ દોષ રહિત હોય. માણસ આ પ્રમાણે પોતાના આચાર વિચારમાં ધર્મદ્વારા પોષણ મેળવે છે. પોતાના આચારવિચાર દ્વારા માણસ ધર્મનું પોષણ કરે છે એમ કહેવું ખોટું છે. કઈ વસ્તુને સારી કહેવી અને કઈ વસ્તુને નરસી કહેવી એ નક્કી કરી આપનાર માણસનો ધર્મ—એની ધાર્મિક માન્યતા છે. ધર્મ એ કંઈ માણસના જીવનથી એવી કોઇ નિરાળી વસ્તુ નથી કે જેનું પોતાના વિચાર વર્તન વડે માણસ પોષણ કરે. ધર્મ પ્રથમ માણસના હૃદયમાં જડાય છે અને પછી નિરંતર એના જીવનમાં આચાર વિચારની પ્રેરણા આવ્યા કરે છે. **ઉદ્‌ભૂત થયેલો**—પ્રકટપણે જીવનમાં ઉતરેલો. **ભૂમિમાં ...મૂળ રૂપ** છે—મનુષ્ય જીવનની ચઢતીપડતીનું સામાન્ય સ્વરૂપ માપવાનો પારો તે ધર્મ છે. જો ધર્મની પડતી દશા હોય, જો ધર્મનું ખરૂં સ્વરૂપ મનુષ્ય જીવનમાં પ્રગટ થતું ન હોય તો જાણવું કે દેશ સર્વ વાતે પડતી દશામાં હશે. સમસ્ત દેશની સારી નરસી સ્થિતિનો આધાર એના ધર્મની ધાર્મિક વૃત્તિઓની સારીનરસી સ્થિતિ ઉપર આધાર રાખે છે. **એ પ્રવેશ**—ક્ષયનો પ્રવેશ. **વિષમ**—કઠણ. **દાસત્વ**—મુસલમાનોની ગુલામી. **સંસ્થિતિ**—આસપાસનું વાતાવરણ. **ભાસ**—ખોટો ખ્યાલ.

**પૃ. ૧૪૪.** આ પહેલી કંડિકામાં બુદ્ધિનો તેમજ નીતિનો ક્ષય

કેવી રીતે થયો છે તેનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે. **બુદ્ધિનો ક્ષય:** (૧) બંધનો અને વહેમો, (૨) પરદેશગમનનો નિષેધ; અને તેથી પરિણામે (૩) અજ્ઞાન. (૪) મિથ્યાભિમાન. (૫) શાસ્ત્રમાંથી મળતી પ્રેરણાનું બંધ થવું. નીતિનો ક્ષય: (૧) આચારમાં સાંકડું મન (૨), પોતાના આત્માના મહત્વનું અજ્ઞાન. (૩) મિથ્યાભિમાન ભરેલાં આચરણ. **અટક**–હિંદુસ્તાનની ઉત્તરે અટક નામનું ગામ છે. એ હિંદની છેલ્લી હદ ઉપર આવ્યું છે, એમ મનાતું. હિંદની બાકીની ત્રણ દિશાઓમાં દરિયો છે. એ દરિયામાં પરદેશ જવાનું અથવા ઉત્તરે અટકની આગળ પ્રવાસ કરવાનું શાસ્ત્રનિષદ્ધ છે એવું હિંદુઓ મુસલમાનના આવ્યા પછી માનવા લાગ્યા. એ પહેલાં પ્રવાસની બાબતમાં પુરતી છુટ હતી. **ઐન્દ્રિજાલિક**–ઈન્દ્રજાળનો, ઈન્દ્રજાળ એટલે જાદુ, માયા. **સાર્વત્રિક**–સર્વત્ર છે તે. સઘળે ફેલાયેલું Universal. **પ્રતિકાર**–ઉપચાર. **દેશના વ્યાધિઓ**–સામાજિક સડાઓ. **કષ્ટસાધ્ય**–કષ્ટથી સાધ્ય (તૃતીયા તત્પુરુષ) મુશ્કેલીથી કાબુમાં આવે એવા. **અસાધ્ય**–બીલકુલ કાબુમાં આવે નહિ તેવા. **દેશોના......થઈ જાય છે**–એકાદ માણસને કંઈ રોગ લાગુ પડ્યો હોય તેનો ઉપાય જેટલી સહેલાઈથી થાય તેટલી સહેલાઈથી દેશના સામાજિક સડાનો ઉપાય થઈ શકતો નથી. એ સડાઓનું સ્વરૂપ સમજી એને સફળ ઉપચારો લાગુ પાડવાનું કામ મુશ્કેલ છે; અને ઘણીવાર કોઇ ઉપચાર કામ લાગતો નથી. એ સડાને અન્તે સમાજને વિનાશના ભોગ થવું પડે છે. અથવા કોઇ જ વાર મહા મુશ્કેલીએ વિનાશમાંથી બચી શકે છે. **એ શ્રદ્ધા......નથી**–'બુદ્ધિ અને નીતિના વ્યાધિઓ તો મને હંમેશાં સાધ્ય લાગે છે' એ શ્રદ્ધા દીન, દર્દી માણસની છે. માણસ માંદો હોય, મરણ પથારીયે હોય તો પણ છેવટ સુધી કોઈ દવા કંઈ ગુણ કરશે એવી એની શ્રદ્ધા કંઈ જતી નથી. લાચાર વૃત્તિનો કોઈ ગરીબ માણસ હોય ને પણ આજ નહિ તો કાલે કાંઈક લાભ થઈ આવશે એ શ્રદ્ધા છોડતો નથી. પરંતુ જ્ઞાનદૃષ્ટિએ વિચારતાં,

આ અશ્રદ્ધાને બીલકુલ સ્થાન હોતું નથી. તે પ્રમાણે ચંદને જે આશા રહે છે તે પણ દર્દીપણાની જ નિશાની છે. જ્ઞાનદષ્ટિવાળા સમરસિંહને એવી શ્રદ્ધા નથી. વીર પુરુષ હોય તે કેસરીયાં કરીને નીકળી પડે ત્યારે મનને એમ મનાવતો નથી કે વખતે અમે જીતીને આવીશું. ખોટી શ્રદ્ધા એ કદી આદર આપતો જ નથી. **સંભવ**—અસ્તિત્વ. હસ્તી.

પૃ. ૧૪૫ **શબ્દમૂર્ચ્છા**—મોટી મોટી વાતો કરવાનો મોહ. **પોતાનું રુધિર અર્પણ કરવા લાગે**—આત્મભોગ આપે. **અસંભવ્ય**—અસંભવિત, અશકય. **નિરાશાને......બતાવવાનો છે**—તાત્કાલિક નાશ નક્કી છે, જીવવાની કે જીતવાની આશા નથી એટલે આપણે કંઈ હાથ જોડી બેસી જવાનું નથી. આપણું કર્તવ્ય તો આશા હો કે નિરાશા હો, ગમે તે હો પણ નિર્ભયપણે લડવાનું જ છે જે આપણી ફરજ આપણું કામ કરી છૂટવાની છે, ફળ શું આપવું તે પરમેશ્વરને જોવાનું છે. આપણે તો એક આશા રાખવી કે હમણાં તાત્કાલિક નહિ તો ભવિષ્યમાં લાંબે ગાળે પણ એનું ફળ આવશે.

**नहि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति ।**

—ગીતા. ૬–૪૦.

**નિરાશાના બલે**—નિરાશા થવાનાં કારણોના જ્ઞાનથી, એ કારણો નાબુદ કરવાને જો સતત પ્રયત્ન કરવામાં આવે તો ભવિષ્યમાં કોઈ દિવસ આશાનો ઉદય થવાનો સંભવ છે. **સુખદ**—સુખ આવે છે તે. ( ઉપપદ ) **શિવસ્વરૂપ**–(!) પરમેશ્વર સ્વરૂપ. ઈશ્વર સર્વ મંગળનો કર્તા છે માટે શિવ કહેવાય છે. (૨) મંગળસ્વરૂપ. શિવ (મંગળ, શુભ ) છે સ્વરૂપ જેનું. (બહુવ્રીહિ) સમરસિંહની નજર છેવટે તો મંગળ ભવિષ્ય ઉપર ઠરે છે માટે એને શિવ સ્વરૂપ કહ્યો છે. **સર્વજ્ઞ**—સર્વ જાણે છે તે સર્વજ્ઞ. ( ઉપપદ ) **સાન્નિધ્ય**—(આપની) પાસે હોવાપણું, નજદિક હોવાપણું. **કર્તવ્યજ્ઞ**—કર્તવ્ય જાણે છે તે ( ઉપપદ ) પોતાની ફરજ સમજનાર. **તરંગ**—મોજાં. **ઈતરતરંગોને**-

બીજાં મોજાંને એટલે બીજા માણસોને. **કાંઈક...રીતે**—બીજાને ઉપયોગી થઇને. **નષ્ટ થવા**—આત્મભોગ આપવા. **વિસ્મૃત...નિંદ્રા**—પોતાનું કર્તવ્ય ભુલી જવાય એવો સમય. **પ્રબુદ્ધ**—જાગેલો (આત્માની જાગૃતિ. અંતરદૃષ્ટિની જાગૃતિ) **પ્રબુદ્ધ કરવા**–(શારીરિક નિદ્રામાંથી) જગાડવા.

**પૃ. ૧૪૬. મોહમય**—અજ્ઞાનમય. અજ્ઞાનથી ઉત્પન્ન થયેલું. **પ્રમાદમદિરા**–પ્રમાદ એજ મદિરા, (કર્મધારય) આળસ રૂપી દારૂ. **યોગ**–કર્મયોગ. **યોગભ્રષ્ટ**—કર્મભ્રષ્ટ. પોતાના કર્તવ્યો નહિ કરનાર. **અસ્વસ્થ**–બેચેન. **મોહની**–માયા. **કવિત્વ...રહેશે**–સમાજની પુનર્ઘટનામાં કવિ કેટલો ભાગ ભજવે છે; તે બતાવ્યું છે.

## સ્વદેશાભિમાન.

આ નિબંધના વિચારો અત્યારે બીલકુલ નવા ન લાગે એ સ્વાભાવિક છે. આ નિબંધ ઇ. સ. ૧૮૫૬ માં બુદ્ધિવર્ધક સભા નામની મંડળી આગળ નર્મદાશંકરે ભાષણરૂપે વાંચ્યો હતો. આજે પોણોસો વર્ષ પછી પણ એમાં કહેલા વિચારો, આચારમાં મુકવાની દિશામાં ઘણું કામ કરવાનું બાકી છે, એ વિચારતાં આ નિબંધ નર્યો ઐતિહાસિક અગત્યનો નથી એ સહેજ સમજાશે.

અત્યારે આવા વિચારો પ્રગટ કરવા એમાં કાંઇ હિંમતની જરૂર ન પડે પણ નર્મદાશંકરના સમયમાં, આવા કામમાં પણ અસાધારણ હિંમતની જરૂર હતી.

શરુઆતમાં લેખક આપણને આપણા દેશના પ્રાચીન ગૌરવનું ભાન કરાવે છે. ઓગણીસમી સદીમાં લોકો માની બેઠા હતા કે આપણાથી પરદેશગમન ન થઇ શકે. અથવા ન્યાત, પેટા ન્યાતના બંધાઇ ગયેલા અસંખ્ય વાડાઓમાંથી ન છુટી શકાય. આ માન્યતાને પ્રાચીન કાળમાં બીલકુલ સ્થાન નહોતું તે વખતે ધર્મ જીવન્ત હતો. અને સ્ત્રીઓમાં પણ વિદ્યાપ્રચાર હતો. યશ એ સૌ કોઇનું ધ્યેય હતું.

બીજી કંડિકામાં કવિએ જ્ઞાનના ક્ષેત્રમાં ક્યા ક્યા મહાપુરુષોએ પ્રાચીન સમયમાં કામ કર્યું છે તે કહ્યું છે. આ પ્રમાણે પ્રાચીનકાળના ગૌરવનું ભાન કરાવવાનો કવિનો હેતુ એ છે કે આપણામાં આપણા વિષે મમત્વ પેદા થાય. આપણે આપણી એકની વતી જાતને ભૂલી જઈ, આપણા સર્વેનું એવું કંઈ છે—જેના યશનું આપણે રક્ષણ કરવું જોઇએ તથા તેનું પોષણ કરી તેનો વિકાસ કરવો જોઈએ.

આગળ ચાલતાં કવિ આપણા લોકોની કૂપમંડુકવૃત્તિ—ઘરના ચાર ખુણામાં જ ભરાઇ રહી, કાચું પાકું જે મળે તે ખાઈ ચલાવી લેવાની વૃત્તિને નિંદી કહાડે છે. માણસ તરીકેના આપણા હક્ક, પરસ્પર વ્યવહાર, સ્વતંત્રતા, રાજકારભાર, વિદ્યા, સુધારો, હાલની અને પહેલાની સરકારોની સરખામણી વગેરે વિષયમાં આપણને વિચાર કરતા થવા સલાહ આપે છે. શહેર સુધરાઇ, ખેતી, આરોગ્ય વિજ્ઞાન, જ્ઞાન પ્રચાર, ગરીબ દુઃખ નિવારણ, વગેરે વિષયો ઉપર કવિ આપણું ધ્યાન ખેંચે છે. ન્યાતવરા અને વરઘોડામાં ખરચાઇ જતાં નાણાં પરોપકારમાં ખર્ચવા જણાવે છે. બાળલગ્ન બંધ કરવા કહે છે. જુદા જુદા સર્વ ધર્મને તાવી કહાડી શુદ્ધઘૃત જે ધર્મતત્વ તેની શોધમાં રહેવા કહે છે. વિદ્યા, જ્ઞાન, અનુભવ અને બુદ્ધિથી થતી સૂચનાઓ દેશ સમસ્તમાં અમલમાં આણવા પ્રેરે છે. આ સંસાર લડાઇના ઠેકાણે છે એમાં શ્રમ અને બુદ્ધિની તલવાર ઉછાળી ગરમ લોહી વહે તે મુક્તિપદ પામવા સૌ કોઇ હિંદીને પ્રભુ સન્મતિ આપે એવી પ્રાર્થના કરે છે.

**પૃ. ૧૪૭ સ્વદેશાભિમાન**—જુઓ, ગદ્યકુસુમ પૃ. ૨૯૮.

**ભારત** (૧)—ભરતનો વંશજ (૨) ભરતનો દેશ. આપણા દેશમાં ગંગા—યમુનાના મેદાનના પ્રદેશમાં મૂળ આર્યોનો વસવાટ હતો. અને તે પ્રદેશ આર્યાવર્ત એ નામે ઓળખાતો. ત્યાં ભરત નામે મહાન

ચક્રવર્તી રાજા થઇ ગયો. એના નામ ઉપરથી દેશનું નામ ભરતખણ્ડ કે ભારતવર્ષ એવું પડયું, **ગૌરવ**—ગુરૂપણું, મોટાઈ.

કણ્ડિકા **૧**—પ્રાચીન સમયમાં રાજા તથા પ્રજાની શી સ્થિતી હતી અને દેશ સૌ જૂદી જૂદી વાતે ઉત્કર્ષ પામતો હતો તે વર્ણવ્યું છેઃ—વિદ્યા, શૌર્ય, વ્યાપાર, દેશાટન, રાજા રૈયત, સદાચાર, સ્ત્રી કેળવણી વગેરે. ઉત્કર્ષ—ઉન્નતિ, ચઢતી. **વિલક્ષણ**—વિશિષ્ટ, ખાસ. **ન્યાત પ્રતિબંધ**—ન્યાતોનાં રૂઢિબંધન. **સ્પર્ધા**—હરિફાઈ એ સદ્‌ગુણ છે, જ્યારે ઇર્ષા એ દુર્ગુણ છે. 'સ્પર્ધા' કરનાર નીચી પાયરીથી ઉંચી પાયરી પર ચઢવા પ્રયત્ન કરે છે. પણ 'ઇર્ષા' કરનાર તો સામા ઉંચી પાયરી પરના માણસને તોડી પાડવા પ્રયત્ન કરે છે, પોતે તેની કક્ષાને પહોંચવાનો પ્રયત્ન કરતો નથી.

કણ્ડિકા **૨.** હિંદદેશના મહાન પુરૂષોનાં મહાન કાર્યો ગણાવ્યાં છે. અને તે ઉપરથી હાલની સ્થિતિ કેટલી ન્યૂનતાવાળી છે તે બતાવ્યું છે મનુના સમયમાં સૃષ્ટિ ઉત્પન્ન થઇ ત્યાંથી શરૂ થતો ઇતિહાસ દિગ્‌દર્શન રૂપે મૂકયો છે.

**મનુ**—શાસ્ત્રમાં જુદા જુદા ચૌદ મનુ ગણાવ્યા છે. પહેલા મનુ તે સ્વાયંભુવ મનુ. એમણે દક્ષપ્રજાપતિ અથા મહર્ષિને જન્મ આપ્યો. મનુસ્મૃતિ એમણે લખ્યાનું કહેવાય છે. વૈવસ્વત મનુ નામે સાતમા મનુ થયા. તે **વિવસ્વ**- સૂર્યમાંથી જન્મ્યા હતા એમ કહે છે. હાલની સર્વ સૃષ્ટિના એ પિતા ગણાય છે. તેમ જ અયોધ્યાના સૂર્યવંશના સ્થાપનાર ગણાય છે. કહે છે કે પહેલાં આ પૃથ્વી ઉપર રાજ્ય ન હતું. લોકોએ મનુને રાજા થવાનું કહ્યું, અને બદલામાં વાર્ષિક ઉત્પન્નનો અમુક ભાવ વગેરે આપવાનું કહ્યું ત્યારે મનુએ રાજા થવાનું કબુલ કર્યું. **મહર્ષિઓ**—ગૌતમ, ભારદ્વાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ, વસિષ્ઠ, કાશ્યપ અને અત્રિ. આ સાત મહર્ષિઓ કહેવાય છે. **ચિરંજીવ**—લાંબો કાળ

જીવે તે—સનાતન ટકનાર. **વેદાન્તશાસ્ત્રમાં વ્યાસ**—બાદરાયણ વ્યાસે વેદાન્ત સૂત્રો રચ્યાં છે. વેદાન્તનું તત્ત્વજ્ઞાન એમણે ટુંકા ટુંકા વાક્યો (સૂત્રો) માં ઉતારી ' બ્રહ્મસૂત્રો ' અથવા ' વેદાન્તસૂત્રો ' નામનો ગ્રંથ રચ્યો છે. અને શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, નિમ્બાર્ક વગેરેએ જુદા જુદા વેદાન્તમત એ બ્રહ્મસૂત્રો ઉપરથી જ બાંધ્યા છે. **કર્મ માર્ગમાં જૈમિનિ**—જૈમિનિ મોટા મીમાંસક થઈ ગયા. વેદોનું કર્મકાણ્ડ સમજાવનારા અને એ જ કર્મકાણ્ડમાં ઈતિકર્તવ્યતા સમજનારા મીમાંસકો ઘણાય છે. બાદરાયણ વ્યાસે આ દુનિયાની પાછળ શું તત્વ છે તે નક્કી કરવા ઉપનિષદોમાં થએલાં જુદાં જુદાં કથનોનો સ્ફોટ કર્યો અને વેદાન્તજ્ઞાન સ્થાપન કર્યું. મુનિ જૈમિનિએ વૈદિક કર્મકાણ્ડનું સ્ફુટ વર્ણન કર્યું અને કર્મ—વૈદિક કર્મકાણ્ડદ્વારા મોક્ષ બતાવ્યો. **પતંજલિ**—વ્યાકરણનાં સૂત્ર રચનાર પાણિનિના ગ્રંથ ઉપર પતંજલિએ ' મહાભાષ્ય ' લખ્યું છે. વળી તે જ નામનો ' યોગસૂત્રો ' નો કર્તા થઇ ગયો. તેણે ' ધ્યાનયોગ '—પ્રાણાયામ આદિ—દ્વારા આત્મ સાક્ષાત્કાર કરવાનો બોધ કર્યો છે. **ન્યાયશાસ્ત્રીઓ**—નૈયાયિકો તથા વૈશેષિકો નૈયાયિકમતમાં બુદ્ધિને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે; અને પાછળથી આ મત વાદવિવાદના એક શાસ્ત્ર રૂપે જ બની ગયો. વૈશેષિક મતમાં અણુ પરમાણુના સિદ્ધાંતે વિશ્વતત્વનો વિચાર કર્યો છે. વ્યાસ, જૈમિનિ, પતંજલિ, ગૌતમ અને કણાદ એ ષડ્દર્શનના પ્રવર્તકોમાં મુખ્ય છે. છઠ્ઠો સાંખ્ય મત જે કપિલમુનિએ પ્રવર્તાવેલો તે નર્મદે ચૂકથી આપ્યો નથી.

**પાણિનિ**—એ નામનો મહા વ્યાકરણી થઇ ગયો, એના વ્યાકરણ પછી સંસ્કૃત ભાષાને એનું નિશ્ચિત રૂપ મળ્યું ગણાય છે. કહે છે કે એને ઇશ્વરી પ્રેરણા મળી હતી. એનું વ્યાકરણનું જ્ઞાન શિવજી પાસેથી એણે મેળવ્યું હતું. **શ્રુતિ**—વેદ. વેદને શ્રુતિ કહેવામાં આવે છે તેનું પ્રાચીનવાદીઓ આવું કારણ આપે છેઃ વેદો ' અપૌરૂષેય ' છે—એ પુરૂષના લખેલા નથી. પરમાત્મા બ્રહ્મે લખીને પછી ઋષિઓને

સંભળાવ્યા; માટે એ સાંભળેલા—શ્રુત—કહેવાય છે. શ્રુતિથી ઉલટો સ્મૃતિ શબ્દ છે. **સાયણાચાર્ય**—સાયણ નામના મહાન પંડિત વેદ ઉપર ભાષ્ય–ટીકા, સમજુતી--લખ્યું છે. એ આશરે ઇ. સ. ૧૩૭૦ માં થઇ ગયા. **સ્મૃતિ**—'જે યાદ રાખવામાં આવ્યું છે તે'--'શ્રુતિ'થી ઉલ્ટો શબ્દ. જે મનુષ્ય ગ્રંથકારોએ આપ્યો છે તે પરાપૂર્વથી ચાલતો આવેલો લોકાચાર, અને તેને આધારે ચડેલા આચારના નિયમો. તે ઉપરથી સ્મૃતિ—ગ્રંથો. મનુ, યાજ્ઞવલ્ક્ય, પારાશર, આપસ્તબ. દેવલ વગેરે ઘણા સ્મૃતિકારો થઇ ગયા. **પુરાણો**—એ ઇતિહાસ ગ્રંથો છે. હાલની પદ્ધતિએ લખેલા ઇતિહાસ એ નથી. પણ ઇતિહાસના બનાવો જ એમાં વર્ણવામાં આવ્યા છે—અલબત્ત, એમાં કાળક્રમનો પાછળથી બહુ હિસાબ રહ્યો નથી, તેમ જ અદ્ભુત કથાઓ પણ એમાં ઘણી ભળી ગઇ છે. ઇતિહાસપ્રસંગો લોકપયોગી દૃષ્ટિએ ગ્રંથમાં ઉતારવા આર્યાવર્તમાં પ્રયત્ન થયા હોય તો તે પુરાણોમાં, **इतिहास: पुराण** શબ્દ સાથે જ બોલાય છે. પુરાણોમાં દંતકથાનો ભાગ વિશેષ આવે એ સ્વભાવિક છે. મૂળ મુખ્ય પુરાણો અરાઢ છે. પણ પાછળથી તો પુરાણ નામધારી ઘણા ગ્રંથો થયા છે.

**હિન્દુધર્મ, હિન્દુભાષા,** અને **હિન્દુસ્તાન**—નર્મદાશંકર મુસલમાનોને ભૂલી ગયા લાગે છે. એમના વખતમાં તો મુસલમાનો પણ હિંદુઓ માફક હિંદવાસી જ થઇ ગયા હતા. **વાલ્મીકિ**—મૂળ સંસ્કૃત કવિ ગણાય છે. એ જન્મે બ્રાહ્મણ હતા. નાનપણમાં માબાપે એમને તજી દીધેલા તે કેટલાક પહાડી માણસોના હાથમાં આવ્યા. એ પહાડી લોકે એમને ચોરીની કળા શીખવી, અને વર્ષો સુધી લૂંટફાટમાં એમણે જીવન વીતાવ્યું. એક દિવસ એક ઋષિ મળ્યા, તેમને કહ્યું કે તમારી સર્વ મીલકત આપો નહિ તો તમારો જાન લઇશ. ઋષિએ કહ્યું કે ઘેર જઇને તારાં સ્ત્રી--બાળકને પૂછી આવ—એ તારાં અસંખ્ય અઘોર કર્મનો ભાગ ભોગવવા તૈયાર છે? સ્ત્રી--બાળકની નામરજી જાણી, એ ઋષિ પાસે પાછા આવ્યા. ઋષિએ એમને **मरा** શબ્દનો

પાઠ કરવાનું કહ્યું, એક જ સ્થળે બેસી રહી વર્ષો સુધી એ લુંટારાએ **मरा**નો પાઠ કર્યા કર્યો; અને તેના ઉપર મોટો રાફડો—**वल्मीक**—થઇ ગયો. પેલા ઋષિ પાછા આવ્યા અને એમણે એમના રાફડામાંથી બહાર કાઢી **वल्मीक**માંથી નીકળનાર-**वाल्मीकि** એવું નામ આપ્યું. અને **वाल्मीकि** એક મહાન્ ઋષિ થયા. એક દિવસ સ્નાન કરતાં કરતાં એક ક્રૌંચ પક્ષીના યુગલમાંથી એકનો કોઇ શિકારીએ વધ કર્યો ને એમણે જોયો. આપોઆપ એમના મુખમાંથી અનુષ્ટુભ છંદમાં **मा निषाद** ઇત્યાદિ એ વ્યાધને શાપ અપાઇ ગયો. આવી કુદરતી સ્વયંફુરણાથી સંસ્કૃતમાં પહેલ વહેલી કાવ્યરચના થઇ એમ મનાય છે. બ્રહ્મદેવની આજ્ઞાથી પછી વાલ્મીકિએ રામાયણ નામે કાવ્ય રચ્યું. ધોબીના વચનથી સીતાનો રામે ત્યાગ કર્યો ત્યારે વાલ્મીકિએ સીતા તથા તેના પુત્રોને આશ્રય આપ્યો હતો. એ પુત્રો રામાયણનો પાઠ કરતા.

**વ્યાસ**—બાદરાયણ વ્યાસથી ભિન્ન કૃષ્ણદ્વૈપાયન નામના વ્યાસ મુનિએ **जयो नामे तिहासोऽयम्**—જય નામે પાંડવોના જયનું કાવ્ય લખ્યું હતું. તેને વૈશાંપયને પધારીને ‘ ભારત ’ નામ આપ્યું. **सूत उवाच**વાળા સૌતિએ એ ‘ ભારત ’ને વિસ્તારી ‘ મહાભારત ’ બનાવ્યું. એ ગ્રંથ એવો તો મોટો છે કે એના ઉપરથી કોઇ મહાકઠિન કામને ‘ મહાભારત કામ ’ કહેવામાં આવે છે. **વિક્રમ**—અનેક વિક્રમ થઈ ગયા. અહિંયાં જે ‘ વિક્રમ ’ના નામનો સંવત્ ઉત્તર હિંદુસ્થાન અને ગુજરાતમાં ચાલે છે તેનો ઉલ્લેખ છે. **શાલિવાહન**—એ રાજાના નામે ‘ શક ’ દક્ષિણમાં ચાલે છે. **ભોજ**—એ રાજા મહા દાનવીર તરીકે પ્રસિદ્ધ છે; એ વિક્રમના વંશમાં થઇ ગયો એમ કહેવાય છે. પોતાની સભામાં એ મહા પંડિતોને આદર આપતો. **શિલાલેખ**—પત્થરમાં ( કોતરેલા ) લેખ. **નવરત્ન**—જુઓ ગદ્યકુસુમ પૃ. ૩૦૦.

**કાલિદાસ**—સંસ્કૃતમાં મહા કવિ કાલિદાસ પ્રસિદ્ધ છે. એણે સુંદર નાટકો અને કાવ્યો લખ્યાં છે—શાકુન્તલ, રઘુવંશ, મેઘદૂત, વગેરે.

જેમના ગુજરાતીમાં અનેક ભાષાન્તરો થયાં છે. **ધન્વન્તરિ**—દેવોના વૈદ્યનું નામ. સમુદ્રમંથન વખતે છેલ્લે અમૃત નીકળ્યું ત્યારે ધન્વન્તરિ અમૃતનો ઘડો લઇ નીકળ્યા હતા. **ક્ષપણક**—બૌદ્ધ કે જૈન સાધુ. કોઇ ખાસ વ્યક્તિનું નામ નથી. **શંકુ...ઘટકર્પર**—ગદ્યકુસુમ પૃ. ૩૦૧. **વરરુચિ**–એ નામનો એક કવિ તથા વ્યાકરણશાસ્ત્રી થઇ ગયો. વિક્રમના દરબારનાં નવરત્નમાં એક એ ગણાય છે. પાણિનિના વ્યાકરણસૂત્રો ઉપર વાર્તિક લખનાર કાત્યાયાન એ જ વરરુચિ કહેવાય છે.

**ભાસ્કરાચાર્ય**–એક મહાન હિંદુ જ્યોતિષશાસ્ત્રીનું નામ, અગીઆરમી કે બારમી સદીમાં એ થઇ ગયા. લીલાવલી નામે મહાન્ ગણિતવિદ્યાનો ગ્રંથ એમણે રચ્યો છે. **ગૌતમ, શંકર, વલ્લભ**—જુઓ. ગદ્યકુસુમ પૃ. ૩૦૧. **પરશુરામ...શિવાજી**–જુઓ, ગ. કુ. પૃ. ૩૦૧. **ન્યૂનતા**–ઉણપ, ખામી. **ઉદ્‌બોધન**—જગાડવું તે, જાગ્રત કરવા તે. અહીં 'ઉદ્‌બોધન કરનાર' ભાષણ એ અર્થ છે. અહીં હિંદુઓને જાગ્રત કરી પુરુષ પ્રયત્ન કરવાનો ઉપદેશ છે.

**કંડિકા ૩**—આમાં નર્મદાશંકરે હિંદુઓ કેવી ખોટી રીતનો સંતોષ માને છે. સંપ કરતા નથી, પરદેશ જતા નથી વગેરે બતાવી તેમને જગાડવા પ્રયત્ન કર્યો છે. અને કઈ કઈ વાતે તેઓ વિચારશૂન્ય છે એ કહી તેનો હિંદુઓએ વિચાર કરવો જોઇએ એમ સ્પષ્ટપણે બતાવ્યું છે. **મંડળી**—અહિં નર્મદાશંકરે લોકો પહેલાં એટલે ૧૮૫૬ માં–સભાઓ કે મંડળ ભરી એકમત થઈ કામ નહોતા કરતા તેનો ઉલ્લેખ કર્યો છે. **સુધારો**—સંસાર સુધારો. **સપનામાં**–સ્વપ્નમાં આવતી વસ્તુઓ માત્ર વિચારણા જ હોય છે એટલે જરા વિચાર સરખો લોકોને આવતો નથી તો આચારની તો વાત જ કયાં રહી? **અટકે...છો ?**—તમે આગળ દેશ પરદેશ મુસાફરી કરવા કેમ જતા નથી? **सब भूमि गोपालकी वामें अटक कहा।** સરખાવો "માત્ર પ્રવાસમાં...અજ્ઞાન છે."–સમરસિંહ અને ચંદ, ગદ્યકુસુમ પૃ.૧૪૪. **ચહેનમાં**–સુખચેનમાં.

**પૃ. ૧૪૯ કણ્ડિકા ૪—શું શું કરવું જોઇએ? બીજા દેશો** કેવી કેવી રીતે ચઢિઆતા છે? **મહાજન**–જુદાં જુદાં ધંધાદારી મંડળો Guiid. વેપારી મહાજન, સોની મહાજન, મોચી મહાજન વગેરે. **રસાયનશાસ્ત્ર**–Chemistry અહિં Agricultural Chemistry, તથા Geology. **વર્ષાણુ**–વાર્ષિક પગાર. (ગુમાસ્તી) **પાર પડયા**–પરવાર્યા, ગંગા ન્હાયા, જીવનનું ધ્યેય મળી ગયું. **શબ્દશાસ્ત્ર**–Philology મૂળ કયી ભાષામાંથી કેવા નિયમોથી કેવા રૂપાન્તર પામી અત્યારની ભાષાના શબ્દો થયા તે ચર્ચતું શાસ્ત્ર. સંસ્કૃત ભાષા શીખ્યા પછી યુરોપીય પંડિતોને જુદી જુદી ભાષાઓના સ્વરૂપમાં સામ્યનું ભાન થયું. અને તે ઉપરથી એમણે એ વિષય ખાસ ખીલવ્યો. સંસ્કૃત પ્રાકૃત સંબંધે આ રીતે શબ્દવિચાર પ્રાચીન દેશી પંડિતોએ તો કર્યો જ હતો પણ યુરોપની ભાષાને સાંકળવાનો પ્રયત્ન ત્યારે થયો. એ શોધથી યુરોપીય આર્યો અને હિંદી આર્યોનું મૂળ એક છે એ વાત દૃઢ થઇ છે. **પાઠશાળા**–નર્મદાશંકર એલ્ફિન્સ્ટન ઇન્સ્ટીટયુશનની શરૂઆતમાં ત્યાં ભણેલા, એમના વખતમાં વિશ્વવિદ્યાલય–University ન હતી. અહિં યુનિવર્સીટીના અર્થમાં 'પાઠશાળા' શબ્દ યોજ્યો છે. **પ્રાકૃત**–વર્તમાન દેશભાષાઓ.

**કણ્ડિકા ૫**—આપણા દેશજનોએ શું શું વિચારવાનું છે, શું શું કરવાનું છે એ કહ્યા પછી આપણામાં શક્તિ છે તેનો સદ્‌વ્યય કરવા કહે છે. સરકારના દબાણ સિવાય આપણે હાથે સુધારા કરતા થવું જોઇએ. ખોટા પ્રારબ્ધવાદી ન થવુ જોઇએ.

**નબળા નથી**–'જબરા છો' અને 'નબળા નથી' એ બે કથનમાં સૂક્ષ્મ ભેદ છે. ઉતરતી શારીરિક સંપત્તિ કચવાતે મને કબૂલ કરવી પડી છે. **બલવત્તર**–વધારે બલવાન. યુરોપીય પ્રજા કરતાં બુદ્ધિબળમાં ચઢતા, **અસલ**–પ્રાચીન સમયના.

**પૃ. ૧૫૦ લડાઇનું ઠેકાણું**—પ્રાણીવિજ્ઞાન શાસ્ત્રીઓએ

સાબીત કર્યું છે કે આ પૃથ્વી ઉપર સર્વ પ્રાણીઓ પોતાના જીવન માટે મહા પ્રયત્ન કરતાં આવ્યાં છે, ભાતભાતનાં પ્રાણીઓમાં વિગ્રહ ચાલતો આવ્યો છે, અને અંતે નબળાં મરી ફીટે છે. Survival of the Fittest એ કુદરતનો નિયમ છે. આ નિયમ સમાજશાસ્ત્રને પણ લાગુ પડે છે. એવું કેટલાક વિચારકોનું માનવું છે. જુદી જુદી કોમો, જુદી જુદી સંસ્કૃતિઓ. જુદાં જુદાં રાષ્ટ્રો પોતપોતાના અસ્તિત્વ માટે લડતાં આવે છે; પરિણામે વિશેષ બળવાન ટકે છે, ને નબળાં મરી ફીટે છે—એનાં જેટલાં સારાં તત્વ હોય તેટલાં એનાં વિરોધી સ્વીકારી લે છે, ને બાકીનાં તત્વો નાશ થાય છે; તેવી જ રીતે સમાજની જુદી જુદી વ્યક્તિઓમાં, જુદી જુદી સંસ્થાઓમાં, વેપાર-હુન્નરનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં અરસપરસ વિગ્રહ ચાલી રહ્યો છે. પોતપોતાની હયાતી માટે સૌ મથન કરે છે, આ રીતે Struggle for Life એક વિશ્વનિયમ છે એમ કેટલાક વિચારકોનું કહેવું છે. નર્મદ કહે છે તેમ, એ લડાઇમાં શ્રમ અને બુદ્ધિની તલવાર ઉછાળવાની છે. બીજા કેટલાક વિચારકોનું કહેવું એવું છે કે લડાઈ દેખાય છે; પણ વસ્તુતઃ વિશ્વમાં પરસ્પર સહકારનો નિયમ પ્રવર્તે છે. કોઇ મહાન ભવિષ્ય હેતુને પહોંચવા સર્વ વ્યક્તિઓ સહયત્ન કરે છે. **આ સંસાર ...જયજયકાર થશે**—નર્મદાશંકર અંત્રે એવું મન્તવ્ય પ્રગટ કરે છે કે દુનિયાના જુદા જુદા દેશો વચ્ચે પોતપોતાના અસ્તિત્વ—પોતપોતાની સંસ્કૃતિના અસ્તિત્વ વિષે યુદ્ધ ચાલી રહ્યું છે; અને એ જિવનયુદ્ધમાં હિંદુસ્તાન પોતાનું રક્ષણ નહિ કરે તો આપોઆપ મરી ફીટશે. પણ કેડ કસીને પ્રયત્ન કરે તો તેની પાસે શક્તિ છે, અને તેનો વિજય—તેની ઉન્નતિ પણ નિશ્ચિંત છે. **તબિયત**—સ્વભાવની ટેવ, ખુશી. **રસમ**—રિવાજ. **નિબંધી**—મંડળ આગળ નિબંધ વાંચનાર, ભાષણ કરનાર. **કલકત્તે**—ઈ. સ, ૧૯૧૧ પહેલાં હિંદી સરકારની રાજધાની કલકત્તામાં હતી. ત્યાં ૧૮૫૬ માં પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરના મહા પ્રયત્નને પરિણામે વિધવાવિવાહ સંબંધી કાયદો સરકારે પસાર કર્યો

હતો. **પોતાનું...થોડાની જ**–લોકો વ્યક્તિહિતનો જ વિચાર કરે છે. પણ જે સમાજનું પોતે અંગ છે, અને જે સમાજની સારી નરસી સ્થિતિ ઉપર, પોતાની વ્યક્તિ તરીકેની સારી નરસી સ્થિતિનો આધાર છે; તે સમાજનું હિત સુધારવા કોઇ વિચાર કરતું નથી એવો અત્રે નર્મદાશંકર શોક દર્શાવે છે, **અસ્તુ**–' થઓ. '

**કણ્ડિકા ૬–૭**—બાળ વિવાહનાં અનિષ્ટ પરિણામો, ન્યાતવરામાં થતો પૈસાનો દુર્વ્યય. એ પૈસો વાપરવાનાં બીજાં કયાં સ્થળ છે તે.

**પંદર વર્ષનો...ત્યારે ને ?**—આ વાક્યોમાં દર્દ અને કટાક્ષનું મિશ્રણ છે. વાક્યો ટુંકાં પણ ભાવવાહી તેમ જ અર્થવાહી છે. **ફુલેકાં**–ફુલેકા નિમિત્તે વરઘોડો ફેરવવાનો કેટલીક ન્યાતોમાં રિવાજ છે. **બડવા**–જનોઇ દીધા પછી ' બડવા 'ને–' બટુક 'ને ભણી ગણી રહ્યા બાદ ઋષિને ત્યાંથી તેડી લાવવામાં આવે (!) તે નિમિત્તે વરઘોડો ધામધુમથી ફેરવતા હતા. **સાબેલા**–વરઘોડામાં ' વર ' અથવા ' બટુક ' સિવાયનાં બીજાં સગાવહાલાંનાં છોકરા શણગાર સજીને ગાડીઘોડે બેસીને ચાલે છે તેને ' સાબેલા ' કહે છે. **મકતબ**–નિશાળ. **કિતાબખાના**–પુસ્તકશાળા. **કીર્તિ કેવી સ્થિર રહે**–આ કહેવાનું પ્રયોજન છે. નાતવરા અને વરઘોડામાં પૈસા ખરચનારનો હેતુ કીર્તિ મેળવવાનો હોય છે. પણ એ કીર્તિ ચંચલ છે. નર્મદાશંકર કીર્તિભૂખ્યાને અચલ કીર્તિનો માર્ગ બતાવે છે. બાકી પુણ્યકાર્ય કીર્તિલોભથી કરવાં એવું કાંઇ નથી.

**પૃ. ૧૫૧ પ્રાણી માત્ર...સ્થિર રહેવાનાં**—આમાં પૃ. ૧૫૦ ને અંતે આપેલા શ્લોકનો અર્થ કર્યો છે.

**કણ્ડિકા ૮**—ખરો ધર્મ પરોપકાર છે. પંથો માંહેના મતીઆઓની જીદ એ કાંઇ ધર્મ નથી. વિદ્યા, જ્ઞાન, અનુભવ અને બુદ્ધિથી સૂચવવાની વાતો દેશમાં ઉભી કરો.

**સ્વધર્મ**—પોતાનો ધર્મ. ‘સુધારા’ને પરધર્મ સમજી લોક દૂર રહેતા એવું સૂચન છે, એટલે નર્મદાશંકર, લોક સ્વધર્મ પાળવાની વાત કરે છે તે પણ ખોટી છે; એમ પુરવાર કરે છે. **કવિઓનાં અલંકારો**—આલંકારિક ભાષામાં કવિએ લખ્યું હોય તેના શબ્દોને વળગી ન રહેવું; એમના અર્થને શોધી તેનું સેવન કરો. **પુરાણોની પરસ્પર વિરૂદ્ધતા**—પુરાણમાં જો ખરા ધર્મનુ જ બ્યાન હોય તો જુદાં જુદાં પુરાણોમાં વિરોધી વાતો કેમ આવે છે? ખરી વાત એવી છે કે પુરાણોમાં પણ સત્ય શોધવા પ્રયત્નો થયા છે. અને આપણે પણ આપણી બુદ્ધિ વાપરી એ પ્રયોગો આગળ ચલાવવાના છે. સર્વને તાવી શુદ્ધ ઘૃત–ધર્મતત્વને શોધવું જોઇએ. **નિરંકુશાઃ કવયઃ** કવિઓ નિરંકુશ છે. કવિઓ ઉપર કુદરતનો અંકુશ નથીઃ એમનું મન ગમે ત્યાં વિહાર કરી શકે છે, પોતાનો અર્થ સુંદર રીતે સમજાવવા કવિઓ દેવદેવીઓ, યક્ષ, કિન્નર, ભૂતપ્રેત વગેરેની કલ્પનાઓ રચે છે અને તેને જીવંત રીતે ચીતરી બતાવે; માટે એમની કલ્પનાસૃષ્ટિની વાતોને કુદરતી–સત્ય ન માની બેસો.

**કણ્ડિકા ૯**—આપણી પાસે રસાળ જમીન છે, અમૂલ્ય ખાણો છે. વિદ્યા અને શ્રમ આપણા હાથની વાત છે. વિદ્યા હુન્નર વગેરેમાં આપણી ઉન્નતિ કરવા પ્રયત્નશીલ થવા એક હિંમતની જરૂર છે. એ હિંમત, એ સદ્‌બુદ્ધિ પ્રભુ આપે.

**રસાળ જમીન**—આપણા દેશની ભૂમિમાં કપાસ આદિ સૌ કોઇ જરૂરની ચીજો પાકી શકે છે. **અમૂલ્ય ખાણો**—લોઢા કોલસાની તેમ બીજા કાચા માલની ખાણો પણ છે કે જે વડે હુન્નર ઉદ્યોગ ચાલે. **દેખતી આંખે**—જાણી જોઈને. **કુમળી ચામડીએ**—રક્ષણની જરૂર હોવા છતાં. **નાજુક દીલે**—દીન બનીને. **રણમાં**—સરખાવો, ‘આ સંસાર લડાઈનું ઠેકાણું છે,’ ગ. કૃ. પૃ. ૧૫૦. ‘રણમાં પાછાં પગલાં ન ભરવા વિષે’ એ નામે એક સરસ નિબંધ–ભાષણ

નર્મદે લખેલ છે. **ગરમ લોહી વહે તે મરણું**–ઠંડે લોહીએ ઘર ખૂણે મરવું તે તો નામર્દનું મરણ કહેવાય. **મુક્તિપદ**–હિંદુધર્મીઓને નર્મદે મુક્તિપદ પામવાનો જુદો માર્ગ બતાવ્યો. ક્ષત્રિય લડતાં લડતાં મરણ પામે તો મોક્ષ પામે, એવી હિંદુઓની માન્યતા છે. આ સંસાર રણક્ષેત્ર છે. અને સંસારનાં સઘળાં મનુષ્યો તેમાં ક્ષત્રિય યોદ્ધાઓ છે. સંસાર રણમાં લડતાં લડતાં પડવામાં તેમનો મોક્ષ છે. પણ આ લડતમાં શરીરને ઘા નથી પડવાના. આ લડતમાં તો બુદ્ધિ અને શ્રમ વાપરવાના છે.

## સદ્વૃત્તિ

મણિલાલ નભુભાઇના સિદ્ધ હસ્તથી લખાએલો આ નિબંધ લેખનકળાના નમુના તરીકે વિદ્યાર્થીઓએ અભ્યાસ કરવા લાયક છે. વિચારાત્મક નિબંધની ગોઠવણી તથા ખીલવણી સમજવા માટે એ નિબંધ ઉપરથી ખોખું ઉપજાવી નીચે આપ્યું છે.

૧ સદ્વૃત્તિની વ્યાખ્યા, તથા સદ્વૃત્તિની શક્તિઃ વ્યવહારનો નભાવ, વિશ્વાસ, સ્નેહ.

૨ સદ્વૃત્તિ કોને ન કહેવાય? બુદ્ધિ, વિદ્યા, પૈસો અધિકાર. પદવી વગેરે.

૩–૪ સદ્વૃત્તિનાં લક્ષણઃ સત્યનિષ્ઠા, ઉદારતા, ન્યાય, પ્રેમ તેમનો અન્યોન્યપરસ સંબંધ.

૫ સદ્વૃત્તિ એ જ ખરી કુલીનતા. સદ્વૃત્તિ, જગતનો આધાર.

૬ સદ્વૃત્તિ આચારમાં ઉતારવી–આપોઆપ ઉતરે જ. સ્તુતિ નિન્દાની પરવા ન કરવી.

૭ સદ્વૃત્તિ આપણી બુદ્ધિમાં પણ ઉતરે એ ઇચ્છા. સદ્વૃત્તિનું સ્વરૂપ સમજાવનાર અવતરણ.

આ ખોખામાં લેખકે રૂપરંગ કેવી વિવિધતાથી પૂર્યાં છે તે જુઓ.

વિવિધતા વાક્યોની રચનામાં છે, તેમ દૃષ્ટાંતોમાં છે, જાણીતાં દૃષ્ટાંતો કેવાં ટુંકમાં પતાવ્યાં છે. એક એક વિચાર કેવી સ્ફુરતાથી રજુ કર્યો છે, તથા વાક્યે વાક્ય અને કણ્ડિકાએ કણ્ડિકાની વચ્ચે કેવો સંબંધ છે તે પણ જુઓ.

નિબંધની શરૂઆત કરવાની તથા ઉપસંહાર કરવાની બીજી પણ રીતો છે. વિષય અનુસાર અને લેખક અનુસાર એ જુદી જુદી રીતો અખતીઆર થઇ શકે.

**પૃ. ૧૫૨ કંડિકા ૧**—સદ્‌વૃત્તિ કોને કહેવાય એ સમજાવી, સદ્‌વૃત્તિ મનુષ્યને શા શા ઉપયોગની છે એનું દિગ્દર્શન કર્યું છે. સદ્‌વૃત્તિથી અરસપરસ વિશ્વાસ પેદા થાય છે અને તેથી જગતનો વ્યવહાર ચાલે છે.

**આપણાં કામ...સદ્‌વૃત્તિ જ છે**—માણસનાં કરેલાં કામ વહેલાં મોડાં નાશ પામે છે, પણ એ કામને પ્રેરનાર માણસનું મન તો રહે છે. એ હમેશાં શુભ કર્મ કરવા તરફ વલણ રાખે તો મનુષ્ય સદ્‌વૃત્તિવાળો ગણાય. અને તેવું વલણ ન રાખે તો દુર્વૃત્તિવાળો અથવા મિશ્રવૃત્તિવાળો ગણાય. માણસના સ્વભાવમાં જડાયેલી વૃત્તિઓ માણસને કામકાજ કરવામાં પ્રેરે છે. અને સ્વાભાવિક રીતેજ બીજાઓને તે કામની અનુકરણ કરવાની વૃત્તિ થાય છે. આ પ્રમાણે મનુષ્યની વૃત્તિ ચિરંજીવ છે, જો કે તેનાં કામ ચિરંજીવ નથી. ઇશ્વરી યોજનાથી દરેક મનુષ્યમાં સદ્‌વૃત્તિનો અંશ હોય છે જ. **મનુષ્યોનો...સદ્‌વૃત્તિ છે**–દરેક મનુષ્યમાં ઇશ્વરી અંશ છે. એ ઇશ્વરી અંશનું પ્રગટ સ્વરૂપ–પૂરાવા તે સદ્‌વૃત્તિ છે.

**કંડિકા ૨**—સદ્‌વૃત્તિનું સ્વરૂપ સમજાવવા માટે કોને સદ્‌વૃત્તિ કહેવાય એ સમજાવ્યું છે. બુદ્ધિ, કુશળતા કે વિદ્યાનો ભંડોળ એ સદ્‌વૃત્તિ નથી. પંડિત રાવણ, વિદ્વાન ઔરંગજેબ સદ્‌વૃત્તિવાળા ન કહેવાય. પૈસાથી કે પદવીથી સદ્‌વૃત્તિ આવતી નથી, પણ સદ્‌વૃત્તિ હોય તો જ બુદ્ધિ, વિદ્યા, પૈસો, અધિકાર વગેરે દીપી શકે છે.

**કોઈ બુદ્ધિમાન...સદ્દવૃત્તિને જ થાય**—આ ૭ પંક્તિઓમાં એક વિચાર સ્ફુટ કર્યો છે. સામા માણસની બુદ્ધિ આપણામાં આશ્ચર્ય કરે છે, પણ પ્રેમ તો સદ્દવૃત્તિ વડે જ ઉત્પન્ન થાય.

**પૃ. ૧૫૩, અધીન**...તાબે, પ્રેમવશ. **વિદ્યાનો ભંડોળ... ...એ ભુલ છે**—આ વાક્યોમાં નરી વિદ્યા એ સદ્દવૃત્તિ નથી એ દૃષ્ટાંતપૂર્વક સિદ્ધ કર્યું છે. વિદ્યા એ સદ્દવૃત્તિનું સીધું કારણ નથી. સદ્દવૃત્તિનું પોષણ કરવામાં મદદરૂપ વિદ્યા થઇ પડે ખરી. **જેમ વિદ્યા......થઇ પડે છે**—પૈસાને પણ સદ્દવૃત્તિ સાથે સંબંધ નથી. **અધિકાર......ગણાતી નથી**—આ વાક્યમાં સદ્દવૃત્તિના બીજાં અસંબંધીનો ઉલ્લેખ માત્ર કર્યો છે. **સદ્દવૃત્તિ પોતે......નીવડે છે**–બુદ્ધિ આદિ સર્વ ઉપર સદ્દવૃત્તિની શી અસર છે તે કંડિકાને અંતે ઉપસંહાર રૂપે કહ્યું છે. આ રીતે આ કંડિકામાં આવતો મુખ્ય વિચાર છેવટે આપ્યો છે, અને તેની એક એક વિગત કંડિકાની શરુઆતથી અનુક્રમે સમજાવી છે. જે વાક્યોમાં બુદ્ધિની વાત કરી છે તેમાં બીજાનો ઉલ્લેખ નથી; જેમાં વિદ્યાની વાત કરી છે તેમાં વિદ્યાનો જ ઉલ્લેખ છે. આ પ્રમાણેના છૂટા છૂટા વિચાર દર્શાવતા વાક્યસમૂહોને સંભાળપૂર્વક સાંધ્યા છે. (૧) અમુક પ્રકારની...સદ્દવૃત્તિ નથી. (૨) જેમ વિદ્યા......સદ્દવૃત્તિ નથી. વિચાર દર્શાવવાની રીતમાં પણ વિવિધતા છે: વિદ્યા સંબંધી દૃષ્ટાંતો આપ્યાં છે, જ્યારે આશ્ચર્યનો વિચાર લોકો 'વાહવાહ કહે ખરા' એ શબ્દોથી સ્ફુટ કર્યો છે. આ કંડિકામાં વાક્યોની શરૂઆત પણ જુદી જુદી રીતે થયેલી છે. (૨) ઉપર બતાવેલાં વાક્યોમાં એક જ જાતનું વક્તવ્ય હોવા છતાં શરુઆત જુદી જુદી જાતની છે.

**કણ્ડિકા ૩.** પહેલા વાક્યમાં બીજી કંડિકાનો વિચાર શરુઆતના અર્થમાં આપ્યો છે અને તે રીતે ત્રીજી કંડિકાને બીજી કંડિકા સાથે સાંકળી દીધી છે. પછી સદ્દવૃત્તિનું સ્વરૂપ સ્પષ્ટ કરવા એનું પહેલું લક્ષણ સત્યનિષ્ઠા વર્ણવે છે.

**સત્યનિષ્ઠ**—સત્યમાં નિષ્ઠા છે જેની તે. (બહુવ્રીહિ) જે સત્યથી બીલકુલ ચળતો નથી તે.

**કંડિકા. ૪.** સદ્‌વૃત્તિના પ્રથમ લક્ષણની જુદી કંડિકા આપી હવે એક સાથે ઉદારતા, ન્યાય અને પ્રેમ એ ત્રણ લક્ષણોનો વિચાર કરે છે. સત્યનિષ્ઠ માણસે હંમેશાં આત્મપરીક્ષા કરવી જોઇએ. ઉપરાંત ઉદારતા ન્યાય અને પ્રેમ પણ જોઇએ. આ કંડિકાની ચોથી પંક્તિ એને પહેલાંની કંડિકા સાથે સાંધી દે છે. કંડિકાની શરુઆત સત્યનિષ્ઠાથી વિરુદ્ધ રૂપવાળી જાણીતી ચીજના ઉલ્લેખથી કરી છે. એ કંડિકા અથવા નિબંધની શરુઆત કરવાની એક સિદ્ધ રીતિ છે.

**પૃ. ૧૫૪.** વિવિધ વાક્ય રચના કરવાના બીજા દાખલા: ઉદારતાનું સ્વરૂપ સમજાવનારા વાક્યમાં છેલ્લે કહે છે, "એનું નામ ઉદારતા છે." પછી ન્યાયનું સ્વરૂપ સમજાવતાં શરુઆતમાં કહે છે, "ન્યાય એનું નામ કે...." આખી કંડિકાનો ઉપસંહાર કરી ચારે લક્ષણો ગણાવ્યાં છે તે નોંધો.

**કંડિકા. ૫.** ચોથી કંડિકાના છેલ્લા "ચારિત્ર્ય અથવા સાખ પણ કહે છે" વાક્ય સાથે આ કંડિકાની શરુઆતને પણ સ્પષ્ટ સંબંધ જણાઈ આવે છે. કુલીનતા સદ્‌વૃત્તિથી જ આવે છે, ધન, કુળ આદિથી નહિ. સદ્‌વૃત્તિ જો ન હોય તો કુસંપ થાય. ઇતિહાસમાં અમર થઈ ગયેલા આત્માઓ પણ સદ્‌વૃત્તિવાળા જ હતા.

**પૃ. ૧૫૫. સદ્‌વૃત્તિ......આધાર છે**—આ વિચાર ઉત્તરોત્તર ચઢતાં ઘર, ગામ, દેશ અને વિશ્વનાં દૃષ્ટાંતને સમજાવ્યું છે. અને છેલ્લે ઐતિહાસિક દાખલા ટાંક્યા છે.

**કંડિકા. ૬.** સદ્‌વૃત્તિ એ માત્ર મનની વૃત્તિ જ રહે તેમાં કશો જ લાભ નથી, એ આચારમાં ઉતરવી જ જોઇએ. જે આપોઆપ ઉતરે છે જ. સદ્‌વૃત્તિવાળા મનુષ્યો સ્તુતિ નિન્દાની કશી પરવા રાખતા નથી, એમને પરવા એક આત્માના આંતરનાદની જ હોય છે.

**અનિત્ય**–નિત્ય નહિ તે. બદલાતા સ્વરૂપવાળી, નાશ પામે તેવી.

**પૃ. ૧૫૬. કંડિકા. ૭.** કંડિકાના પહેલા વાક્યમાં સદ્દવૃત્તિને જીવનમાં ઉતારવા બોધ ઉપસંહારરૂપે કર્યો છે. છેવટે સદ્દવૃત્તિનું સ્વરૂપ સમજાવતાં એક પ્રસિદ્ધ શ્લોકનો સાર આપ્યો છે. પોતાના નિબંધનો વિચાર સમાવી દેતું હોય એવું કોઈ અવતરણ છેવટે આપવું એ નિબંધની પૂર્ણાહુતિ કરવાની એક પ્રસિદ્ધ રીત છે. **સન્મનુષ્ય**–સારો મનુષ્ય (કર્મધારય). **કલ્યાણરૂપ**–કલ્યાણ છે રૂપ જેનું તે. (બહુવ્રીહિ) **ત્રિભુવન**–ત્રણ ભુવનનો સમાહાર. ( દ્વિગુસમાસ ) **બોધ**–ઢગલો; ભાર. **કણ**–પરમાણું. મૂળ શ્લોક માટે જુઓ ગ. કુ. પૃષ્ટ. ૩૦૬.

## સાહિત્ય પરિષદ્.

આ લેખ બે મુખ્ય ભાગોમાં વહેંચાઇ જાય છે–(૧) સિદ્ધાન્ત ચર્ચા–સાહિત્ય કોણ કેવી રીતે ઉગાડે તેની ચર્ચા. (૨) પ્રસંગચર્ચા–સાહિત્ય પરિષદે શું કરવું તેનું માર્ગદર્શન.

(૧) (क) સાહિત્ય ઉત્પન્ન કરવું એટલે ? પૃથક્ રાસાયનિક તત્વોનું મિશ્રણ નહિ, પણ વનમાં વૃક્ષ ઉગાડીએ, ઉછેરીએ તેમ આત્મામાં સાહિત્યવૃક્ષ ઉગે.

(ख) સૂક્ષ્મ અને સ્થૂલ શરીર માફક જનસમાજની વાસનાઓ અને સાહિત્ય એક બીજા ઉપર પરસ્પર અસર ઉપજાવે છે.

(ग) વૃક્ષનું પોષણ તેના બાહ્ય શરીર ઉપર નહિ પણ મૂળ ઉપર કરેલા સંસ્કારથી થાય; તે જ પ્રમાણે જનસમાજની વાસનાઓને પોષે તો જ સાહિત્યનું પોષણ થાય.

(घ) જીવન્ત સાહિત્ય ઉપજાવવાને જનસમાજનું હૃદય જીવન્ત જોઇએ. જીવન્ત હૃદય તે કે જે બહારની અસર ગ્રહણ કરી તેને પોતાના કાર્યમાં ઉપયોગમાં લે.

(ङ) પોતે ગ્રહણ કરેલી અસરને પોતાની પ્રતિભાના રંગથી રંગી રૂપાન્તર આપે તે જીવન્ત સાહિત્ય.

(૨) (क) જનસમાજની વાસનાઓ વધારે વિવિધ, વિશાળ, ઊંડી અને ઉદાત્ત બનાવવી. અને તે વાસનાઓના વિકાસ માટે તેમને ગતિ આપે એવા જનહૃદયને ક્ષુબ્ધ કરે એવા પ્રસંગોનાં શબ્દચિત્રો લોક સમક્ષ રજૂ કરવાં.

(ख) પ્રાચીન સાહિત્ય તથા પ્રાચીન ઇતિહાસનો અભ્યાસ વધારવો, જેથી તેમાંથી લેખકોને વિધવિધ પ્રેરણા મળે. સંસ્કૃત ગ્રંથો, ફારસી તવારિખ, દંતકથા, વાર્તા, રાસા, લોકગીત પૌરાણિક તથા સાંપ્રદાયિક કથાઓ.

(ग) પરદેશોનાં સાહિત્યોમાંથી, નવલ, નાટક, વાર્તા, ઇતિહાસ, ચારિત્ર, તત્વજ્ઞાન–સર્વનું ભાષાન્તર. તેમ કરવાથી મનુષ્ય જાતિની એકતા સાધવાની દિશામાં પ્રગતિ, તથા સ્વદેશના વ્યક્તિત્વનો વિકાસ.

(घ) જનસમાજની કેળવણી અને ઉચ્ચવર્ગનો સાહિત્ય વિષયક પ્રેમ તથા ઉચ્ચ કેળવણી લેતા વિદ્યાર્થીઓમાં ગુજરાતી ભાષાનો અભ્યાસ વધારવાની જરૂર.

પોતાના વિચાર સ્ફુટ કરવાને લેખકે અનેક રૂપકો તથા ઉપમાઓ વાપરેલાં છે. જેમ જેમ વિચાર કરવામાં આવે તેમ તેમ વધારે ને વધારે અર્થ એ ગર્ભિત વાક્યોમાંથી ફલિત થાય છે. મુખ્ય રૂપક વૃક્ષનું છે, અને સંપૂર્ણ વિસ્તારથી એ રૂપક લાગુ પડયું છે. નીરસ તત્વચર્ચામાં રસ ઉપજાવવાને આવાં રૂપકો બહુ ઉપયોગી છે. એવાં રસસ્થળો લેખમાં અનેક જગાએ આવે છે. છતાં ઘણીવાર વિશાળ વાચનવાળા તત્વજ્ઞને સમજાય એવા ગૂઢ ઉલ્લેખો પણ છે. એટલે મુખ્યત્વે સામાન્ય વાચકને આનંદ આપવાની શક્તિ આ કે આવા લેખમાં હોતી નથી. પરંતુ પોતાનો હેતુ લેખક સફળ રીતે પાર પાડે છે, કારણ કે સામાન્ય જનતાને માટે એ લખતા નથી; ઉચ્ચ પ્રેરણાઓ પામવાના અભિલાષીઓ માટે એમના લેખો છે.

**સાહિત્ય પરિષદ્**—અમદાવાદમાં 'સાહિત્ય સભા' નામે સંસ્થા છે. તેના સ્થાપક રણજીતરામ આદિના પ્રયત્નથી ગુજરાતી સાહિત્યના વિકાસના પ્રશ્નો ચર્ચવા, જુદા જુદા સાક્ષરોને અવાર નવાર વિચારની આપ લે કરવાની તક આપવાના હેતુથી 'ગુજરાતી સાહિત્ય પરિષદ્' નામે સંસ્થા ઈ. સ. ૧૯૦૧ માં સ્થપાઈ. અત્યાર લગીમાં એવી નવ બેઠક થઈ છે. તેની એક બેઠક ઈ. સ. ૧૯૦૯ માં રાજકોટ મુકામે ભરાઇ હતી. તે પ્રસંગ ઉપર આ લેખ 'વસંત' માસિકમાં લખવામાં આવ્યો હતો. એ સંસ્થાના કાર્યક્ષેત્રની ચર્ચા કરે છે માટે લેખનું મથાળું 'સાહિત્ય પરિષદ્' રાખ્યું છે.

**કણ્ડિકા. ૧.** સાહિત્યને વેલ સાથે સરખાવી છે. પાન, ડાંખળાં રંગ, રસ, આદિ ભેગાં કરી વેલ નવી ઉપજાવાય નહિ—કુદરતી બીજનું પોષણ થઇ શકે. તેવી રીતે સાહિત્યનાં બીજ જનસમાજની વાસનામાં હોય, તેનું પોષણ સાહિત્ય પરિષદ્ કરી શકે.

**અનેક જણ એકઠા મળીને**—પરિષદ્‌માં મળીને. **સ્વયંભૂ**—પોતાની મેળે ઉત્પન્ન થાય છે તે. **એકાન્ત**—નિશ્ચયપૂર્વક કાંઇ અપવાદ સિવાય, Sweepingly, Absolutely. **ભ્રમજનક**—ભ્રમનો ઉત્પન્ન કરનાર. ભુલાવામાં પાડે એવો. **આ સ્વયંભ.........ઉપજાવી**—સાહિત્યની ઉત્પત્તિ કયા અર્થમાં ન થઈ શકે તે પહેલું કહ્યું છે, જેથી વિચાર સ્પષ્ટપણે સમજાય. **પૃથક્કરણ**—કોઇ પણ વસ્તુ જે જે તત્વોની બનેલી હોય તે તે તત્વો છૂટાં પાડી નક્કી કરવાં તે. **રાસાયનિક તત્વો**—વેલીમાં કેટલો પ્રવાહી પદાર્થ, કેટલો ઘનપદાર્થ, કેટલે અંશે કયો એસીડ અથવા કયો વાયુ વગેરે. **આવી ઉત્પત્તિ**—પૃથક્ રાસાયનિક તત્વોને એકઠાં કરી ઉત્પન્ન કરવું તે. **આ કાર્ય**—સાહિત્યનાં પૃથક્ તત્વો—પ્રતિભા, શૈલીનું સૌંદર્ય વગેરે—સમજી એ એકઠાં કરી યંત્ર માફક નવું સાહિત્ય ઉપજાવવું તે. **વૃથા**—ફોગટ. **સ્વયંભૂ દીસતી વનલતા**—'સાહિત્ય'નું રૂપક. **વનસ્થલી**—વનની ભૂમિ સાહિત્યની વેલને ઉગવાની વનસ્થલી મનુષ્યનો આત્મા છે. એટલે જેવો

આત્માનો રસકસ—જેવું મનુષ્યનું વ્યક્તિત્વ તેવી તેની સાહિત્યકૃતિ, જેવી તેની આત્મિક શક્તિની અધિકતા તેવું જ સાહિત્યકૃતિનું પ્રમાણ.

કણ્ડિકા ૨—સાહિત્ય અને જનસમાજનો સંબંધ અહીં સમજાવે છે. બંનેની એક બીજા ઉપર અસર થાય છે.

**વાઙ્મય**—વાણીરૂપી, વાણીનું બનેલું. **ચૈતન્ય**—જીવન, જીવનનાં આધારરૂપ તત્વ. **સાહિત્ય......શરીર છે.**—સમાજના જીવનનું સ્વરૂપ સમાજના સાહિત્ય ઉપર આધાર રાખે છે, અને જેવું સાહિત્ય હોય તેવું સમાજનું જીવન પણ ઘડાય છે. આ વિચાર સમજાવવાને એક રૂપક લીધું છે. જનસમાજની વાસનાઓ એ સૂક્ષ્મ શરીર અને તે સૂક્ષ્મ શરીરને વીંટળાએલો સ્થૂલ ઇંદ્રિયગોચર દેહ સાહિત્ય. **એ સ્થૂલ શરીર**—સાહિત્ય. **વાસના**—પૂર્વ સંસ્કારોથી દઢ થએલી મનની કામનાઓ. આ કામનાઓનો સમૂહ તે સૂક્ષ્મદેહ અથવા લિંગદેહ કે વાસનાદેહ કહેવાય છે. **સ્થૂલ**—ઇંદ્રિયોને ગમ્ય છે તે. **વ્યાપાર**—વર્તન **વાસનાત્મક સૂક્ષ્મ શરીર**—વાસનાનો બંધાએલો દેહ, જે ઇંદ્રિયોથી ગમ્ય નથી તે. આ રૂપકનો વિચાર સરળ રીતે કૌંસમાં સમજાવ્યો છે. આચરણની અસર મનના વલણ ઉપર થાય છે. **કીટભ્રમર ન્યાય**—જુઓ ગદ્ય કુસુમ પૃ. ૩૦૯–૩૧૦.

**પૃ. ૧૫૮ સૂક્ષ્મ શરીર...કરે છે**—મનના સારા યા નરસા વલણથી સારાં યા નરસાં આચરણ આ દેખાતા છેવટે થાય છે. **કાર્ય**—પરિણામ. **કાર્યકારણ ભાવ**—પરિણામ અને પરિણામ લાવનાર તરીકે હોવાપણું. એમાંથી એક બીજાને ઉત્પન્ન કરે, અને બીજું એક વડે ઉત્પન્ન થાય. અહિંઆં એવો સંબંધ છે કે બંને એક બીજા ઉપર અસર ઉપજાવે છે. સાહિત્ય જનસમાજ ઉપર અસર કરે છે, જનસમાજ સાહિત્ય ઉપર પણ અસર કરે છે.

કણ્ડિકા ૩—સાહિત્ય પરિષદે એવાં પોષણબળો પ્રવર્તાવવાં જોઈએ કે જનસમાજની મૂળભૂત વાસનાઓનું પોષણ કરે, જેથી જનસમાજનું હૃદય ( આત્મા ) ઉચ્ચભાવથી ક્ષુબ્ધ થાય અને અંતે

એના હૃદયનો વિકાસ થાય. જેવો અને જેટલો જનસમાજના હૃદયનો વિકાસ તેવો ને તેટલો જ સાહિત્યનો વિકાસ થશે.

**ઉત્કર્ષ**—ઉન્નતિ, ઉંચે ગતિ. **રૂપક**—સાહિત્ય ને લતામાં સામ્ય હોવાથી, અર્થ સુદૃઢ કરવા સાહિત્યને 'લતા સમાન' કહેવાને બદલે 'સાહિત્ય જ લતા છે,' એમ કહેવું તે સાહિત્યને લતાનું રુપક આપ્યું કહેવાય. ( તે જ પ્રમાણે સાહિત્યને વાઙ્મય સ્થૂલ શરીર કહેવું અને જનસમાજની વાસનાઓને સૂક્ષ્મ શરીર કહેવી એ બે પણ રૂપક છે. ) આ કણ્ડિકામાં પહેલી કણ્ડિકાનું સાહિત્યલતાનું રૂપક ચાલુ રાખ્યું છે. સાહિત્યલતાનું પોષણ કેવી રીતે થવું જોઇએ તે બતાવે છે. **બાહ્ય શરીર**—સ્થૂલ શરીર–મૂળભૂત વાસના સિવાયનું દેખાતું શરીર. **જલગ્રાહી**–સિંચેલું પાણી ગ્રહણ કરે એવી. **ક્ષોભ વિના ગતિ નથી અને ગતિ વિના વિકાસ નથી**–ક્ષોભ–'એ જમીનની માટી જરા નીચે થાય તે,' સમાજની સ્થિર સ્થિતિને હલાવે, થોડી ઘણી અસ્તવ્યવસ્તતા પણ લાવે, એવા પ્રસંગ. Law of Inertia અહીં લાગુ પડ્યો છે. **વિકાસ**–ઉત્કર્ષ, ઉન્નતિ. **ક્ષુબ્ધ**–હાલી ઉઠેલું; વલોવાએલું, ખળભળેલું.

**કણ્ડિકા ૪** હજી સાહિત્યલતા—સાહિત્યવૃક્ષનું રૂપક આગળ ચલાવે છે. જનસમાજનું હૃદય જીવતું હોય તો જ બહારની અસર ગ્રહણ કરી શકે, અને તેને ગ્રહણ કરી કાર્યમાં નિયોજી શકે ત્યારે જ એ ખરેખર જીવતું ગણાય. જીવનનાં જુદાં જુદાં કાર્યક્ષેત્ર–ધર્મ, સંસાર, રાષ્ટ્ર–માં સાહિત્ય કામે લાગવું જ જોઈએ. તેમનાથી સાહિત્ય અલિપ્ત રહે તો ખરેખર નિર્જીવ જ ગણાય.

**જીવન્ત**—જીવતું, સજીવ. **નિયોજવું**—( કામે ) લગાડવું, ઉપયોગમાં લેવું. **એ અસર ન...નિશાની** છે—જો કોઇ કરી શકતી નથી, અને હું મૂળે છું તે જ રહી શકું છું, તો તેમાં તેનું બળ કોઇ રીતે વ્યક્ત થતું નથી; એ તો જડતા કહેવાય–ખોટા અભિમાનથી એને બળ માનવું એ ભૂલ છે. **બહારની અસરને...નિર્જીવ સ્થિતિ છે**

–બહારની દુનિયાથી ઘડીએ ને પળે વિના કારણ સંક્ષુબ્ધ થવું, એટલાથી કાંઇ કાર્ય સરતું નથી. એમાં માણસનું પોતાનું વ્યક્તિત્વ તો મરી ગયું હોય એમ પડી રહે છે. પણ બહારનાં આંદોલનો આત્મામાં પચાવી, એ અનુસાર આપણા ઘડેલા ધ્યેયને–આપણને સમજાતા ધ્યેયને પહોંચવાના વ્યાપારમાં ઉદ્યુક્ત થવું, તેનું જ નામ જીવન, તેનું જ નામ બહારની અસર ગ્રહણ કરવી. **દેશની ધાર્મિક...શકવાનું નથી**–ધર્મ, સંસાર, રાષ્ટ્ર, વગેરે મનુષ્યની વાસનાની વિભૂતિઓ છે. એ વાસનાઓમાં કાળ બળે ફેરફાર થાય, તેને કોઈ વ્યક્તિ ન ગણકારે એ અર્થહીન છે, કારણ કે બીજી કણ્ડિકામાં કહ્યું છે તેમ વાસનાદેહની–સૂક્ષ્મદેહની અને સાહિત્યરૂપી સ્થૂલદેહની પરસ્પર અસર થાય છે જ; છતાં તેને અવગણવી એ હાથે કરીને સાહિત્યનો વિકાસ અટકાવવા બરાબર છે. **ભૂમિનો પ્રાચીન પરંપરા પ્રાપ્ત રસ**—મનુષ્યનું વ્યકિતત્વ અથવા જનસમાજનું જૂનું જમાનાઓથી ચાલતું આવેલું વાસના શરીર નવું બળ ન રેડાય તો એ જૂની વાસનાઓ કાળે કરીને ક્ષીણ થઇ જાય.

**કણ્ડિકા ૫** મનુષ્ય–સાહિત્યકાર—બહારની અસર ઝીલે: પણ તેને પોતાના વ્યકિતત્વને અનુરૂપ ખાસ સ્વરૂપ આપે જ, તેમ સાહિત્ય તે જીવંત સાહિત્ય. એનાં દૃષ્ટાંતો : ટેનીસન કૃત 'ધિ પ્રિન્સેસ,' યુરોપમાં Reanscence. ગુજરાતમાં પ્રેમાનન્દની આખ્યાનો અને નાટકોની વાડી. **બહારની પ્રવૃત્તિઓને...લે છે**—બહાર દુનિયામાં ચર્ચાતા પ્રશ્નો અથવા બની રહેલા બનાવો વિષે પોતે ચિન્તન કરે છે, અને ચિન્તનને વાણી દેહ આપે છે ત્યારે. '**સ્ત્રી પુરૂષોના સમાન હક્ક**'—આ વિષય ઉપર ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં કવિ ટેનીસનના સમયમાં વિલાયતમાં ભારે ચર્ચા ચાલી હતી. ત્યારથી સ્ત્રીઓ જાહેર જીવનમાં અનેક હક્ક માગતી આવી છે, આ બહારની દુનિયાનું આંદોલન કવિ ટેનિસને પોતાના શરીરમાં લીધું, અને તેને પોતાના વ્યકિતત્વનો ડોળ 'વિલક્ષણ રૂપ' ચઢાવીને 'ધી પ્રિન્સેસ' નામના

કાવ્ય તરીકે બહાર આવ્યું–સ્ત્રીઓની સમાન હક્ક મેળવવાની વાસનાને 'ધિ પ્રિન્સેસ' નામના કાવ્યરૂપી વાણીદેહ આપ્યો. પણ એમાં પોતાને યોગ્ય લાગ્યું તેવું સ્વરૂપ તેણે આપ્યું, 'અન્યોન્ય કેવી ન્યૂનતા' સ્ત્રી પુરુષ પૂરે એ વિચારને વાણીસૌંદર્ય અર્પી એણે આગળ ધર્યો. **ચિત્રો**–શબ્દની મદદથી જુદા જુદા પ્રસંગોનાં દોરેલાં ચિત્રો. **ગ્રાહકશક્તિ**—બહારની અસર પચાવવાની શક્તિ. **પરિણામશક્તિ** –પોતાનાં કાર્યમાં નિયોજવાની શક્તિ. વિલક્ષણ રૂપ આપવાની શક્તિ. **અન્ય પ્રવૃત્તિઓ**–સાહિત્ય સિવાય બીજી પ્રવૃત્તિઓ. **પ્રાચીન ગ્રીસ ...ઉપજાવ્યું**—કૉન્સ્ટેન્ટીનોપલ તુર્કોના હાથમાં જવા પછી વિશેષ વેગે ગ્રીસ અને રોમનું પ્રાચીન સાહિત્ય પશ્ચિમ યુરોપમાં પ્રચાર પામ્યું. સર્વ વિદ્વાનો એ બાજુ ખસ્યા. જુદા જુદા દેશોની માતૃભાષામાં પ્રાચીન સાહિત્ય જુદે જુદે સ્વરૂપે ઉતરવા લાગ્યું, ખ્રિસ્તી પાદરીઓ શિખવાડતા તે જ ધર્મ એ માન્યતાને ખસેડવામાં આ સાહિત્ય પ્રવૃત્તિએ પ્રબળ ભાગ ભજવ્યો હતો. એ પ્રવૃત્તિ Renascence અથવા Revival of Learning ના નામથી પ્રસિદ્ધ છે. **પ્રેમાનંદ**–નળાખ્યાન આદિ કાવ્યગ્રંથો સંસ્કૃત તથા જૂનાં ગૂજરાતી કાવ્યોના અભ્યાસ પછી પોતાના વ્યક્તિત્વના ઓપ સાથે પ્રેમાનંદે ગુજરાતની જનતાને ચરણે ધર્યા છે. નાટકો વિશેના મતભેદની વાત 'પાંચાલી પ્રસન્નાખ્યાન' ઉપરની સમજૂતીમાં કહી છે. **પ્રાચીન કાળ રૂપાન્તર પામી ગયો છે**—કેવી રીતે રૂપાન્તર પામ્યો છે તે વાક્યના પછીના ભાગમાં સ્પષ્ટ કર્યું છે, ભૂષણ કહેવાનું કારણ એ કે મહાભારતનાં પાત્રોનો ઓથો લઈને કવિએ સ્વતંત્ર સર્જન કર્યું છે, જે હૃદયંગમ અને જીવંત છે. મૂળ વિષયને વળગી રહી જીવન્ત રૂપે સાહિત્ય સર્જવામાં જે શક્તિ જોઈએ તે આ 'પરિણામ શક્તિ' 'વિલક્ષણ રૂપ' આપવાની શક્તિ માટે પ્રેમાનંદને ધન્યવાદ ઘટે છે મહાભારતનાં પાત્રોની પ્રાચીનતા જળવાઈ નથી એ દૂષણ છે, એમ કહેવું એ કવિએ પોતે શું ધાર્યું છે તે સમજ્યા વિના બોલવા જેવું છે. કવિએ ધારેલું રૂપાન્તર કેવું સરસ રીતે આપ્યું છે તે જ આપણે જોવાનું છે.

**કણ્ડિકા ૬** કણ્ડિકા ૧—૫ સુધીમાં સિદ્ધાન્ત ચર્ચા કરી. પરિણામે આ સિદ્ધાન્ત સ્થાપન કર્યા:—(૧) વનલતાનું પોષણ કરી શકાય એ દૃષ્ટિએ સાહિત્ય ઉગાડી શકાય. (૨) સાહિત્ય અને જનસમાજ એક બીજા પર પરસ્પર અસર નીપજાવે છે. (૩) સાહિત્યના વિકાસ માટે સમાજમાં ક્ષોભ ઉત્પન્ન કરનાર બનાવોની જરૂર છે. (૪) બહારની દુનિયાથી સાહિત્ય અલિપ્ત ન રહી શકે, બહારનાં આંદોલનો જનસમાજના કાર્યોમાં નિયોજવાનું કામ સાહિત્યકારે કરવું જોઇએ. (૫) એ પ્રમાણે નિયોજતાં સાહિત્યકાર એ આંદોલનને પોતાની કૃતિ રૂપે વિલક્ષણ રૂપ આપે જ. હવે ગુજરાતી સાહિત્ય પરિષદે શું કરવું તે બતાવે છે. (૧) જનસમાજની વાસનાઓ વધારે વિવિધ, વિશાળ, ઉંડી અને ઉદાત્ત બનાવવી. આવું કરી શકે તેવા લેખો લોક સમક્ષ રમતા કરવા તે પરિષદના હાથમાં છે, (૨) પ્રાચીન સાહિત્યનું સંશોધન તથા અભ્યાસ; તે જ પ્રમાણે પ્રાચીન ઇતિહાસનું સંશોધન તથા અભ્યાસ—પ્રાચીન ઇતિહાસને જીવંત સાહિત્ય રૂપે રજુ કરવો. લોક સાહિત્ય—કંઠ સાહિત્યનો અભ્યાસ થવા માટે અને પ્રેરણા પામવા માટે તેનું પ્રકાશન. (૩) પરદેશોનાં સાહિત્યના અભ્યાસની વ્યવસ્થા, જેને પરિણામે નવું ચેતન આવે, મનુષ્યત્વનું પૂર્ણ સ્વરૂપ અને કૂપમંડૂકતા ટળે. (૪) જનસમાજની કેળવણી, અને ઉચ્ચ વર્ગોમાં સાહિત્ય વિષે પ્રેમ—ગુજરાતી ભાષાના અભ્યાસ પ્રત્યે ઉચ્ચ કેળવણી લેનારમાં અભિરૂચિ.

પૃ. ૧૬૦ **ઉદાત્ત**—ઉમદા, ઉદાર, ઉચ્ચ. **જે અનેક પ્રવૃત્તિ—ઝીલાવી જોઈએ**—તે વખતે ૧૯૦૯ માં રાજકીય પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન ગુજરાત બહાર હતું. આ લેખ લખાયા પછી ગુજરાત દેશની સાહિત્ય વિષયક તેમ જ અન્ય વિષયક સ્થિતિમાં મહાન ફેરફાર થઇ ગયા છે. આપણા અભ્યાસક્રમના અડધ ઉપરાંત લેખો પ્રસ્તુત નિબંધ પછી ૧૯૦૯ પછી લખાયા છે; ને તેમાંથી પણ એકાદ અપવાદ જતાં સર્વે ૧૯૧૯ની પ્રથમ અસહકારની પ્રવૃત્તિ બાદ લખવામાં

આવેલા છે. **વિપુલ**–વિશાળ, બહુલ. **આનો અર્થ...ખરું સાહિત્ય** બહારનાં આંદોલનો સાથે સંબંધ ધરાવે તે જ ખરું સાહિત્ય એ ભ્રમ દૂર કરે છે. પણ સાથે સાથે કહે છે કે એ આંદોલનોમાં કવિની પ્રતિભા પડે ત્યારે જનસમાજની વાસનાઓને વિવિધ, વિશાળ, ઉંડી અને ઉદાત્ત બનવાની તક મળે છે. **ઔદ્યોગિક**—ઉદ્યોગ (હુન્નર) સંબંધી. **પ્રતિભા**—નવું સર્જન કરવાની ઇશ્વરદત્ત શક્તિ. Genius **પ્રૌઢ**–ઉમ્મરે તથા શરીરે વિશાળ. **એટલે સુધી...લંબાવી શકે**—સાહિત્ય પરિષદ પોતાનું ખાસ પ્રકાશન ખાતું ખોલી ચાલુ પ્રવૃત્તિઓ પર સર્જનાત્મક લેખો લખાવી બહાર પાડે એટલી સ્થિતિએ હજી પહોંચી નથી. **પ્રતિષ્ઠિત લેખો**—પ્રતિષ્ઠાવાળા લેખો, પ્રતિષ્ઠિત જનોએ લખેલા લેખો. **ફળદ્રુપ**—જેમ પ્રેમાનંદે પોતાના સમયનાં પ્રાચીન સાહિત્યનો અભ્યાસ કરી તે ઉપરથી નવા સાહિત્યનું સર્જન કર્યું, તેમ તેવા નવીન સર્જન રૂપી ફળવાળું. **મમત્વબુદ્ધિ**–મમત્વની બુદ્ધિ; મારાપણાનો ભાવ. **મન્દતા**—વેગનો અભાવ; ઓછપ.

**પૃ. ૧૬૧ ફૉર્બ્સ રાસમાળા અને ટૉડ્ઝ રાજસ્થાન**—આ બંને ગ્રંથોમાં દંતકથાઓ રાસા વગેરે દ્વારા ગુજરાત અને રજપુતાનાના વીરનરોનાં પરાક્રમોના ઇતિહાસનો સંગ્રહ થયો છે. એમાંથી પ્રેરણા પામી અનેક નવલકથાઓ, કાવ્યો તથા નાટકો લખવામાં આવ્યાં છે. **તવારીખ**—ઇતિહાસ, **સંસ્કૃત ગ્રંથો......ખરું છે.** જેમ સંસ્કૃત ગ્રંથોના અભ્યાસમાંથી પ્રેરણા પામી પ્રેમાનંદઆદિ ઘણા જુના તેમ જ નવા લેખકો સર્જન કરી શક્યા છે, તેમ ફારસી ઇતિહાસ—મુસલમાનોના સમયના ફારસી ભાષામાં રચવામાં આવેલી તવારીખોમાંથી પણ લોકોને પ્રેરણા મળી શકે એમ છે. તેવાં જ બીજાં પ્રેરણા પામવાનાં મૂળ છે;—કચ્છ કાઠિયાવાડ......સાંપ્રદાયિક હેવાલો. **પૌરાણિક**—પુરાણોમાં ન્યાતજાતોની ઉત્પત્તિ સંબંધી તથા તેમના વિસ્તાર–વિકાસ સંબંધી પરાક્રમ પ્રધાન હેવાલો છે. એ સંસાર સુધારકને ઉપયોગી ન હોય; પણ એ હેવાલોમાં મનુષ્ય સ્વભાવની એવી

ઉન્નત ભાવનાઓ વ્યક્ત થાય છે, કે જેનું કવિ પ્રતિભાના તેજથી દર્શન કરી જનસમાજ આગળ તેનાં દૃશ્યો તરવરતાં મૂકે. **સાંપ્રદાયિક**—સંપ્રદાય સંબંધી, સંપ્રદાયના ગ્રંથોમાં આવતા. જુદા જુદા સંપ્રદાયોમાં પણ આવી અનેક કથાઓ કહેવાતી આવે છે. **ઉપેક્ષા**—અવગણના, બેદરકારી. **સંસાર સુધારા સમાજમાં ......માનીએ છીએ.** પોતાના સમાજની બહારનો સમાજ, તેના રીતરિવાજ, ચઢતી પડતી દશા ઇત્યાદિનું દર્શન ન કર્યું હોય, ત્યાં સુધી પોતાના સમાજના ચાલુ રીતરિવાજો બંધારણ વગેરેનું ઇષ્ટપણું બરાબર સમજાતું નથી. માટે સંસાર સંબંધી પ્રગતિ કરવાને પરદેશો સાથે સંબંધમાં આવવું જરૂરનું છે. તેવી જ રીતે સાહિત્યની પ્રગતિનો વિચાર કરતાં દેશપરદેશનાં સાહિત્યો સાથે સંપર્ક વધે એ ખાસ જરૂરનું છે. જીવનનો તેમ જ સાહિત્યનો સર્વદેશીય વિકાસ એક જ સાધી શકાય, સર્વ પ્રજાઓ અંતે તો મનુષ્ય જ છે. **વિશિષ્ટતા**—ખાસિયત, વિલક્ષણપણું, વ્યક્તિત્વ.

**પૃ. ૧૬૨ વ્યાપકતા**—સર્વ દેશીયપણું. જેમ બને તેમ વિશાળ ક્ષેત્રને લાગુ પડવાપણું, **એકાકાર**-એક છે આકાર (સ્વરૂપ) જેનો તે, સંબંધનું વિશેષણ. **મનુષ્ય આત્મા સાથેનો સંબંધ**—સર્વ દેશનાં સાહિત્ય અંતિમ નજરે તો મનુષ્યના આત્માને—મનુષ્યના આત્માની વાસનાઓને રૂપરંગ સહિત વાણીમાં ઉતારે છે. જેટલે અંશે એક કોમ કે રાષ્ટ્રને કોઈ ખાસિયત હોય છે તેટલે અંશે તેના સાહિત્યમાં એ ખાસિયત અથવા વિલક્ષણતા હોય છે. એ વિલક્ષણતા બાદ કરતાં આખી પૃથ્વીનાં સાહિત્યો એક જ વિષયનાં સંબંધી છે, અને જેમ જેમ સાહિત્યનો સંપર્ક વધે તેમ મનુષ્યજાતિના ઐક્યની દિશામાં પ્રગતિ સુલભ ને સત્વર થાય.

**કૂપમંડુકતા**—કુવામાંના દેડકાની વૃત્તિ, મનનું સાંકડાપણું; ટુંકી નજર; કુવામાં રહેતો દેડકો કુવાના વિસ્તારથી વિશેષ દુનિયાનો વિસ્તાર

હશે, એ કલ્પી જ શકે નહિ; તે પ્રમાણે પોતાના સમાજની બહાર જેમની દૃષ્ટિ જઈ શક્તી નથી, અને જેઓ બીજા સમાજોના ગુણદોષ જોઈ વિચારી પોતાના સમાજ સાથે સરખાવવાની વૃત્તિ ધરાવતા નથી તેઓ કૂપમણ્ડુકવૃત્તિવાળા કહેવાય છે. **અન્ય પ્રવૃત્તિઓ**—સાંસારિક, રાજકીય, કેળવણી વિષયક વગેરે. **સ્પર્ધા**—મહત્વ મેળવવાની હરિફાઈ; સારા અર્થમાં. બીજા દેશોનું અનુકરણ કરતાં કરતાં જ એમના જેવા, બલ્કે એમનાથી સારા થવાની વૃત્તિ આવશે. આપણાથી ચઢતા કોઈનું અનુકરણ કેમ થાય, એવો ખોટો ગર્વ રાખવો ન જોઈએ. **મેઘ**—પરદેશોનાં સાહિત્ય રૂપે મેઘ. **પડઘો**—પરદેશોનાં અનુકરણ રૂપે સ્વદેશમાં રચાતું સાહિત્ય. **સિંહ**—એ જ પ્રેરણા આપનાર પરદેશોનાં સાહિત્ય સાથે સ્પર્ધામાં ઉતરે એવું–એથી ચઢે એવું, સાહિત્ય સ્વતંત્રપણે ઉપજાવનાર સ્વદેશી સાહિત્યકાર. **મેઘ ગર્જશે......તડુકશે**–ઉપર મેઘ, પડઘો અને સિંહ એ ત્રણ રૂપકો સ્ફુટ કર્યાં છે. એટલે આ પંક્તિનો અર્થ સ્પષ્ટ થવો જોઈએ. આ લેખ લખાયો ત્યારે ઇ. સ. ૧૯૦૯ માં બંગાળામાં એવા સાહિત્યસિંહ રવિન્દ્રનાથ ટાગોર ગર્જના કરતા હતા. ગર્ભિત રીતે લેખક નિશ્ચિત આશાનું સૂચન કરે છે–ગૂજરાતિ સાહિત્યમાં પણ એવો દિવસ આવશે, જો લેખકનો બતાવેલો માર્ગ ગ્રહણ થાય તો. **બહોળો વાચકવર્ગ**—જેમ બને તેમ બહુ જણ સાહિત્ય વાંચે એમાં બે લાભ છે (૧) લેખકને ઉત્તેજન મળે (૨) જનસમાજની વધતી સાહિત્યતૃષા વધતા પ્રમાણમાં સાહિત્ય ઉપજાવે. **ઉચ્ચ કેળવણી......આવશ્યકતા છે**–ભાષાની શિષ્ટતા લેખક કાયમ ધ્યાનમાં રાખે, માટે એ વિચાર છેલ્લા વાક્યમાં મૂક્યો છે. વાચકવર્ગ બહોળો થવાથી, ગમે તેવી ભાષામાં સાહિત્ય રજુ થાય એ ન ચાલે. વળી સાહિત્ય રસિક્તા એકલી જનતામાં જ આવે એ પણ ઇષ્ટ નથી. ઉચ્ચ કેળવણી પામતા વિદ્યાર્થીઓ સ્વભાષાથી વિમુખ ન થવા જોઈએ. હાલ ગુજરાતી ભાષાના અભ્યાસને છે તેટલું સ્થાન પણ ઇ. સ. ૧૯૦૯ માં હતું નહિ.

# નગાધિરાજ

ગાંધિજીએ 'આત્મકથા' નવજીવનમાં ટૂકડે ટૂકડે લખી તેમ કાલેલકરે 'હિમાલયનો પ્રવાસ' પણ કકડે કકડે જ નવજીવનમાં વર્ણવેલો. 'આત્મકથા' લખતાં પહેલાં પોતાનું દષ્ટિબિન્દુ સમજાવવા ગાંધીજીએ પ્રસ્તાવના લખી તેમ આ લેખ પણ આખા પ્રવાસ–વર્ણનની પ્રસ્તાવના રૂપે લખાયો છે. પણ આ લેખમાળા 'આત્મકથા'ની બહુ પહેલાં લખવામાં આવી હતી.

હિમાલય વિષે જન્મભૂમિવત્ ભાવ દરેક હિન્દુ હૃદયમાં છે, એમ કહીને હિમાલયનો ઈતિહાસ તથા તેનું મહાત્મ્ય ભાવવાહી રીતે કાલેલકરે વર્ણવ્યું છે. હિમાલય વિષે લોકોના વિચાર, શાસ્ત્રોમાં તથા સાહિત્યમાં આવતા ઉલ્લેખ આ સઘળું બહુ સૂચક રીતે લેખમાં સમાવ્યું છે, એક રીતે આ લેખનો સારોદ્ધાર અશક્ય છે; લેખ પોતે જ હિમાલય વિષેના લોકવિચાર, શાસ્ત્રવિચાર અને સાહિત્ય વિચારનો સારોદ્ધાર છે. છેલ્લી બે કંડિકામાં લેખકે હિમાલય વિષેની પોતાની પ્રેમભક્તિ વર્ણવી છે, અને તર્કશાસ્ત્રીની ટીકા વહોરી લેવાની તૈયારીનો ઉલ્લેખ કર્યો છે. કારણ કે, 'જે વસ્તુની ઉપર પ્રેમ બંધાયો તે વસ્તુનો પ્રેમ રહિત વિચાર થઈ શકે જ નહિ.'

'સંકલ્પ' નામે પ્રકરણમાં લેખક કહે છે:—

ઘણાં વરસ ઉપર જ્યારે હું મારા સ્નેહીઓ આગળ કહેતો કે મારે બાવો બનીને હિમાલયમાં જવું છે ત્યારે તે વાત કોઈ સાચી માનતું નહિ. મારા મિત્ર નાગેશરાવ ગુણાજી મારા નિશ્ચયને હસી કાઢવા ઘણીવાર નીચેની વાર્તા કહેતા. (આ રમૂજી સૂચક વાર્તા મૂળમાંથી જોવા ભલામણ છે.)

આખરે બન્યું એમ કે મારા પહેલાં સ્વામી (આનંદાનંદ) હિમાલય ચાલ્યા ગયા. પછી તો ગુણાજી પોતાની વાર્તા મને રોજ સંભળાવે......

હિમાલય જવાની મારી ઇચ્છા પ્રબળ હતી; પણ ગંગનાથ વિદ્યાલયમાં હું આચાર્યનું કામ કરતો તે કેમ કરીને છોડાય?...... અને મારો હિમાલય જવાનો રસ્તો ખુલ્લો થયો. હું બોલી ઉઠ્યો :

" When I am free how merrily shall I live!
Merrily merrily shall I live now;
Under the blossom that hangs on the bough."

**નગાધિરાજ—न गच्छति, नगः ।** નગ–પર્વત. નગોનો અધિરાજ. પર્વતરાજ. **हिमालयो नाम नगाधिराजः ।** નું 'કુમાર સંભવ' નામના સંસ્કૃત કાવ્યમાં કવિ કાલિદાસે પહેલા સત્તર શ્લોકમાં હૃદયંગમ વર્ણન કર્યું છે. એ કાવ્યના શરૂઆતના ઘણા પ્રસંગોનું સ્થાન પણ હિમાલય જ છે, એટલે એ વર્ણનો વાંચીને નગાધિરાજ હિમાલય વિષે લગની ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. બીજા જ અનેક સંસ્કૃત ગ્રંથોમાં હિમાલય વિષે એવા ઉલ્લેખો આવે છે. લેખકે આ પ્રકરણનું મથાળું સમજીને પસંદ કર્યું છે. કવિની સૌંદર્યદષ્ટિ એમાં સમાઇ છે, તેમ જ અધિરાજ શબ્દ પૂજ્યભાવ પણ પ્રગટ કરે છે. પ્રેમ તો છે જ. આ સૌ ભાવ કેવી રીતે પ્રગટ થયા છે તે આપણે જોવાનું છે. **જન્મભૂમિ**—હિમાલયને જ હિન્દુઓ જન્મભૂમિ ગણે છે; શા માટે એમ ગણે છે તે આગળ કહેશે.

વિદેશે વસીને ઘણો કાળ ગાળી
સ્વદેશે ફરે જે ભલો ભાગ્યશાળી
**વિયોગી** સગાં ભૂમિને ભેટી ભાવે
કહો કોણને હર્ષનાં આંસું ના'વે?—દલપતરામ,

**વિરહ**—વિરહ દુઃખ, વિરહથી થતી લાગણી; સ્મરણ, વિરહ અને પાછા પહોંચી જવાની ઇચ્છા એ ત્રણ જુદી જુદી અવસ્થા છે. છૂટા પડયા પછી પહેલાં તો જન્મભૂમિ સાંભર્યા કરે, તેનું 'ધ્યાન' થાય; એ ધ્યાનને પરિણામે આશક્તિ વધે અને 'વિરહ દુઃખ' થાય.

વિયોગ દુઃખ દૂર કરવા પાછા પહોંચી જવાની—સંયોગની—ઇચ્છા થાય. **શાહેનશાહત**—શહેનશાહ તરીકેની હુકૂમત. દેશ અને પદવી, એ બંને અર્થ થાય છે. **વારંવાર યાદ આવતાં**—બાબરે પોતાના જીવનની નોંધ જાતે લખી છે. એક મિત્ર ઉપર પત્રમાં તેણે લખ્યું હતું કે, "મારૂં અહીંનું કામ ઇશ્વરકૃપાથી પતશે તો એક ક્ષણ પણ વિલંબ ર્ક્યા વિના હું તારી તરફ આવીશ. એ ભૂમિનાં આનંદજનક સંસ્મરણો મારા હૃદયપટ ઉપરથી કેવી રીતે ભૂંસાય ?......એ સૂખ ભૂમિનાં સ્વાદિષ્ટ તડબૂચ અને દરાખ વિસરી શકે ખરો ? એક દિવસ મને એક તડબૂચ આપવામાં આવ્યું. તે કાપતાં કાપતાં મને મારી જન્મભૂમિમાં જવાની ઊંડી ઉત્કંઠા થઈ આવી ને મારાથી રડી પડાયું." **અંગ્રેજ**—અંગ્રેજ અમલદાર. **આવી જ જાતની...... વિષે છે**—કણ્ડિકાનું બંધારણ વિચારો. છેવટે જ હિમાલયનો ઉલ્લેખ કર્યો. વાચકની કુતૂહલવૃત્તિને પોષવી એ કલા છે.

**કણ્ડિકા ૨.** ઇતિહાસકાર, ભાષાશાસ્ત્રી અથવા દેશાભિમાની ગમે તે કહે, પણ હિન્દુ માત્રનું હૃદય હિમાલયયનું એકવાર તો દર્શન કરવા તલસે છે; વળી જીર્ણ દેહ અને બાકી રહેલું આયુષ્ય ગાળવા સ્વગૃહે જઇને જ મરવા કેટલાય હિન્દુઓ હિમાલયમાં ચાલ ચાલ કરે છે.

**મૂલસ્થાન**—મૂલનું સ્થાન. વેદમાં આવતા મૃગશીર્ષ નક્ષત્ર, ધ્રુવ, ઉષા વગેરેના ઉલ્લેખો ઉપરથી લોકમાન્ય ટિળક એક ખાસ પુસ્તક લખી સિદ્ધ કર્યું હતું; કે આર્યો મૂળ ઉત્તરધ્રુવ પર્વતમાં રહેતા હતા. ટિળક મહારાજે ઇતિહાસના સંશોધનમાં આ રીતે ફાળો આપ્યો માટે એમનો ઇતિહાસકાર તરીકે ઉલ્લેખ કર્યો છે. **ભાષાશાસ્ત્રી**—મૅક્સમ્યુલર આદિ ભાષાઓના ઇતિહાસનું શોધન કરનાર વિદ્વાનોએ સિદ્ધ કીધું છે કે આર્યો મધ્ય એશિયામાં રહેતા હતા, અને ત્યાંથી અમુક ટોળીઓ નીચે હિંદમાં ઉતરી આવી, અને બીજી પશ્ચિમ બાજુ ઇરાન, યુરોપ ભણી ગઈ. લોકમાન્ય ટિળક એ સિદ્ધાન્તથી આગળ જઈ કહે છે કે મધ્ય એશિયામાં આવતા પહેલાં આર્યો ધ્રુવવૃતમાં રહેતા. સંસ્કૃત, અવસ્તા,

ગ્રીક, લૅટીન, આદિ ઇન્ડોજર્મેનીક ભાષાઓમાં જે સામ્ય જણાયું તે ઉપરથી મેક્સમ્યુલરઆદિ પંડિતોએ પોતાનો અભિપ્રાય બાંધ્યો છે. **એ માન**–મૂલસ્થાન હોવાનું માન. **દેશાભિમાની**–આપણું મૂલસ્થાન હિંદુસ્તાન દેશની બહાર છે એમ ગણીએ તો સ્વદેશપ્રીતિ ઓછી થાય, એવી કેટલાક દેશાભિમાનીઓને બીક રહે; માટે તેઓ એમ કહે છે કે આર્યો હિંદમાં જ મૂળથી રહેતા હતા. પંજાબ બાજુ આર્યોનું મૂલ વસતિ-સ્થાન હતું, એવું પણ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. રજપુતાનાને ઠેકાણે મોટો સાગર હતો અને વેદમાંનાં વર્ણનો એ જ મુલકને લાગુ પડે છે, એવો એ મતવાદીઓનો સિદ્ધાંત છે. આવું કહેનારા ખાલી દેશાભિમાનથી પ્રેરાય છે, એવું સૂચન છે. **આદ્યભુમિ**–મૂળભૂમિ. **રાષ્ટ્ર-હૃદય**–આખા રાષ્ટ્રનું–જનસમાજ ( Nation ) નું હૃદય. **પ્રેરણાને ......હોય**—સામાન્ય રીતે ઇતિહાસના–સત્યના–સંશોધનમાં પ્રેરણા કામ લેવાતી નથી; બુદ્ધિમાં ઉતરતી દલીલો જ ખપ લાગે છે, હૃદયની ભાવનાઓ નહિ. લેખક કહે છે કે ઇતિહાસ–સત્ય હો કે ન હો, પણ હૃદય તો હિમાલયને જ સ્વભૂમિ સમજે છે.

**પૃ. ૧૬૪—ક્ષીણ**–નષ્ટ. **જીર્ણ**–પડી ભાંગેલો. **અન્નજળનો... કરે છે**–આને ‘ અનશન વ્રત ’ કરી દેહ પાડવો કહે છે. પાણ્ડવોએ એમ કરેલું.

**કણ્ડિકા ૩**—શાસ્ત્રોદ્વારા પણ હિમાલય વિષેની હરકોઇની શ્રદ્ધાનું પોષણ થતું આવ્યું છે.

**આજમાર્ગ**—આપઘાતને બદલે હિમાલય જવું તે.

**ભર્તૃહરિ**—ભર્તૃહરિરાજાને પોતાની પત્નિ પિંગલા વિષે અપાર પ્રેમ હતો. એના ભાઈ વિક્રમના વર્તન વિષે શંકા જવાથી એણે એને દેશપાર કર્યો. પાછળથી એક વાર એવું બન્યું કે ભર્તૃ-હરિને ક્યાંકથી એક ‘ અમરફળ ’ મળ્યું. તે તેણે પોતાની પત્નીને આપ્યું. પિંગલાને ભર્તૃહરિના ઘોડાવાળા અશ્વપાલ સાથે પ્રીતિ હતી,

એટલે એણે તે અશ્વપાલને આપ્યું, અશ્વપાલે એ ફલ એક ગણિકાને આપ્યું, ગણિકા પાસેથી પાછું રાજા ભતૃહરિ પાસે આવ્યું. આ ક્રમ સમજાતાં ભર્તૃહરિને પારાવાર વૈરાગ્ય વ્યાપ્યો. અને **धिक् तां च तं च मदनं च इमां च मां च ।** કહી એ સંન્યાસી થયો, અને વિક્રમને કરેલા અન્યાય વિષે એણે પાછળથી શોક કર્યો. એણે હિમાલયમાં વાસ કર્યો એમ કલ્પના છે. એનાં 'શતક'માં હિમાલયના સૌન્દર્યના ઉલ્લેખ છે. સર્વ વસ્તુ વિષેથી સંન્યાસીની આસક્તિ નાશ થવી જોઈએ. પણ ભતૃહરિ સૌન્દર્યપૂજક હતો; **અનુરાગ**–પ્રેમ, આસક્તિ. **ઉખળી ગઇ**–ઉખડેલ નીકળી, વંઠી ગઇ. **અધઃપાત**–પાપકર્મને લીધે આત્માનું પતન; પાપકર્મ. **આપઘાત**–કણ્ડિકાના પહેલા વાક્યમાં કહ્યું છે કે શાસ્ત્રોમાં આ માર્ગ બતાવ્યો છે. શાસ્ત્રોમાં આત્મઘાત કરવાની મનાઈ છે, આપઘાતને બદલે હિમાલયનું સેવન કરવું–ત્યાં સૌ પાપ સમી આત્માને શાંતિ મળશે. **મહાદેવ**–શિવનું વસતિસ્થાન કૈલાસ હિમાલયમાં છે.

કણ્ડિકા ૪—હિમાલયનો આશ્રય કોણ કોણ વિચારકોએ લીધો હતો–ચંદ્રગુપ્ત, રામદાસ, વેદવ્યાસ, શંકરાચાર્ય, વિવેકાનંદ. રામતીર્થ.

**પશુપતિનાથ**—પશુઓ ( પ્રાણીઓ )નો પતિ, પશુપતિ. મહાદેવનું વિશેષણ છે. પશુપતિ એ જ નાથ. પશુપતિનાથ, માલીક ( પરમેશ્વર ) મહાદેવ. **અશરણશરણ**–નથી શરણ જેને તે, અશરણ. ( અવિદ્યમાન બહુવ્રીહિ ) અશરણનું શરણ, અશરણ શરણ. ( ષષ્ઠી તત્પુ ), નિરાધારનો આધાર. **રાષ્ટ્રોદ્ધાર**–રાષ્ટ્રનો ઉદ્ધાર. રાજ્યની ચઢતી. ચન્દ્રગુપ્ત ચક્રવર્તી થઈ ગયો. **રામદાસ સ્વામી**–મહારાષ્ટ્રના ।સદ્ધ શિવાજીના ગુરૂ રામદાસે એને રામાયણ મહાભારતની કથાઓ કહી તેનામાં હિંદુધર્મ વિષે પ્રેમસિંચન કર્યું હતું. પોતાના લગ્ન વખતે 'સાવધાન' શબ્દ સાંભળી એ સંસાર છોડી ચાલી નીકળ્યા હતા. એ સમયે મુસલમાની રાજ્યોમાં હિંદુધર્મની પડતી દશા હતી. **બજરંગ**–( **वज्रांग** ) વજ્ર જેવું અંગ છે જેનું તે ( બહુવ્રીહિ ) હનુમાનનું

એક નામ છે, વજ્ર, એ ઈંદ્ર દેવનું પ્રસિદ્ધ હથિયાર છે—કઠણમાં કઠણ ચીજ મનાય છે. વાદળનો ગડગડાટ તે વજ્રનો અવાજ છે. ઈંદ્ર સૌ દેવનો દેવ છે, તેમ બાર મેઘનો અધિષ્ઠાતા છે. **બલી**–( **बलिन्** ) બળવાન. **રામદૂત**–રામના દૂત, હનુમાન. **અનાયાસે**–મહેનત સિવાય સહેજમાં. આપોઆપ. ન આયાસ, ( મહેનત ) ' અનાયાસ ' ( નગ્ તત્પુરૂષ) ' એ ' તૃતીયાનો પ્રત્યય છે. ' અનાયાસે ' શબ્દ અવ્યય માફક રૂઢ થઈ ગયો છે પણ અવ્યય નથી. ' અનાયાસ ' શબ્દ વાપરમાં છે. **વેદવ્યાસ**–ત્રણ પ્રસિદ્ધ વ્યાસ છે, તેમાંના પહેલા વેદની સંહિતાઓને ગોઠવનાર–રચનાર નહિ; કારણ કે વેદ તો ઈશ્વરપ્રણિત છે; તેનું આદ્ય ઋષિઓએ શ્રવણ માત્ર કરેલું. એ સૂકતોની ગોઠવણી, વેદવ્યાસે કરી. બીજા વ્યાસ બાદરાયણે વેદાન્તે ' વેદને છેડે ' આવતાં આરણ્યકો, ઉપનિષદો વગેરે ઉપરથી વેદાન્ત તત્વનું પ્રતિપાદન કરતાં ' બ્રહ્મસૂત્રો ' રચ્યાં, ત્રીજા વ્યાસ કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ; તેમણે **जय** નામનો ઇતિહાસ ( મહાભારત ગ્રંથનું મૂળ સ્વરૂપ ) લખ્યો. **ગ્રંથસાગર**–ગ્રંથ એ જ સાગર; ( અથવા ) ગ્રંથ, સાગર જેવો. ( કર્મધારય સમાસ ) મહાન ગ્રંથ. **પ્રસ્થાનત્રયી** પ્રસ્થાનોની ત્રયી ( ત્રણની ટોળી ) પ્રસ્થાનત્રયી. પ્રસ્થાન–માર્ગ, ઇશ્વર સાક્ષાત્કારનો માર્ગ. એ માર્ગ દર્શાવતાં વેદાન્તતત્વને પ્રતિપાદન કરતાં ત્રણ પુસ્તકો છે. (૧) ઉપનિષદો. (૨) ભગવદ્‌ગીતા ( ૩ ) બ્રહ્મસૂત્ર. આ ત્રણ ઉપર ભાષ્ય રચનારને આચાર્ય કહે છે. વેદાન્ત મતનું પ્રતિપાદન કરનાર જુદા જુદા આચાર્યોએ આ ગ્રંથો ઉપર પોતાના મત ( અદ્વૈત, દ્વૈત, શુદ્ધાદ્વૈત. વિશિષ્ટાદ્વૈત વગેરે )નું પ્રતિપાદન કરતાં ભાષ્યો રચ્યાં છે. અહીં **પ્રસ્થાનત્રયો** શબ્દ પ્રસ્થાનત્રયી ઉપરનાં ભાષ્યોનાં અર્થમાં વાપર્યો છે. **વિવેકાનંદ**–શ્રી રામકૃષ્ણ પરમહંસના શિષ્ય. એ બંગાળના ગ્રૅજ્યુએટ હતા. એમના લેખો તથા ભાષણો ' વિવેકાનંદ વિચારમાળા ' નામે પાંચ ગ્રંથમાં પ્રસિદ્ધ થયાં છે. એમને વિષે અનેક પુસ્તકો ગુજરાતીમાં પણ ઉપલબ્ધ થાય છે. એમણે

વેદાન્તની કીર્તિ દેશ પરદેશમાં મુસાફરી કરી ફેલાવી હતી. અમેરિકામાં એમના નામનાં મંડળો સ્થાપવામાં આવ્યાં છે. હિંદુસ્થાનમાં અનેક આશ્રમો છે. **રામતીર્થ**–એ પંજાબના વતની હતા. પંજાબની કૉલેજમાં ગણિતશાસ્ત્રના અધ્યાપક હતા. એમણે પણ વિવેકાનંદ માફક હિન્દી તત્વજ્ઞાનને દુનિયામાં પ્રસિદ્ધ કર્યું હતું. એમના ઉપદેશના ગ્રંથો પણ ગુજરાતીમાં ઘણા મળે છે. **સનાતનધર્મ**–હિંદુ ધર્મ.

**કણ્ડિકા ૫**—હિમાલય વિષેના વાંચન તથા વિચારથી આદર્શ રમણીય સ્થાન વિષેની નાના મોટા સર્વની કલ્પના બંધાય છે. **પુરુષાર્થી**–પુરૂષાર્થવાળા. **પુરૂષાર્થ**–ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારેમાંથી એક એની સિદ્ધિને માટે જીવન ગાળનાર પુરૂષાર્થી કહેવાય.

**પૃ. ૧૬૫ નિરાશી**—ભગ્નાશ, જેમની આશાઓ નષ્ટ થઈ છે–ફળીભૂત નથી થઇ તેવા. **સાન્ત્વન**–સાન્ત્વન ( શાંતિ ) આપનાર. **ધર્મનું પિયેર**–સ્ત્રી પિયેરમાં સુખચેન–સ્વતંત્ર વિહાર હોય, તેમ હિમાલયમાં ધર્મ પણ સુખથી વિહરે છે. હિમાલયની નીચે પૃથ્વીના મેદાનમાં ધર્મની પરવા ઓછી થાય છે, ધર્મને ગુંગળાઈ મરવું પડે છે. **મુમૂર્ષુ**–મરવાની ઇચ્છાવાળો. **અંતિમ**–છેલ્લી. **અંતિમ દિશા**–જુઓ કણ્ડિકા ૨ "જિંદગીનાં કરવાનાં...ચાલ ચાલ કરે છે." **સાધકોનું મોસાળ**–જુઓ. ગ. કુ. પૃ. ૩૧૮. **મહાદેવનું ધામ**–શિવનું સદન, કૈલાસ, હિમાલય ઉપર છે. **અવધૂત**–વર્ણ, આશ્રમ તજીને તથા સંસારના સર્વ સંબંધ અને આસક્તિ તજીને નીકળી પડેલો નિજાનંદી યોગી. **સાગરને...તીર્થસ્થાન છે**–હિમાલયનાં પાણી નદી વાટે સાગરમાં જઇ, ત્યાંથી વરાળ રૂપે ઉંચે ચઢી, વાદળ બની પાછાં હિમાલય ઉપર તીર્થ કરવા આવે છે–જેમ ઇશ્વર પાસેથી સફરે નીકળેલો આત્મા ઇશ્વરને જઇ મળે તેમ. **કવિકુલગુરૂ–કવિયોનું કુલ**–કવિકુલ, કવિકુલનો ગુરુ, કવિકુલગુરુ, કાલિદાસ કવિ સૌ સંસ્કૃત કવિઓમાં શ્રેષ્ઠ ગણાય છે. કવિતાકામિનીનો એ વિલાસ છે.

**अस्याश्चोरश्चिकुरनिकुरः कर्णपूरो मयूरो**
**भासो हासः कविकुलगुरुः कालीदासो विलासः ।**
**हर्षो हर्षो हृदयवसतिः पंचबाणस्तु बाणः**
**केषां नैषा कथय कविताकामिनी कौतुकाय: ॥**

**દેવતાત્મા**—દેવતા છે આત્મા જેનો તે. હિમાલય દેવતાનો અવતાર છે એમ મનાય છે. એને મેનકા નામે સ્ત્રી હતી. તેની કન્યા પાર્વતી ( પર્વતની કન્યા, પાર્વતી ) મહાદેવને વરી. તેમનો પુત્ર કુમાર સ્કંદ ( કાર્તિકેય ) તેનો સંભવ–જન્મ–વર્ણવતું 'કુમાર સંભવ' નામનું કાલિદાસનું સંસ્કૃત કાવ્ય છે તેના પ્રથમ શ્લોકમાં જ આ વિશેષણ હિમાલયને આપ્યું છે.

**अस्त्युत्तरस्यां दिशि देवतात्मा**
**हिमालयो नाम नगाधिराज: ।**
**पूर्वापरौ तोयनिधीऽवगाह्य**
**स्थितः पृथिव्या इव मानदण्डः ॥**

**માનદણ્ડ**–માન ( માપ ) નો દંડ, ગજ. આખી પૃથ્વીને માપી લેવા જાણે ગજ ન ભર્યો હોય ! એવો લાંબો હિમાલય છે. **ભૂલોક**–પૃથ્વી. પુરાણોમાં ચૌદ લોક ગણાવ્યા છે. **સ્વર્ગ**–સ્વર્લોક. હિમાલયને સ્વર્ગ–સ્વર્લોક કહ્યો છે. માટે જ પૃથ્વી માટે ભૂલોક શબ્દ વાપર્યો છે. સ્વર્લોક પૃથ્વીની ઊપર ઊંચે છે. **યક્ષ**–કુબેર ભંડારીના સેવકો અથવા કોઇ દૈવી પ્રાણી. **કિન્નર**–મુખ અશ્વનું ને ધડ મનુષ્યનું એવાં પ્રાણીઓ જે હિમાલયમાં વસે છે એવી પૌરાણિક કલ્પના છે. એ કુબેરના ગણ છે, ને સંગીતકુશળ છે. **વસતિસ્થાન**–વસતિ ( રહેઠાણ ) નું સ્થાન. **જગતનાં સર્વ...ઊંચો છે**–હિમાલયના ભૌતિક ગુણો–વિશાળપણું, ઠંડાપણું. ધનાઢ્યપણું અને ઊંચાપણું–વિષે કલ્પનાવિહાર કર્યો છે. **ધનાઢ્ય**–ધને આઢ્ય. સરખાવો, સત્વાઢ્ય, ગુણાઢ્ય, ગંધાઢ્ય. **હિમાલય** ઉપર અનેક ખનિજો તથા ઔષધિયો છે, તેથી તેને ધનાઢ્ય કહેવામાં આવે છે. **આદર્શ**–ઉત્તમમાં ઉત્તમ વિષેની મનની કલ્પના, જે જીવનમાં

પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય છે. ‘ આદર્શ ’ નામ છે. વિશેષણ તરીકે પણ વપરાય છે. અત્રે ‘ રમણીય સ્થાન ’નું વિશેષણ છે. આદર્શ મુજબનું એવો અર્થ છે. **કલ્પનાસૃષ્ટિ**–કલ્પનાની સૃષ્ટિ, કલ્પેલી આદર્શ સૃષ્ટિ, મનોરથ સૃષ્ટિ. **તે હિમાલયમાંથી...હોવાનું**–હિમાલય વિષે વાંચી સાંભળીને જ રમણીયમાં રમણીય સ્થળ કેવું હોય તેની કલ્પનાઓ સૌ બાળકો બાંધે છે.

**કંડિકા ૬**—હિમાલય કેટલો પ્રાચીન છે તે કહે છે. વૃદ્ધ જનની માફક એ અનુભવવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ છે. **પૃથ્વીપરના...જોયા છે**–અનેક ધરતીકંપો થવા છતાં, અનેક ધૂમકેતુ ( પૂછડીઆ તારા )ના ઉલ્કાપાત છતાં, હિમાલય, અસ્પૃષ્ટ અડગ રહ્યો છે. હિમાલય ‘ દેવતાત્મા ’ છે, એટલે મનુષ્યના વ્યાપાર એ કરી શકે જ !

**મહાદેવના વિવાહ**–પાર્વતીનો પિતા પર્વતરાજ હિમાલય; તેણે જ મહાદેવને કન્યાદાન દીધેલું. આ સઘળું લખતી વખતે લેખક ‘સત્ય’ની દુનિયામાં નથી. સૌંદર્યની–કલ્પનાની દુનિયામાં છે. **સતી**–પાર્વતીનું પૂર્વાવતારનું નામ. પૂર્વાવતારમાં એ દક્ષપ્રજાપતિનાં પુત્રી હતાં. દક્ષે એક મહાયજ્ઞ કર્યો હતો તેમાં દીકરી જમાઇને બોલાવ્યાં નહિ. પતિનું અપમાન સહન ન થવાથી સતી ત્યાં જઇ યજ્ઞકુંડમાં પડી બળી મુઆં. બીજે અવતારે એ જ પતિ મળે એવી એમની પ્રાર્થના હતી. પર્વતરાજને ત્યાં જન્મીને એ જ પર્વત ઉપર તપ કરતા મહાદેવને સૌંદર્યથી આકર્ષવામાં નિષ્ફળ જવાથી પોતાના તપથી પ્રસન્ન કર્યા અને વર્યા. લેખક એ wooing વિહાર કરે છે. **કુમારસંભવ**–મહાદેવ સાથે લગ્ન કર્યા પછી, દેવોને પીડનાર તારકાસુરની સાથે લઢનાર. **સેનાપતિ સ્કંદ**–કુમાર કાર્તિકેય–નો સંભવ (જન્મ) થયો.

**અપત્યવાત્સલ્ય**–અપત્ય (પોતાનું બાળક) માં વાત્સલ્ય (પ્રેમ). Filial love પિતાની માફક હિમાલયે પાર્વતીના સૌ ભાવનું પોષણ કર્યું. લોકને એ સૌ બનાવ જાણી કુતૂહલ થાય છે માટે **કૌતુક**.

**ભગીરથ**–એ રાજાએ સગરપુત્રોના ઉદ્ધાર અર્થે ગંગાને પૃથ્વી પર આણી; ને તે માટે મહાતપ કરેલું એ કથા આગળ 'માર્ગદર્શન'માં આવી ગઈ છે. **રઘુકુળ**–રઘુ રાજાના વંશના અનેક રાજાઓ હિમાલય ઉપર તપ કરવા ગએલા, જેમાં ભગીરથ છેલ્લો. **પાંડવોની મહાયાત્રા**–પાંડવોએ જીતી, રાજ કરી પરવાર્યા પછી સ્વર્ગારોહણ કરેલું–સ્વર્ગ પહોંચવા હિમાલય ચઢવા માંડેલો. અનશનવ્રત કરીને હિમાલય ચઢતાં એમણે એક પછી એક દેહ છોડેલો. એ રીતે મોક્ષ મળ્યો. માટે 'મહાયાત્રા સફળ કરી' એમ કહ્યું છે. **શિકસ્ત**–હાર. **સત્તાવનની સાલના પરાક્રમમાં**–ઇ. સ. ૧૮૫૭ માં બળવો થએલો તે. લેખક એને 'પરાક્રમ' તરીકે ઓળખાવે છે. Adventure જેવો અર્થ છે. **ભૂસ્તરશાસ્ત્ર**–જમીનનાં પડનું શાસ્ત્ર. Geology. **પ્રાણીશાસ્ત્ર**–Zoology. **ભવ્યતા**–પવિત્રતા યુક્ત મહત્તા. **પુરુષાર્થ**–પરાક્રમો, ધર્મ, અર્થ, કામ યા મોક્ષ સાધવા માટે કરેલાં પરાક્રમો.

**પૃ. ૧૬૬ કણિકા ૭.** હિમાલયનો ઇતિહાસ આપ્યો તેનું માહાત્મ્ય કહી સંભળાવ્યું. સૌને ત્યાં જવાની ઇચ્છા થાય છે–પોતાને જવાની ઇચ્છા ક્યારે થઇ અને એ કેવા પ્રકારની છે તે હવે કહે છે. એ ઝંખનાથી લેખકના મનમાં હિમાલયનું પ્રેમચિત્ર ઘડાયું. ચિંતનથી ઘડાએલાં પ્રેમચિત્રો–પ્રત્યક્ષચિત્રો નહિ–લેખક પુસ્તકમાં આપશે એમ આ પ્રાસ્તાવિક લેખને અંતે કહે છે.

હિમાલયની વાતો સાંભળતાં હિમાલય જવાના વિચાર કરતાં, કેવા ભાવ થતા તે અહીં કાલેલકરે કહ્યું છે. પણ ખરેખર જવા વખતે શા ભાવ થયા તે પણ 'હિમાલયનો પ્રવાસ' માં જ 'સંકલ્પ' નામે પ્રકરણમાં જ કહ્યું છે;—

"મને થયું કે હું મહારાષ્ટ્ર છોડીને જાઉં છું. કદાચ પાછો પણ ન આવું. હવે મરાઠીના મીઠા બોલ ફરીને ક્યાં સાંભળવા મળશે? એક તરફ હિમાલય ખેંચતો હતો, બીજી તરફ મહારાષ્ટ્રનો મોહ તૂટતો ન હતો. હૃદય આગળ દોડતું હતું, પણ પગ ઉપડતા ન હતા.

......ગોવાની : ણીશ નિસર્ગશ્રી નિહાળવામાં આઠ દિવસ...(ગાળી) ...ઉદાસ અંતઃકરણે ગોવા છોડયું.........કેમે કર્યું મારાથી મુંબઇ છોડયું જાય જ નહિ. મુંબઇ એ મહારાષ્ટ્રનું છેલ્લું દર્શન હતું. મહારાષ્ટ્ર પર મને આટલો રાગ હશે, મરાઠી ભાષા મને આટલી વહાલી હશે એની કલ્પના મને આટલા દિવસ હતી જ નહિ... વડોદરે આવ્યો. પ્રેત થયેલો જીવાત્મા જેમ પોતાના મૃત દેહને અનેક મિશ્રિત ભાવથી જુએ તેમ–તેવા જ મિશ્રિત ભાવથી ગંગનાથ વિદ્યાલયનું મકાન, ઘોડદોડ પરનું અમારૂં શાન્તિનિકેતન, સઘળું મેં છેલ્લી વારનું જોઈ લીધું." **પોતાના મનમાં......નિર્માણ કરે છે**–જુઓ, પદ્યસંગ્રહમાં 'આણું'.

**કણ્ડિકા ૮.** પ્રેમચિત્રનું સ્વરૂપ સમજાવે છે. એને હૃદયનો, આદર્શ ભાવનાઓનો રંગ હોય છે. તર્કવાદી ગમે તે કહે, હૃદય તો એને જ સત્ય સમજે છે. હું આપીશ તે પણ પ્રત્યક્ષચિત્રો નહિ, પણ મારા હૃદયના રંગથી રંગાએલાં પ્રેમચિત્રો.

**યથાતથ**–જેવી વસ્તુ હોય તેવું; સાચેસાચું. **અનુભવ પ્રત્યક્ષ જ્ઞાન**–તર્કશાસ્ત્રની પરિભાષાના શબ્દ છે. અગ્નિ નજરે જોઇએ તે અનુભવ અથવા પ્રત્યક્ષ પ્રમાણથી થએલું જ્ઞાન ગણાય. પણ ધુમાડો જોઈ અગ્નિ તે જગાએ છે એમ જે સમજણ થાય તે 'અનુભવ' ન કહેવાય–એ 'અનુમાન' કહેવાય. 'અનુભવ' અથવા 'પ્રત્યક્ષ જ્ઞાન' ઇંદ્રિયોની મદદથી થાય, એટલે તેને ઇંદ્રિયોના રંગ ચઢે જ. દાખલા તરીકે આંખમાં ખોડ હોય તો દોરડું પડ્યું હોય તે સાપ સમજાય. આ અનુભવ જ્ઞાન ખરૂં, પણ એ જ્ઞાનને દૂષિત ઇંદ્રિયનો રંગ ચઢયો છે. માટે પ્રત્યક્ષ જ્ઞાન, અનુભવ, એ પણ યથાતથ જ્ઞાન હોય જ એવું નથી. તો પછી હું જે પ્રેમચિત્ર દોરીશ, તે યથાતથ નહિ હોય તો પણ શું વાંધો ? મારૂં હૃદય તો તેને સત્ય જ ગણશે. **સંસારનો... ......શકાતું નથી**–મનુષ્યો તર્કશાસ્ત્રના સિદ્ધાંત અનુસાર પોતાનો વ્યવહાર હંમેશાં ચલાવતા નથી. ઘણીવાર એ પોતાના હૃદયની ભાવના-

ને વશ વર્તે છે. **તર્કને લાગે છે**–'તર્ક' વિષે સજીવારોપણ કર્યું છે. તર્કશાસ્ત્ર એવો અર્થ છે. **મારે ગળે**–તર્કને ગળે. **અસ્તુ**–એક જ શબ્દમાં લેખકે નિરાકરણ કર્યું. તર્કવાદીને જે રૂચે તે ખરૂં; પણ મારૂં હૃદય તો તેને રૂચતું જ કરશે.

## મેં પૂછ્યું: "શા માટે?"

પ્રસ્તુત લેખ પ્રો. અતિસુખશંકરે પોતાના 'સાહિત્ય વિનોદ' નામના લેખોના સંગ્રહમાં આપ્યો છે. એ પર એક નોંધ મુકી છે: "'રાસમાળા' પાઠય પુસ્તક હતું. તેમ જ વડોદરા કૉલેજની પ્રિવિયસ કલાસ કૉમન રૂમની–(અધ્યાપકોનો ઓરડો) નજીકના ઓરડામાં લેવાતી. એ બે બાબત આ નિબંધનો રસ બરાબર ચાખવા માટે જાણવાની જરૂર છે."

આ આખું લખાણ વિનોદાત્મક રૂપે લખવામાં આવ્યું છે. આ લેખ ત્રણ દશ્યમાં વહેંચાય છે; (૧) વિદ્યાર્થીઓને ગૂજરાતી બરાબર બોલતાં નથી આવડતું એ બતાવતું ચિત્ર. (૨) વિદ્વાન વિદ્વાન પ્રત્યે ઈર્ષ્યા અને અવિદ્વાન વિદ્વાન તરફ કેવી ઈર્ષ્યા કરે છે. દેવી તેમને ઉપદેશ આપે છે એ બીજું ચિત્ર. (૩) પરીક્ષા–વિદ્યાર્થી આલમ પર કેવી અસર કરે છે. વિદ્યાર્થીવર્ગનું પરીક્ષા સંબંધી કેવું માનસ છે એ ચર્ચામંડળમાં વાદવિવાદ કરી બતાવ્યું છે.

પ્રસ્તુત લેખમાં કેટલીક જગ્યાએ લેખકે પોતાના તરફ ઉપહાસ કરી–કટાક્ષ કરી હાષ્ય ઉત્પન્ન કર્યું છે. સામાન્ય રીતે આપણે બીજાની મશ્કરી કરી હાસ્ય–આનંદ કરીએ છીએ. લેખક અહિં પોતે પોતાની તરફ હસી શકે છે એ બતાવ્યું છે એ કળા વધારે અઘરી છે. દુનિયાને એ કળાથી વિશેષ લાભ છે.

લેખકે ત્રણ દશ્યો બતાવી ત્રણેમાં કટાક્ષ કરી સાચી વસ્તુસ્થિતિનું દર્શન કરાવ્યું છે. હાસ્યજનક રીતે એક વિદ્યાર્થીને અડધું અંગ્રેજી અને અડધું ગૂજરાતીમાં બોલાવી આપણે કેવું બોલીએ છીએ

તે જણાવ્યું છે. બીજા દૃશ્યમાં વિદ્યા મેળવવામાં-વિદ્વાનો તરફ લોકો સર્વકાળમાં અને સર્વદેશમાં ઈર્ષ્યા કરે છે તે બતાવ્યું છે. ત્રીજામાં મશ્કરી કરતાં કરતાં પરીક્ષામાં નકામો સમય જાય છે. પૈસાનો વ્યય, કંઈક અંશે ગોખણપટ્ટી, ઈર્ષ્યા થાય છે એ બતાવ્યું છે.

પૃ. ૧૬૭. **નવરાશનો વખત**—કોલેજમાં વર્ગ લેવાનો ન હતો. જ્યારે વર્ગ લેવાના ન હોય, અથવા તેટલો સમય જે અધ્યાપક છૂટા હોય તે 'ઑફિસ'માં બેસે છે. તે પ્રમાણે આ અધ્યાપક પોતાના 'Free Period' માં અધ્યાપકોને બેસવાના ઓરડામાં બેઠા છે. **શીતળ પવન**—અહિં લેખક આપણને એમ જણાવે છે કે (૧) નવરાશનો વખત એટલે આરામથી નિશ્ચિંત થઈ બેઠા હોઈએ અને (૨) શીતળ મંદ પવન હોય તો સહેજ ઉંઘ આવી જાય છે; એ સ્વાભાવિક વાત છે. **અમારી કોલેજ**—લેખક પોતે વડોદરાની કોલેજમાં છે, એટલે વડોદરાની કોલેજનો ઉલ્લેખ સમજવો. **પ્રોફેસરો**—અધ્યાપકો. **આ સ્થળ નથી**—આ તો કોલેજ છે, અહિં ઝોકાં ખાઈ ન શકાય એમ આ અધ્યાપક જાણે છે, અને હંમેશની એમને ટેવ પણ નથી. **સ્વસ્થતાની નિદ્રા**—નિશ્ચિંત હોઈએ અને જેવી આરામથી નિદ્રા આવે તે. **શ્રમિત**—થાકેલું. **મનોવ્યાપાર**—મગજનું કામ; વિચારોમાં વિહરવું. **આલસ્ય**—આળસ. **ડોલાયમાન**—ઝોલાં ખાતી. **ઝાંખી**—સહેજ દર્શન. **મુક્ત કરવો**—વિદ્યાર્થીઓના જે વિષયમાં અમુક ટકાથી વધારે માર્ક આવ્યા હોય તે વિષયમાં એમને બેસવાનું નથી હોતું: તે પ્રમાણે અહીં વિદ્યાર્થી અમુક વિષયમાં ન બેસે તો ચાલશે એમ નક્કી કરાવવા આવ્યા છે. **સાહેબ...... કરાવો**—આ વાક્ય વિદ્યાર્થી પાસે બોલાવી આપણા અંગ્રેજી કેળવણી લીધેલા યુવાનો કેવું અડધું અંગ્રેજીમાં અને અડધું ગૂજરાતીમાં બોલે છે તે બતાવ્યું છે. અહિં તે, એ કટાક્ષની શરુઆત થાય છે.

પૃ. ૧૬૮. **પરિચિત**—જાણીતા. **સ્વાભાવિક**—કુદરતી.

**હાસ્યજનક**—હાસ્ય ઉત્પન્ન કરનારૂં. **પર્યાય**—સામાનાર્થ (શબ્દો) Ridiculous હાસ્યજનક. Unpardonable—માફ ન થઈ શકે એવું, અક્ષન્તવ્ય. **આ જમાનો......રાખવા પડે છે**—આ પંક્તિઓમાં આ અસહકારના જમાનામાં વિદ્યાર્થી વર્ગ કેવો સ્વતંત્રતાને નામે સ્વચ્છંદી થઇ ગયો છે, ભણુવા તરફ કેવી ઉપેક્ષાવૃત્તિ બતાવે છે અને શિક્ષક તેમ જ અધ્યાપકને કેવો ત્રાસ થાય છે તેનું થોડા શબ્દોમાં પણ સરસ સૂચન કર્યું છે. સાથે સાથે માધવપ્રસાદ અધ્યાપકને વારંવાર પ્રશ્નો પુછવાની સ્વતંત્રતા કેમ લે છે એ સમજી શકાય માટે પણ આ પૂર્વ ભૂમિકાની તૈયારીની જરૂર છે. **મન રાખવું પડે છે**—ખુશ કરવા પડે છે. **ઊલટું**—પ્રાચીન સમયમાં વિદ્યાર્થીવર્ગ ગુરુની સેવા કરી, ગુરુને ખુશ કરી વિદ્યા સંપાદન કરતો; હાલના જમાનામાં આવું નથી થતું અત્યારે તો ગુરુએ વિદ્યાર્થીને ખુશ કરવા રહ્યા. **આ સ્થિતિ**—જમાનો બદલાયો તે, વિદ્યાર્થીને ખુશ રાખવા પડે છે તે. **શાસન**—હુકમ, દોર. **ભવાડા**—ફજેતી. **સામાન્ય જનસમાજ**—કોલેજ કે સ્કુલ બહારના લોક **સીનો**—છાતી, દેખાવ.

પૃ. ૧૬૮. **અક્ષન્તવ્ય**—ક્ષમા ન આપી શકાય તેવું, માફ ન કરી શકાય તેવું. **એનું બોલવું......નહિ**—માધવપ્રસાદ જે આ સવાલો પુછતો તે માત્ર જાણવાની ઇચ્છાથી, સારા હેતુથી જ મને પુછતો હતો, મારૂં અપમાન કરવાનો આશય એનો હોય એમ જણાતું નહોતું. **એ શબ્દો......ખંખેરવામાં કાઢી**—આ વાક્યમાં અધ્યાપકની પોતાની મુંઝવણુ બતાવી છે. અહિં લેખક પોતે પોતાની મશ્કરી કરી હાસ્ય સાધે છે. માણસને જરા કંઈ નથી આવડતું ત્યારે આવા આડા અવળા ચાળા કરે છે. આમ કરતાં કરતાં એ વિચાર કરી લે છે અને છેવટે ઉત્તર આપે છે. **એક પુતળા......થઈ ગયો**—માધવપ્રસાદ આભો બની ગયો. **આ વાક્ય......અલોપ**—અહિં એક દશ્ય પુરું થાય છે. આમ દશ્ય પુરું કરવામાં કલા રહેલી છે.

આ દશ્ય કંઈ અકસ્માત કે એવું કંઇ ન થાય તો ચાલ્યા કરે અને લંબાણ થઇ જાય માટે એકાએક કેવી રીતે અટક્યું એ સરસ રીતે બતાવ્યું છે. **હું......દાખલ થયો**—હવે ફરીથી પાછા પહેલાંની માફક જ અધ્યાપક નિદ્રામાં પડે છે અને બીજું દશ્ય શરુ થાય છે.

**પૃ. ૧૭૦ હેમાચાર્ય**—જુઓ ગદ્યકુસુમ. પૃ. ૩૨૧. **વિદ્વાનો ......રોગ છે**—વિદ્વાન પંડિત તરફ ઇર્ષ્યાની નજરે જોનાર તો હાલના જમાનામાં જ હશે, પહેલાં નહિ હોય એમ કલ્પના છે, પણ એ વાત ખોટી છે કારણ કે હાલનો રોગ એ નથી, એ તો જૂનો છે. **વિદ્યાના......નથી હોતું**—સરસ્વતી–વિદ્યાનું મંદિર પવિત્ર મનાય છે, ત્યાં કલહ, કલેશ, ઈર્ષ્યાને સ્થાન સંભવિ શકે નહિ. **વિદ્વાન... ...થાય છે**—સંસ્કૃત મૂળ વાક્ય છે તેના ઉપરથી આ વાક્ય મુકયું છે. સંસ્કૃત માટે જુઓ. ગ. કુ. પૃ. ૩૨૨. એક વિદ્વાન બીજા વિદ્વાનને જોઇ કૂતરા પેઠે ઘુરકે છે. એટલે વિદ્વાનો વિદ્વાનો વચ્ચે દ્વેષ અને ઈર્ષ્યા હોય છે. **સર્વકાળ**—બધી વખતે; ભૂત, વર્તમાન, અને ભવિષ્ય. **દેશ**—સઘળે સ્થળે, બધી જગાએ. **અવિદ્વાન**—અધકચરું ભણેલા, અર્ધદગ્ધ. **અધિકાર**—યોગ્યતા. **તેમનું અજ્ઞાન**–અવિદ્વાનનું અજ્ઞાન. **ભુલ**–ઈર્ષ્યા રૂપ ભુલ, વિદ્યાનો ખોટો દાવો એ ભુલ. **અધમતા**–ઈર્ષ્યાને પરિણામે ચારિત્ર્યનું પતન. **દઢતાથી સ્થાપિત કરે છે**–વધે છે. **તેમનું અજ્ઞાન...કરે છે**–અવિદ્વાનનું અજ્ઞાન, તેમને તેમની વિદ્યાના ખોટા દાવાની ભૂલ અને ઇર્ષ્યાને પરિણામે થયેલું ચારિત્ર્ય પતનમાં વધતું જ જાય છે.

**પૃ. ૧૭૧ ગરીબ બિચારા તેવાઓ**–લેખક તેમની દયા ખાય છે માટે. **કર્તવ્ય**–ફરજ. **ગાલિપ્રદાન**–ગાળો આપવી તે. **દ્વેષપ્રદર્શન**-દ્વેષ–ઈર્ષ્યા કરવી તે. **દદતુ...દદાતિ**–ભાવાર્થ માટે જુઓ ગ. કુ. પૃ. ૩૨૨ **સામર્થ્ય**–શક્તિ. **ઈષ્ટ**–યોગ્ય. **મારા પગ...પડેલો દીઠી**–અહિં બીજું દશ્ય પુરું થાય છે. એ પણ સરસ રીતે અટકાવી દીધું

છે. ' રાસમાળા 'નું પુસ્તક મોટું છે, વજન વધારે છે એટલે એવું ભારે વજનવાળું પુસ્તક પગ પર પડે તો ઉંઘમાંથી જાગી જવાય એ સ્વાભાવિક છે. અને જાગી જવાય એટલે સ્વપ્નની દુનિયા ઉડી જાય એ પણ સ્પષ્ટ છે એટલે આમ બીજું દશ્ય પણ કલાથી બંધ કર્યું છે. **ડિબેટીંગ સોસાયટી**—ચર્ચામંડળ. આમાં વિદ્યાર્થી ભેગા મળી કોઇ એક વિષય ઉપર ચર્ચા કરે છે. આમ કરાવવાનો હેતુ વિદ્યાર્થી સુસ્પષ્ટ રીતે પોતાનું કથન કરી શકે અને બીજાના વિચારો સાંભળી કંઈ વિચારવા જેવું હોય તે વિચારી શકે. **આઉટ ઑફ ઑર્ડર**-નિયમની-કાયદાની વિરૂદ્ધ છે માટે તે અત્યારે આવી શકે નહિ.

**પૃ. ૧૭૨ શ્રોતૃમંડળ**-સાંભળનાર વર્ગ. **આવેશ**-ક્રોધ. **વક્તા**-બોલનાર, હવે એક પછી એક જે ભાષણ કરે છે તે પોતાના સ્વભાવ પ્રમાણે પોતાને અનુકૂળ આવે એવી દરખાસ્તો મુકાવી લેખક અહિં વિદ્યાર્થી આલમનું માનસ બતાવવાનો પ્રયત્ન કર્યો છે. **વ્યાવહારિક જ્ઞાન**-દુનિયાદારીનું જ્ઞાન. **ઠેકાણે પડે**-સારી જગ્યા મળે, નોકરી વગેરેનું ઠેકાણું. **ઉત્તીર્ણ**-પાસ.

**પૃ. ૧૭૩ સ્તબ્ધ બન્યા**-ડરી ગયા, આભા બની ગયા. **વર્જ્યો છે**-છોડી દીધો છે. **કાળભૈરવ**-રાક્ષસ, ખાઇ જનારો. **શિક્ષણ...પડે છે**-આ વાકયમાં કંઇક સત્ય છે. આજની કેળવણી શાળામાં તો એ જ પ્રમાણે અપાય છે, પરીક્ષામાં શું કામનું છે, કેટલું ઉપયોગી છે એ જ રીતે શિખવાડાય છે. અને વિદ્યાર્થીવર્ગ પણ એટલા જ ઉપર વિશેષ ધ્યાન આપે છે. **આર્થિકદૃષ્ટિ**-પૈસાની દૃષ્ટિથી વિચાર કરતાં. **પરિણામ...ઉત્પન્ન કરે છે**-પરિણામે છોકરો નાપાસ થાય તો કુટુંબમાં બધાને દુઃખ થાય છે. ગરીબ માણસે મહા પરાણે પૈસા આપી ભણાવવાનું શરુ કર્યું હોય તેને ફરી પૈસા ખર્ચવા પડે છે. દરેક પરિક્ષાના પરિણામ વખતે એકાદ વિદ્યાર્થી તો આપઘાત કરે છે.

**પૃ. ૧૭૪ તે ભેદા...જનથી**-આ કંઈક અંશે સાચું છે.

પૈસાદાર માણસ હોંશિયાર હોય અને વિલાયત જઇ પરીક્ષા પસાર કરી આવે તો સારી નોકરી મળે છે. ગરીબ વિદ્યાર્થી પેલા પૈસાદાર વિદ્યાર્થી કરતાં ઘણે દરજ્જે હોંશિયાર, કુશાગ્ર બુદ્ધિનો હોય છતાં બિચારો અમુક પરીક્ષા પસાર ન કરી શકયો માટે પાછળ પડી જાય છે. સમાનતાના હિમાયતી સામે કટાક્ષનો ભાવ છે. **ઉચ્છેદક**—સમૂળો નાશ કરનાર. **શા માટે**—આ પ્રમાણે ઘણીવાર માણસ ઉંઘમાં સ્વપ્નમાં બોલી ઉઠે છે, તે પ્રમાણે અહિં થયું છે. અહિં બે વસ્તુ ભેગી થાય છે કે એ ‘ શા માટે ’ એમ પૂછે છે અને પાસેના પ્રિવિયસ કલાસમાં ધમાધમ થાય છે તેથી અધ્યાપક જાગી ઉઠે. અને આ ત્રીજું દશ્ય પણ એ રીતે પુરૂં થાય છે.

## ખરાબ કરવાની કળા.

Lives of great men all remind us,
We can make our lives sublime.

જગતમાં મોટા થવું, એ બહુમાન્ય આદર્શ લઇને એની સાથે ‘ ખરાબ કરવાની કળા ’ નામના પોતાના વિષયને ચતુરાઇથી લેખકે સાંધી દીધો છે; મોટાઈ એટલે માલકી અને માલકી એટલે ખરાબ કરવાનો હક.

ખરાબ કરવામાં કળા ક્યાં સમાઈ છે એ પ્રશ્ન સહજ થાય. કળામાં **સ્વાભાવિકતા**—(કુદરતીપણું) હોવી જોઇએ. કળાકારને કળાકૃતિ ઘડવામાં **આનંદ–ઉલ્લાસ**—આવવો જોઇએ. ઉંચા પ્રકારની ગણાતી કળામાં **ભવ્યતા** હોય છે. તેમ જ **જીવનનાં** જે જે **અંગમાં** કળાકારનો આત્મા ઉતરી શકે તે બધામાંથી કળાકૃતિ નીપજી શકે. કેટલાક કળાધરો એમ માને છે કે જેમ વિશેષ **વગર પ્રયત્ને** રચાયેલી કૃતિ **જણાય** તેમ વિશેષ સારી; તેમાં સ્વાભાવિકતા વિશેષ જણાય છે. બીજા કેટલાક પોતાની કળા પાછળ **અત્યંત શ્રમ**—લે છે અને એ શ્રમ બહાર પણ પડી આવે છે. કળાદ્વારા કળા

ઘરનું **વ્યક્તિત્વ** પ્રગટ થાય છે; પોતાની કૃતિ પ્રત્યે કળાધર સગર્વ **મમત્વ** ધરાવે છે. કળા માત્રને લાગુ પડતી આ સૌ બાબતો પોતે શોધી કહાડેલી નવી ખરાબ કરવાની કળામાં છે. અને એને યોગ્ય રીતે કળા કહી છે એમ બતાવવા દરેકને લગતાં એક યા અનેક દૃષ્ટાંતો લેખકે આપ્યાં છે.

| **: લક્ષણ :** | **: દૃષ્ટાંત :** |
|---|---|
| (૧) સ્વાભાવિકતા, ઉલ્લાસ. | હિંચકે બેસી પીચકારીથી ભીંત ખરાબ કરવી. |
| (૨) ભવ્યતા. | પવિત્રતા સાચવવા જાજરૂ, લોટો, જનોઈ વગેરે. |
| (૩) સર્વદેશીયતા. ( જીવનનાં જુદાં જુદાં અંગો સાથે સંબંધ ) | ઘર, જાજરૂ, અબોટિયું, વાપરવાનું પાણી, ચોપડી. |
| (૪) કળાકૃતિ પ્રત્યે મમત્વ. | ચાહના ડાઘવાળી ચોપડી જોઇ મિત્રે કહાડેલા ઉદ્ગાર. |
| (૫) બેદરકારીનો દેખાવ. | મહેતાજીનાં પાઠ્ય પુસ્તકનાં પાનાં વાળીને વાંચવાની ટેવ, |
| (૬) અત્યંત શ્રમ. | કૉલેજમાં ભણતા મહા વાચક. |

આ લેખમાં જીવનની અનેક બાબતો ઉપર લેખકે કટાક્ષથી પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો છે. સર્વ સારા નિબંધોમાં લેખકનું વ્યક્તિત્વ અવશ્ય પ્રગટ થાય. અહિયાં નીચેની બાબતો ઉપર કટાક્ષ વિના શ્રમે થયો છે.

(૧) સ્ત્રી–બાળકો પ્રત્યેનું વર્તન.
(૨) ઘર, કપડાં વગેરે સંબંધી ગંદવાડ.
(૩) પૈસાદાર અથવા અર્ધદગ્ધ લોકોનો આળસમાં જતો સમય.
(૪) ધર્મને નામે નભતી અસ્વચ્છતા.

(૫) હિંદુ ધર્મના સઘળા આચાર વિચાર તંદુરસ્તીના નિયમો જાળવવા ઘડાયા છે એવી દલીલ કરનારા.

(૬) આચારનો આત્મા છોડી ખોખાને વળગી રહેનારા.

(૭) પુસ્તકો બેદરકારીથી વાપરનારા.

(૮) સ્ત્રી–પુરુષનાં ક્ષેત્ર જુદા સમજનારા, અને પોતે ગમે તેમ વર્તી બોલી શકવાનો હક કાયમ રાખી સ્ત્રીઓને સુધારવા ખાસ સાહિત્ય વંચાવવાવાળા.

(૯) કોઇ ચોપડીને લોક સારી કહે છે માટે વાંચવી જોઇએ એમ કરી ખાસ માનબુદ્ધિ કે કદર કરવાની યોગ્યતા વગરના વાચકો.

(૧૦) ગોખણીઆ.

(૧૧) લેખકો વિષેના પોતાના અભિપ્રાય ચોપડીઓમાં લખી જાહેર કરનારા.

(૧૨) બેદરકાર દેખાવમાં ગર્વ લેતો હાલના કળાધરોનો એક વર્ગ.

આટલો બધો કટાક્ષ હોવા છતાં કોઇ પણ જગ્યાએ કટુતાનો છાંટો સરખો પણ નથી. ઉપર ગણાવેલી ટેવોમાંની થોડી ઘણી આપણને સર્વને લાગુ પડે છે, છતાં એ ટીકાનાં બાણ આપણને દુઃખ કરવાને બદલે હસાવે છે જ. અને સાથે ધારી અસર પણ ઉપજાવે છે. એમાં જ ‘ ખરાબ કરવાની કળા ’ના લેખકની કળાની ખરી ખુબી સમાઇ છે.

**પૃ. ૨૭૫ કંડિકા ૧**—કેટલાક લોકોનો મોટાઇનો ખ્યાલ એ છે કે જેમ બને તેમ વધારે વસ્તુ ( પૈસો, જમીન, ઘર, માણસ વગેરે ) ઉપર માલિકી મેળવવી. અને એ માલિકી ખરાબ કરવાનો હક આપે છે. બાળકનો દાખલો આપી એવું સૂચન કર્યું છે કે પોતાનાં બાળક, સ્ત્રી, ઘર, કપડાં, વાસણ વગેરે ખરાબ કરવાનો હક દાખવવો એ છોકરમદ છે, એમાં માણસાઇ નથી.

**કૃતકૃત્યતા**—સફળતા. **સ્વામિત્વ**—અધિકાર, માલકિપણું. **ખરાબ ...હક છે**—માબાપ પોતાના છોકરાને પોતે કેવી રીતે બગાડે છે,

માંદા પડે છે એ કટાક્ષથી સમજાવ્યું છે. **બૈરી...હક છે**—અહિં કેટલાક પોતાની પત્ની તરફ જે પ્રકારની વર્તણૂંક દાખવે છે તે બતાવી, પોતે જ તેને સુધારવાને બદલે કેવી રીતે ખરાબ કરે છે એ કટાક્ષથી સમજાવ્યું છે.

**પૃ. ૧૭૬ બદી**—દુરાચરણ, અનીતિ. **બાળક...છે**—આમાં વ્યંગ એ છે કે ઉપર ગણાવેલી બધી વસ્તુઓ જે ખરાબ આપણે કરીએ છીએ તેમાં પણ બાલિશતા સમાયેલી છે. **રમકડાંથી...શકે છે**—આ સ્વાભાવિક નિરીક્ષણ છે. **ખરાબ...રહસ્ય છે**—આ કંડિકાની શરુઆત આ જ વાક્યથી કરી હતી. તે જુદી જુદી રીતે દષ્ટાંતો આપી બતાવી આપ્યું અને હવે એ વાત જાણે સિદ્ધ કરી આપતા હોય તેમ પાછું ફરીને આ વાક્ય મુકયું છે અને એ રીતે કંડિકા પૂરી કરે છે.

**કંડિકા ૨**—જીવનના જુદા જુદા પ્રદેશમાં આ ખરાબ કરવાની કળા કેવી રીતે પ્રગટ થાય છે, એ બતાવવા આ કંડિકામાં પ્રથમ ઘરનું ઉદાહરણ લીધું છે. કલામાં સાહજિકતા—સ્વાભાવિકતા જોઇએ. એટલે એ પણ આમાં બતાવ્યું છે, પાન ખાઈ રેલ્વેના ડબ્બા, રસ્તા, વગેરે કેવી રીતે ખરાબ કરીએ છીએ એ બતાવ્યું છે.

**ભીંત ખરાબ કરવા...ખરાબ થાય**—એકલા ખરાબ કરવામાં કળા રહેલી નથી એ બતાવવા આ દષ્ટાંત આપ્યું છે. ભીંતને ધોળાવે નહિ તો ખરાબ લાગે ખરૂં પણ એમાં કળા નથી. **સાહજિકતા**—સ્વાભાવિકતા. **જમીને હીંચકા...તેમાં કલા છે**—આમાં પૈસાદાર, શ્રીમંતવર્ગ આળસુ થઈ બેસી રહે છે તેમના તરફ કટાક્ષ છે. આ એક લીટીમાં ઘણો અર્થ સમાવી દેવાનો પ્રયત્ન થયો છે, જમ્યા એટલે સહેજ આળસ તો આવે, હિંચકે ઝુલ્યા કરવું એ નવરાશના વખતમાં સમય ગુજારવાનું ઠીક સાધન છે, તેમાં વળી મોજમાં આવી જઈ શેઠની પત્ની પાન કરી આપે, પછી શેઠ આરામપ્રિય હોઈ થૂંકવા ઉઠી શકતા નથી એટલે હિંચકે બેઠા બેઠા ભીંત ઉપર પીચકારી મારે છે. હવે જે આ પીચકારી મારી તેમાં કુદરતી રીતે

ભીંત ખરાબ થઇ, આમાં સ્વાભાવિક્તા સચવાઈ માટે આ કલા છે. **તે...ઉચ્ચારણુ** છે–ઉચ્ચારણુ કહેવું તે. ભીંત ઉપર તમારી પીચકારીથી થયેલી નિશાની આવનાર માણુસ જોઇ તરત સમજી શકે કે આ કામ કોઈ આળસપ્રિય શેઠનું છે. એટલે તમે આળસુ છો એમ એ નિશાની બતાવે છે. હવે આથી એક તો દિવાલ ખરાબ તો થઇ અને એમાં સ્વાભાવિક્તા પણ સચવાઇ છે માટે આ કળા ગણી શકાય.

**કંડિકા ૩**—પવિત્રતા અને અપવિત્રતાના વિચારો સ્વચ્છતાના સિદ્ધાન્ત ઉપરથી હિંદુધર્મે સ્વીકાર્યા છે એમ કહી આપણે જાજરૂ અને જાજરૂનો લોટો ગંદા રાખીએ છીએ, કળામાં ભવ્યતા આવવી જોઇએ. એ આધારે જાજરૂ અને જાજરૂનો લોટો ગંદો રાખવામાં વિચારોની ભવ્યતા રહેલી છે એટલે એમાં પણ આપણે કલા સાધી શકીએ છીએ. આ કંડિકામાં લેખકની નિરીક્ષણ કરવાની શક્તિ પણ જણાઇ આવે છે. **વિધાન**–આજ્ઞા.

**પૃ. ૧૭૭**—ગંદો લોટો રાખવાનાં કારણો અહિં ગણાવ્યાં છે. (૧) પવિત્ર કાર્યમાં ન આવી જાય. (૨) ચોર લઇ જાય તો વાંધો નહિ. તેથી કાણો લોટો વાપરવો. **તેને...સંભાળ રાખી ન શકાય**–આ વસ્તુસ્થિતિ શહેરમાં સંભવી ન શકે. ગામડામાં આ પ્રમાણે રાખવામાં આવે છે. **ચોર લઈને...ન લેવાય**–ચોરે અપવિત્ર લોટો હાથમાં ઝાલ્યો હોય અને આપણે તેની પાસેથી લઇ લેવા તેને અડીએ તો આપણે અપવિત્ર બનીએ, વળી ન્હાવું પડે, માટે તે ન લેવાય. આ ખાલી આચારને પકડી રાખનાર તરફ કટાક્ષ કરી હાસ્ય ઉત્પન્ન કર્યું છે. **અગમચેતી**–પહેલેથી સમજી. **ઘટિકાયંત્ર**–ઘડી માપવાનું યંત્ર. ઘડી એટલે સાઠ પળ–૨૪ મિનિટ જેટલો વખત–પહેલાં જ્યારે ઘડિયાળો નહોતી ત્યારે એક વાટકામાં કાણું પાડેલું હોય, અને તે અમુક માપનો વાટકો રહેતો. તેમાંથી ધીમે ધીમે પાણી જતું રહે એ હિસાબે સમય મપાતો. **હજારો...વિચારો**–જાજરૂ અને જાજરૂનો લોટો ગંદા કેમ રાખીએ છીએં એનું કારણ બતાવ્યું છે, આ વિચારો

બધા જડ છે, તેમાં કાંઈ રહસ્ય રહેલું નથી એટલે એ વિચારોમાં કશી ભવ્યતા સમાએલી નથી એવું સૂચન છે. **આધુનિક**–અર્વાચીન, હાલની. **વિસાતમાં નથી**–હિસાબમાં નથી.

**કંડિકા ૪**—ઉપરની કંડિકામાં અપવિત્ર વસ્તુને ગંદી રાખવાનું કારણ આપ્યું, હવે અહિં પવિત્ર વસ્તુઓ જેવી કે અબોટિયું, જનોઈ, ઠાકોરજીનાં સિંહાસનો, સંધ્યા પૂજાનાં વાસણો, ઠાકોરજી માટેનો અંગૂછો વગેરે ગંદા કેમ રાખવાં પડે છે એનું પૃથક્કરણ કરી પ્રયોજન આપે છે, દરેક દૃષ્ટાંતમાં કટાક્ષ બહુ સરસ રીતે કર્યો છે. **માહાત્મ્ય**–મોટાઈ, ગૌરવ.

**પૃ. ૧૯૮ કંડિકા ૫**—પવિત્રતા અને સ્વચ્છતાના આશ્રય નીચે અપવિત્ર અને ગંદુ આપણે કેવી રીતે નભાવે જઈએ છીએ તે હવે આ કંડિકામાં બતાવવામાં આવ્યું છે, આ વસ્તુ નળ–પાણીના નળનો દૃષ્ટાંત આપી સાધી છે. પાણીના નળ ઉપર વીંટાળવામાં આવતું ચીંથરૂં કેટલું ગંદુ હોય છે અને કેટલા વખતથી ત્યાં હોય છે તે સામે આપણું લક્ષ્ય લેખક ખેંચે છે.

**સમસ્ત**–આખા. **ફીલ્ટર કરેલું**–ગાળેલું. **ગોળામાં...યે ચાલે**–આમાં લેખકે કરકસરનો સિદ્ધાન્ત આપી કટાક્ષ સાધ્યો છે. **કારણ ...નથી**–આ આપેલું કારણ તદ્દન ખોટું છે એમ વ્યંગથી બતાવી કટાક્ષ કર્યો છે.

**કંડિકા ૬**—આ કંડિકામાં ચોપડી શી રીતે બગાડાય છે અને તેને ખરાબ કરી કેવી રીતે કળા સધાય છે તે બતાવવાનો પ્રયત્ન કર્યો છે: ચોપડીના પાનાના ખૂણા વાળવાથી, ચોપડીમાં પેન્સીલ કે હોલ્ડર મૂકી તેના પર ભાર દેવાથી ચોપડી ફાટી જાય છે.

**પૃ. ૧૭૯ કંડિકા ૭**—આ કંડિકામાં પુસ્તક બીજી કઇ રીતે બગાડી શકાય તે કલાનો ઉલ્લેખ કર્યો છે, હાથમાં પુસ્તક ઝાલી પાનું વંચાતું જાય તેમ તેમ ફેરવીને પાછળ લઇ જવું. આથી તેની ચોપડીઓ બધી છૂટી પડી જાય છે. અને પુસ્તક આખું પીંખાઇ જાય છે.

**સ્રીયોપયોગી**—આ શબ્દ ખોટો છે એ બતાવવા માગે છે. સ્રી + ઉપયોગી શબ્દ છે. પણ બાલોપયોગી, શાલોપયોગી એ શબ્દો સાથે આ શબ્દ પણ એ રીતે બોલાઈ જાય છે અને વ્યાકરણનું ભાન નથી રહેતું એમ બતાવ્યું છે. **પદ્મિની**–જુઓ ગદ્યકુસુમ પૃષ્ટ ૩૨૫. **રેનૉલ્ડ**–જુઓ ગ. કુ. પૃ. ૩૨૫.

**પૃ. ૧૮૦ કંડિકા ૮**—આ કંડિકામાં પુસ્તક જે રીતે ખરાબ થાય છે તેનો ત્રીજો પ્રકાર આપ્યો છે: ઘણાને ઘેર ચોપડીના પૂંઠા પર ચાહના પ્યાલા મૂકી તેના પર કુંડાળા પાડી તેને ખરાબ કરી મૂકે છે.

**કંડિકા ૯**—કલાકારોના બે પ્રકાર: (૧) બેદરકાર જેવા દેખાનારા (૨) ખૂબ દરકાર રાખનારા.

**બેદરકાર જેવા દેખાય**—ખરી રીતે ન હોય, પણ બહારથી એમ લાગે. **લક્ષણ**–ચિહ્ન.

**કંડિકા ૧૦**—બહુ સંભાળથી વાંચનારા, પુસ્તકો કેવી રીતે ખરાબ કરે છે એનાં વિસ્તારથી દષ્ટાંતો આપ્યાં છે. **કોટિ**–પ્રકાર.

**પૃ. ૧૮૧ લાઘવી**—ટૂંકમાં લખવાની શૈલી.

**કંડિકા ૧૧**—જે વસ્તુ ઉપર આપણો અધિકાર હોય તેને ખરાબ કરી શકાય એ આપણે આગળ જોઈ ગયા. હવે પુસ્તકોના દષ્ટાંતમાં એ સિદ્ધાન્ત લાગુ પાડી શકાતો નથી. ચોપડી તો ગમે તેની હોય પણ ખરાબ કરી શકાય, તેની ચોરી પણ થઇ શકે.

**કંડિકા ૧૨**—પુસ્તકોના હાંસિયામાં લખેલું હોય છે તેથી આપણે તેમના વિચારો વાંચવા હોય કે ન હોય તો પણ વાંચવા પડે છે.

## ચેવડાનું મૂળ

હાસ્ય જુદી જુદી રીતે ઉપજી શકે છે. ગદ્યકુસુમની છેવટની નિબંધિકાઓ એક એક જાતના દષ્ટાંત રૂપ છે. આ લેખનો હાસ્યરસ શબ્દોના શ્લિષ્ટ અર્થ ઉપર મુખ્યત્વે આધાર રાખે છે. વળી

ધર્મગ્રંથો સાથે પરિચય ધરાવનાર પુરુષ જ આ હાસ્યરસની કદર કરી શકે. સામાન્ય માણુસ માટે આ લેખ છે નથી.

આ લેખમાં ' ચેવડો ' શબ્દનું મૂળ અને ' ચેવડો ' વસ્તુનું મૂળ એમ બે ભાગમાં ચર્ચા કરી છે. ચેવટી દાળ-પંચરાઉ દાળ-જમતાં ચેવડાનો વિચાર આવ્યો, અને ચેવડાની વ્યુત્પત્તિ વિચારવા બેઠા. પણ ત્યાં તો વસ્તુની ઉત્પત્તિ વિચારવામાં લંબાણુ થઇ ગયું-હાસ્ય ઉપજાવવા ખાતર જાણીને જ એમ કરેલું નિબંધિકાના લેખકને નિયમોનો બંધ નથી હોતો. પણ છેવટે મૂળ વિષય ઉપર પાછા આવ્યા છે.

જેવી રીતે વિષયના બે ભાગ પડે છે તેવી જ રીતે કટાક્ષના ભાગ છે—ગુજરાતીના અધ્યાપકો તરીકે વ્યુત્પત્તિશાસ્ત્રી-ભાષાશાસ્ત્ર-શીખવવાની વિરૂદ્ધ લેખકનો અભિપ્રાય છે: માટે ' ચેવડો ' શબ્દનું મૂળ વિચારતાં ભાષાશાસ્ત્રીઓની, ખાસ કરીને કપોલ કલ્પનાઓ ઉપજાવવાની ટેવને પોષનારાઓની, મજાક કરી છે—પ્રો. દુરકાળ ધર્મ-વિચારક પણ છે. અને તે રીતે ચેવડો વસ્તુનું મૂળ વિચારતાં સંસારનું સ્વરૂપ વિચાર્યું છે; તથા ચેવડાપ્રિય સંસારી લોક ધર્મચિંતન કરતા નથી એ માટે શોક પ્રદર્શિત કર્યો છે.

આ લેખનો હાસ્યરસ વિચારને પરિણામે જન્મેલો છે; અને વાચક પણ વિચાર કર્યા બાદ જ તે રસ માણી શકે.

**પૃ. ૧૮૨—ગંભીર**—આ નિબંધ ગંભીર નથી, પણ હાસ્યરસ પ્રધાન નિબંધિકા છે. માટે જાણી જોઈને જ લેખક અવળું વિશેષણ વાપરે છે. **કલ્પના**—શબ્દોની ખરી વ્યુત્પત્તિ જોડે નહિ ત્યાં સુધી એની વ્યુત્પત્તિ વિષે તરેહવાર કલ્પનાઓ કરવાની કેટલાકને ટેવ પડેલી હોય છે, તેના ઉપર કટાક્ષ કરવા લેખક આ સૂચના કરે છે. 'ચેવટી' એ નારી જાતિનો શબ્દ છે. એનું નર જાતિનું રૂપાન્તર કરતાં 'ટ' નો 'ડ' થઈ ગયો એ સ્વાભાવિક છે. કારણ 'ટ' એ કોમળ ઉચ્ચાર છે અને 'ડ' એ કઠણ ઉચ્ચાર છે તેમ નારી કોમળ

છે અને નર કઠણુ છે. **ફિલસૂફી**–ગીતા આદિ ઉપનિષદોમાં વર્ણવેલા સંસાર વૃક્ષમાં અને ચેવડામાં સામ્ય છે તે આગળ બતાવે છે. ઉપનિષદનાં મૂળ વાક્યો માટે જુઓ. ગ. કુ. પૃ. ૩૨૮. **ઉર્ધ્વ મૂલવાળો**–ઉંચે–ઉપર મૂળવાળો. પરબ્રહ્મમાંથી જન્મેલો. ( અને નીચે શાખાવાળું. )

**પૃ. ૧૮૩—માનવવૃંદ**–માણસોનું ટોળું. **એ મૂળને...... સંભવ છે**–ખારૂં ખાટું ખાવાની ઇચ્છા એ મનુષ્યની ઈંદ્રિયોના વિષય વિષેની આસક્તિ બતાવે છે. ઇન્દ્રિય વિષયોમાં લીન થવું એટલે મોક્ષમાર્ગથી અળગા થવું. આત્મસંયમ સાધવાને સ્વાદેન્દ્રિય જીતવી આવશ્યક છે. એટલે ખારૂં ખાટું ખાવાની ઇચ્છા ઉર્ધ્વ ગતિ કરાવનાર–આત્મ સાક્ષાત્કાર કરાવનાર નથી, છતાં સ્વાદેન્દ્રિય આદિ ઇંદ્રિયોના વિષયોમાં મગ્ન રહેવું એમાં જીવનની ઇતિ કર્તવ્યતા માનનાર ચાર્વાકો તરફથી એનો વિરોધ થાય એટલે આવી વિવાદાસ્પદ બાબતમાં લેખક ઉતરતા નથી. **ઈક્ષણા**–જોવું તે. **એષણા**–ઇચ્છા. ઇશ્વરની ઇચ્છાથી ઇશ્વરે માયાનો વિસ્તાર કર્યો છે. **एकोऽहम् बहुःस्याम्** God said, let there be light and there was light etc. ઇશ્વરની સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા થાય તેમ માણસને ખારું ખાટું ખાવાની ઇચ્છા થાય જ. **પંચમહાભૂત**–(૧) પૃથ્વી, (૨) જળ. (૩) તેજ. (૪) વાયુ અને (૫) આકાશ. વિશેષ માટે જુઓ ગ. કુ. પૃ. ૩૨૮–૨૯. **પણ નરજાતિમાં...સમાઈ ગયા**–ચેવડામાં ચોખાએ પોતાનું પોત જાળવી રાખ્યું અને પોતાની જાતિ –નરજાતિ ચેવડાને આપી; પણ ખીચડીમાં દાળ જોડે તલ્લીન થઇ જવાથી ચોખાને બદલે દાળની જાતિ–નારી જાતિ ખીચડીને પ્રાપ્ત થઇ. **રસ**–બ્રહ્મને **रसो वै सह।** કહેવામાં આવે છે. રસ–'સચ્ચિદાનંદ'માં આવતો આનંદ–એ પરમાત્માનું એક સ્વરૂપ છે. **અવર્ણ્ય રસ**–ચેવડામાં રહેલો ઓર સ્વાદ. **હાર્દિક**–હૃદયના. **કરામલકવત્**–કરમાં આમલક કરામલક+વત્ માફક. સહેલાઇથી પ્રાપ્ત થાય તેવું.

હાથમાં જ કોઈ ચીજ હોય તેને પ્રાપ્ત કરવામાં કંઇ શ્રમ પડે નહિ. **કેમ જાણે...હોય નહિ**–પ્રો. દુરકાળ ધર્મવિચારક છે, અને ધર્મ-પરાયણ પણ છે. ચેવડો ખાવામાં દહાડા કહાડતી દુનિયા પરમાત્માનો સાક્ષાત્કાર ક્યારે કરશે ?

**પૃ. ૧૮૪—બન્ને તરફ...બેઠા**–કાં તો વિષ હોય કે કાં તો અમૃત હોય એમ કહ્યું માટે. **વિષ્ણુ દૈવત**–ઘીથી. **આનંદના સ્થાન**–(૧) આણંદનું સ્ટેશન (૨) રસરૂપ પરમાત્મા. **રાગ**–(૧) પ્રેમ. (૨) સંસાર વિષે આસક્તિ. **એકાન્તિક**–અનન્ય, એક જ ચીજમા સમાયેલો; પરમ. **નામી**–નામ+ઇન્=એ નામ ધારણ કરનાર વસ્તુ. **શબ્દબ્રહ્મ**–નામ. **પરબ્રહ્મ**–નામી. **શબ્દબ્રહ્મ**–(૧) **ૐકાર.** (૨) અપર બ્રહ્મ. **નામથી...હોય નહિ**–ચેવડો શબ્દ એનું વિવેચન કરતાં ચેવડો વસ્તુ એનું વિવેચન થઇ ગયું.

**પૃ. ૧૮૫—પ્રકૃત**–ચાલુ વિષય. **પ્રકૃતને...શકયા નથી**–જુઓ ગ. કુ. પૃ. ૩૩૦ **કાષ્ટમાં અગ્નિની પેઠે**–કાષ્ટમાં અગ્નિ છે પણ અદૃશ્ય છે. પરમાત્મા વિશ્વમાં વિલસી રહ્યો છે, પણ બાહ્ય ચક્ષુને અદૃશ્ય છે. ચેવડો શબ્દ પણ કોશ નથી. **વિશિષ્ટ વ્યક્તિત્વ**–પોતાનો ખાસ ગુણ, પોતાની જાત. જુઓ ગ. કુ. પૃ. ૩૨૦. **નૈયાયિકો**–તર્કશાસ્ત્રીઓ. **ભેદદૃષ્ટિ**–બે પદાર્થ વચ્ચે ભેદ છે–બે એક બીજાથી જૂદા છે એમ માનવું તે. **દૃષ્ટિભેદ—**એક જ પદાર્થને બે જણ જુદી જુદી દૃષ્ટિએ જુએ તે. **મહારાષ્ટ્રના ખાસ અક્ષર**–જુઓ ગ. કુ. પૃ. ૩૩૧.

**પૃ. ૧૮૬—ચેવટી દાળ...વિચાર**–લેખની શરુઆતમાં ચેવટી દાળ ખાધા પછી એને ને ચેવડાને સંબંધ છે એ વિચાર આવ્યો છે.

## હું મોડો કેમ જન્મ્યો ?

**સૌ. લીલાવતી મુનશીએ ગૂજરાતી સાહિત્યમાં ઠીક ફાળો આપ્યો છે. પ્રસ્તુત લેખ એમના પોતાના લેખોનો સંગ્રહ ' રેખાચિત્રો અને બીજા લેખો ' નામના પુસ્તકમાં કર્યો છે તેમાંથી લીધેલો છે.**

ઘણા અશક્ત માણસ જ્યારે કોઇ શક્તિશાળી માણસની કૃતિ જુએ છે ત્યારે પોતે પણ એવું જ અથવા એથી સુંદર કરી શકત, એમ માને છે. આ લેખમાં એવા કોઈ માણસની વિચારસરણી બતાવવા આમાં પ્રયત્ન થયો છે. કદાચ લેખ લખતી વેળા કોઇ જીવંત વ્યક્તિ ધ્યાનમાં પણ હશે.

પ્રથમ આમાં કોઇ કાલ્પનિક પુરુષ પોતાને મહાપુરુષ માની લે છે. એ પોતાની જાતને રસિક, કવિ, ભાષાશાસ્ત્રી, શાસ્ત્રજ્ઞ, લેખક અને નાટયકાર ગણે છે. છતાં ગૂજરાત તેમની કદર કરી શકે એમ નથી એમ ચોક્કસ એ માને છે. આમ થવાનું–તેમની કદર ન થવાનું પ્રયોજન ભુલકણા પરમેશ્વરને આભારી છે એમ વાંચકને એ મનાવે છે. અને પોતાને થયેલો અન્યાય જાહેર કરે છે. આ અન્યાય જાહેર કરતાં દરેક સુવિખ્યાત પ્રાચીન અર્વાચીન લેખકોની ગણના કરાવી જાય છે. અને પોતાને તક નથી મળતી એ અનેક રીતે બતાવે છે. છેવટે પોતે પરમેશ્વરની પ્રાર્થના કરે છે, પણ તેમ કરતાં પણ કંટાળી જાય છે અને બધું મુકી દે છે; કારણ કે એ હવે કંઇ જ લખી શકે એમ નથી એવી એની પાકી ખાતરી થાય છે; આમ એ અશક્ત માણસની અશક્તિ બતાવી કટાક્ષ કર્યો છે.

**પૃ. ૧૮૭—ગુણ વગરના ગુજરાતમાં**–ગુજરાતમાં કોઇ આપણો ઉપકાર માને નહિ, કોઇ આપણી ગણતરી કરે નહિ એવા નપાડ ગુજરાતમાં. ‘ગુણવંતી ગુજરાત’ કહીએ છીએ તેથી વિરુદ્ધ વિશેષણ વાપર્યું છે. **એક પુરુષ**–બીજા સામાન્ય પુરુષો હોય છે તેવો જ, વિશેષતા કંઇ ન મળે તેવો. **ગુણપૂજા**–ગુણોની પૂજા. **રસિક**–કાવ્યશાસ્ત્ર અને સૌંદર્યની ઉંચી ભાવનાઓમાં વિચરી આનંદ માણી શકનાર. **ભાષાશાસ્ત્રી**–ભાષા સંબંધીનું શાસ્ત્ર જાણનાર. **શાસ્ત્રજ્ઞ**–શાસ્ત્રને જાણે છે તે (ઉપપદ). **ગણના**–ગણતરી. **અપૂર્વ**–પહેલાં ન હોય તેવી માટે ઉત્તમ. **શુંનું શું**–કોઈની કલ્પનામાં ન આવે તેવું, સાહિત્યસૃષ્ટિમાં શું ભારે કામ કરીશ તે. **વેદકાળ**–વેદ

થયા તે વખતનો સમય, પ્રાચીન સમય. **આર્ષ દૃષ્ટિ**–ઋષિની દૃષ્ટિ; ભવિષ્ય જોઈ શકવાની દૃષ્ટિ. Vision.

**પૃ. ૧૮૮—દિવ્ય દૃષ્ટિ**—દૈવી શક્તિ. **હું લખતે......કેની ?** –રામાયણ અને મહાભારત ગ્રંથો સારા છે, પણ કદાચ મને જો એ લખવાની તક આપી હોત તો જેમ સોનું કિંમતી છે જ પણ અંદર સુગંધી આવે તો એની કિંમત વધી જાત, તેમ મારા લખવાથી એની ખુબી વધારે વધી જાત. **ચાણાક્ય**–નંદવંશને ઉખેડી નાખવાની પ્રતિજ્ઞા પાર પાડનાર, ચંદ્રગુપ્તને સમ્રાટ બનાવનાર, મહાન રાજનીતિજ્ઞ. એણે રચેલા પુસ્તકનું નામ 'ચાણાક્ય નીતિ' છે. **કાલિદાસ**–સુપ્રસિદ્ધ કવિ. કાવ્યોમાં નાટક સારૂં છે. તેમાં 'શાકુન્તલ' નાટક ઉત્તમ છે. તેમાં પણ ચોથો અંક રમ્ય છે. વળી એ ચોથા અંકમાં પણ ચાર શ્લોકો ઉત્તમ છે. જર્મન કવિ ગેટેએ આ નાટક વાંચ્યું તો એને એટલો બધો હર્ષ થયો હતો કે એ નાટક માથે મુકી નાચ્યો હતો. આ નાટકનાં ગૂજરાતી ભાષાન્તર પણ થયાં છે. થોડા વખત ઉપર કવિ ન્હાનાલાલે પણ 'શકુન્તલાનું સંભારણું' એ નામે ભાષાન્તર બહાર પાડયું છે. આમ આ નાટકની ઉત્તમતા પ્રસિદ્ધ છે. **યાવચ્ચંદ્ર દિવાકરૌ**–ચંદ્ર સૂર્ય તપે ત્યાંસુધી, અમર. **બાણ**–સંસ્કૃતનો મહાન ગદ્ય લેખક. એણે 'કાદમ્બરી' લખી છે. **ભવભૂતિ** –આ કવિએ સંસ્કૃત નાટકો લખ્યાં છે. 'ઉત્તરરામચરિત' નાટક વિશેષ વખણાય છે. એમાં કરુણ રસ નિષ્પન્ન કર્યો છે. એનું પણ ગૂજરાતી ભાષાન્તર થએલું છે.

**પૃ. ૧૮૯—જગન્નાથ**–શાહજહાંના વખતમાં સંસ્કૃતના આ છેલ્લા મહાકવિ થઇ ગયા. **શું ધાડ મારી ?**–શું ભારે કામ કર્યું ? **નામ સ્મરણ**–નામનું સ્મરણ. **ગીતગોવિંદ**–એમાં કૃષ્ણની લીલા ગાવામાં આવી છે. પદપંક્તિઓ ઘણી સુરમ્ય અને કર્ણપ્રિય છે. સાક્ષર કેશવલાલભાઇએ એ મૂળ સંસ્કૃત પુસ્તકનું હૃદયંગમ ભાષામાં ઉતારવાનો સફળ પ્રયાસ કરેલો છે.

**પૃ. ૧૯૭—દલપતરામના દીકરાએ**-કવિ ન્હાનાલાલનો ઉલ્લેખ છે. **અપદ્યાગદ્ય**-પદ્ય નહિ અને ગદ્ય પણ નહિ તે. આ શૈલીમાં ડોલન હોય છે. ભાવનાની એટલી ઉંચી કક્ષાએ કવિ આપણુને મૂકે છે એટલે એ પ્રમાણેની શૈલી વાંચતાં આપણુને ખાસ વાંધો પડતો નથી. એ શૈલીનું અનુકરણ કરનાર હજી બીજા બરાબર ફાવ્યા નથી. આ કંડિકામાં કવિ ન્હાનાલાલની લેખક શ્રેષ્ઠતા સ્વીકારે છે. **પ્રોમીથિયસ**-ગ્રીક પુરાણ કથાનું એક પ્રસિદ્ધ પાત્ર. દેવલોકમાંથી એ પૃથ્વી ઉપર અગ્નિ લાવ્યો હતો. માણસોને એ અગ્નિનો તેણે ઉપયોગ બતાવ્યો, વિવિધ કલાઓ પણ બતાવી, એને કોકેસસ પર્વત સાથે જ્યુપિટરે (દેવોના રાજાએ) બાંધ્યો હતો. **ભરુચનો ભાર્ગવ બ્રાહ્મણ**—શ્રી. કનૈયાલાલ માટે આ ઉલ્લેખ છે. **રવીન્દ્રનાથ**—કવિવર ટાગોર બંગાળી સાહિત્યમાં ઉચ્ચું સ્થાન ભોગવનાર, મૂળ પોતાના બંગાળી ઉપરથી અંગ્રેજીમાં 'ગીતાંજલી' લખી ' નોબલ પ્રાઇઝ ' મેળવનાર. એમની કીર્તિ જગમાં બધે પ્રસરેલી છે. **એની વાર્તા-કરે છે**—એની કેટલી અસર છે એ બતાવવાને આ વાક્ય પુરતું છે.

**પૃ. ૧૯૮—તાજ**-મુગટ. **ગાંધી મહાત્મા**-ગાંધીજીની શૈલી સરલ છે, ટૂંકા, સાદાં વાકયોમાં સંપૂર્ણ અર્થ હોય છે અને એક શબ્દ પણ, નકામો એમાં આપણે ખોળી શકતા નથી. **ખોળા પાથર્યા**-વિનંતી કરવા માટે સ્ત્રીઓ આ પ્રમાણે કરે છે. **શંકરાચાર્ય**-કેવલાદ્વૈતના પ્રવર્તક આચાર્ય. **ભુચર**-ભૂ (પૃથ્વી) ઉપર ચરે (ફરે) છે તે; (ઉપપદ) મનુષ્ય, પશુ. **ખેચર**-ખે (આકાશમાં) ચર (ફરે) છે તે. (ઉપપદ) પક્ષી. **જળચર**-જળમાં ચરે (ફરે) છે તે; (ઉપપદ) માછલાં વગેરે. **મંડનમિશ્ર**-જૂઓ ગ. કુ. પૃ. ૩૩૩. **પથરા જેવા ભારે**-તત્વજ્ઞાનનો વિષય સહેલાઇથી સમજી શકાય એવો નથી, સમજતાં મુશ્કેલી પડે માટે. **છીંકી પડે**-કોઇ કામની શરુઆત આપણે કરતા હોઇએ અને તે જ વખતે જો કોઇ છીંકે તો એ અપશુકનમાં લેખાય છે, એટલે એ કામ પાર પડતું નથી, એ માન્યતાનો આમાં ઉલ્લેખ છે.

# માર્ગદર્શન.

## ( પ્રશ્નોત્તરી વિભાગ )

**પ્રશ્ન (૧) સ્વયંવર મંડપમાં એક પ્રેક્ષક તરીકે તમે બેઠા છો એમ કલ્પીને મંડપનું અને તેમાં બેઠેલા રાજાઓનું વર્ણન કરો.**

મંડપના દ્વાર આગળ રાજા ભીમકની સઘળી પ્રજા સ્વયંવર જોવા એકઠી થઈ છે. બારણા આગળ કેળના થાંભલા રોપ્યા છે, દ્વારે તોરણ બાંધ્યાં છે, અને કંકુના છાપા માર્યા છે. બારણે ઉભા ઉભા છડીદારો સૌને દરજ્જા પ્રમાણે સત્કારે છે. ડાહ્યા ડમરા બની અંદર આવતા રાજાઓ પોતપોતાનું નામ વાંચી આસને બેસે છે. દરેકની પાસે ત્રણ ત્રણ સેવક છે.

હારબંધ બેઠકો ગોઠવી છે. આગળ બેઠેલા ઋષિમુનિ વેદધૂન મચાવે છે. ચળકતાં રત્નોથી જડેલા મુગટ ધરી રાજાઓ બેઠા છે; તેમને છત્રચમર ઢળે છે. જાણે મદગળતા હાથી ડોલતા હોય એમ સામે ઉભા ઉભા ભાટચારણો ડોલતા ડોલતા બિરદાવળી બોલે છે. તેમનાથી જરી દૂર નટ લોક નાચગાન કરે છે. તેથી આગળ જતાં નૃત્ય કરતી ગણિકાઓ જોવામાં આવે છે. આખો મંડપ જાણે ઇંદ્રપુરી હોય એમ દીપી રહ્યો છે. આસપાસ જાતજાતનાં દેવોનાં ચિત્રો ચિતર્યાં છે, તે જાણે સાક્ષાત્ દેવોનાં ટોળાં જ સ્વર્ગમાંથી ઉતરી આવ્યાં હોય એમ લાગે છે. અબીલ ગુલાલ ઉડી રહ્યાં છે. અગર ધૂપ અને ચંદનની સુગંધ ચોપાસ ફેલાઈ રહી છે. અસંખ્ય વાદ્યોના અવાજથી વાતાવરણ ગાજી રહ્યું છે.

બાળક યુવાન અને વૃદ્ધ સૌ દમયંતી અમને પરણશે એવી શ્રદ્ધા રાખી આવ્યા છે. પેલા સુકા લાકડાના થડ જેવા ક્ષુદ્ર શરીર-વાળા શું જોઇને આવ્યા હશે? રાજાઓ માંહેમાંહે વાત કરે છે. જાણે

પોતપોતાના કુળની બડાશો મારતા હોય ! ઘરડા રાજાઓ નાના વર દેખાવા બહુ સંભાળ લઈ આવ્યા છે, તોપણ હજામત કરાવતાં વાગેલા અસ્ત્રા દેખાઇ આવે છે, બેસી ગયેલાં ડાચાં ન દેખાય માટે મુખમાં બે બાજુ બે સોપારી રાખી છે; એમ ઉંચા કરેલા ગાલ કોઠા જેવા દેખાય છે, તોપણ એ ઘેલા લોક મુખ આગળથી દર્પણ ખસેડતા નથી. કેટલાક જુવાન રાજા પોતપોતાના રૂપની માંહોમાંહી પુછપરછ કરે છે; માથે વાંકા મુગટ મૂક્યા છે અને અભિમાનમાં મૂછ મરડે છે. હજી નળ આવ્યો નથી એટલે દમયંતી પણ આવી નથી; તેથી સૌ રાજા દમયંતીને આવવાના દ્વાર આગળ ટગર ટગર જોઇ રહ્યા છે,

**પ્રશ્ન (૨) સ્વયંવરમાં આવવા નીકળેલા રાજાઓનું વર્ણન કરો.**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૫ વિવરણ, કંડિકા ૨. ]

**પ્રશ્ન (૩) નળરાજાનું મંડપમાં આગમન વર્ણવો.**

આખો મંડપ રૂપ બુદ્ધિ અને બળથી ભરેલા ભૂપતિઓથી ચીકાર થઇ ગયો હતો. ભીમકે દમયંતીને તેડું મોકલ્યું. "આ કન્યા આવી, આ કન્યા આવી, ઘોષ એવો થાય." પણ એટલામાં ચાર દેવ સાથે નળ રાજા આવ્યો. નળ મૂર્તિમંત કામદેવ જેવો લાગતો હતો. એની કાયા કંચનવર્ણી હતી. મુગટ પર તારા માફક રત્ન પ્રકાશતાં હતાં. સૂર્યનો જ્યોતિ ઝળકે એમ એનાં કુંડળ લહેકતાં હતાં. આખા ડીલે ચંદન મે'કતું હતું. એનું મુખ તે જાણે પૂર્ણિમાનો ચંદ્ર ખીલી રહ્યો છે. આંખો તે કામદેવની મોહિની નાખવાની જાળ. એનું નમણું નાક તે જાણે પોપટની ચાંચ. ગળામાં મોતીનો હાર હતો અને હાથીની સૂંઢ જેવા લાંબા હાથ ઢીંચણ સુધી પહોંચતા હતા. છાતી અને નાભિ શોભી રહ્યાં હતાં. એની કેડનો વાંક સિંહને પણ ચઢી જાય તેવો હતો. વાઘની ગતિએ ચાલતો, દમયંતીના પ્રાણરૂપ નળ રાજા મંડપમાં આવી પહોંચ્યો.

આવા નળને જોતાં વેંત જ સૂર્ય ઉગતાં જેમ તારા ઝાંખા પડે તેમ સૌ રાજા ઝંખવાણાં પડયા. "નળ આવ્યો, એ નળ આવ્યો," એવી બૂમોથી આખો સ્વયંવર મંડપ ગાજી રહ્યો. સૌ રાજાઓની આશાઓ નષ્ટ થઇ.

**પ્રશ્ન (૪) દમયંતીનો મંડપપ્રવેશ વર્ણવો.**

નળ આવ્યાની વાત જાણી દમયંતીને ઘણો હરખ વ્યાપ્યો. રખે મને વાર લાગે એમ મનમાં ફફડતી દમયંતી એકાસનમાં બેસી ઝટપટ નીકળી. ચાર દાસીઓ એને ઉંચકીને ચાલતી હતી. એકાસનમાં બેઠેલી દમયંતીને જોઇ સર્વે વારાંગનાઓ અને દેવાંગનાઓના મદ ઉતરી ગયા.

[ દમયંતીના સ્વરૂપવર્ણન માટે જુઓ માર્ગદર્શન. પૃ. ૧૨–૧૩. વિવરણ, કંડિકા ૧–૨. આ વિવરણને ટૂંકાવીને લખવું. ]

દાસીઓએ એકાસન લાવી, ભીમકરાજાની આગળ ઉતાર્યું. દમયંતીએ પુષ્પધન્વાના પાંચે બાણ ચઢાવીને રાજકુમારોના હૃદયમાં માર્યાં, તેથી સૌ ભૂપ ભરમાઇને મોહરૂપી કુવામાં પડયા.

**પ્રશ્ન (૫). દમયંતી વરમાળા લઈ નીકળી તે પ્રસંગે રાજાઓના વર્તનનું વર્ણન કરો.**

[ જુઓ માર્ગદર્શન. પૃ. ૧૪. કંડિકા ૩. ]

દમયંતીનું ધ્યાન.........ધારણ કરતા નહોતા.

**પ્રશ્ન (૬). વરમાળા આરોપવા જતાં દમયંતીને શાં વિઘ્નો પડયાં અને તે વિઘ્ન તે કેવી રીતે પાર ઉતરી ?**

હરખઘેલી દમયંતી બધા રાજાઓની ઉપેક્ષા કરીને એક નળ સમજીને તેને વરમાળા આરોપવા ગઇ. પણ પાસે જતાં તો એક હારમાં પાંચ નળ જોયા. હંસે આપેલું વચન વૃથા જશે એમ એને લાગ્યું, કારણ કે કપટરૂપધારી ઉભેલા નળમાંથી ખરા નળને શી રીતે પસંદ કરવો એ તેને સુઝયું નહિ. પાંચે નળ વરમાળા પહેરવા આગળ ગળું ધરતા હતા.

આ વિપરીત દૃશ્ય જોઇ દમયંતી ભીમકને કહેવા ગઇ. ભીમકે કહ્યું, કે તારા સિવાય બીજા કોઇને પાંચ નળ દેખાતા નથી, માટે દેવતાઓ જ નળનું રૂપ ધારીને આવ્યા હશે. જો દેવ હશે તો એમની આંખો પલકારા મારતી નહિ હોય અને એ ભૂમિથી અદ્ધર ઉભા હશે.

એ સાંભળી દમયંતી પાછી ફરી આવી, પણ ભીમકની બતાવેલી યુક્તિ વળીવળીને ફોગટ જવા લાગી; કારણ કે દેવો એકએકને અળગા કરી પડાપડી કરતા હતા. દેવોએ એક બીજાને શાપ આપ્યા અને ચારે દેવોનાં મોઢાં અનુક્રમે રીંછ, બિલાડી, વાનર, અને શ્વાન જેવાં થયાં. દમયંતી ખરો નળ કોણ એ નક્કી કરવા એમના બાપનાં નામ પુછવા લાગી ત્યારે સર્વેએ અમારો બાપ વિસ્સેન છે એમ કહ્યું. દમયંતી હાથ ઘસવા લાગી અને એની આ વિચિત્ર દશા જોઇ એની સખીઓ ઉપહાસ કરવા લાગી.

ટીખળી નારદ દમયંતીના સદ્‌ભાગ્યે આવી પહોંચ્યા. સાથે ચારે દેવની પત્નીઓને લાવ્યા. આ જોઈ લોભી દેવ શરમાઇ ગયા. દેવાંગનાઓને જોઇ દમયંતીને ખાતરી થઇ ગઈ કે આ તો દેવ આવ્યા છે. એટલે એણે દેવની પ્રાર્થના કરી, અને આંખમાં આંસુ ભર્યાં ત્યારે છેવટે લજ્જિત દેવો પ્રત્યક્ષ થયા. મંડપમાં જયજયકાર વર્તી રહ્યો, દેવોએ નળદમયંતીને વરદાન આપ્યાં. પછી તેઓ વિમાને બેસી સ્વર્ગ સિધાવ્યા. દમયંતી હર્ષ પામી અને નળને કંઠે એણે વરમાળા આરોપી. આ પ્રમાણે નારદની યુક્તિથી અને પોતાની પ્રાર્થનાથી દમયંતી વિઘ્ન તરી ઉતરી.

**પ્રશ્ન (૭) દેવોએ નળદમયંતીને આપેલાં વરદાન લખો અને એમાંના કયાં કેવી રીતે તમે વાંચેલા કાવ્યભાગમાં કામ આવે છે તે જણાવો.**

[ ઉત્તરના પ્રથમ ભાગ માટે જુઓ માર્ગદર્શન પૃ. ૧૯. ]

નળ અને દમયંતી ઘણા દિવસના ભૂખ્યાં હતાં. એટલે રસ્તે સરોવર આવ્યું તેમાં નળ માછલાં પકડવા ગયો. ઘણા શ્રમના અંતે ત્રણ માછલાં એના હાથમાં આવ્યાં. એ દમયંતીને સોંપી લોભનો માર્યો બીજાં લેવા ગયો, પણ 'અમૃતસ્ત્રવીઆ કર અબળાના, સજીવન થયાં મચ્છ પળમાં.' આ રીતે હાથમાં તરવરતાં માછલાંને જોવા દમયંતી મૂઠી ઉઘાડવા ગઇ ત્યાં તે ઉછળીને પાણીમાં પસાર થઇ ગયાં. આ રીતે દેવોનું વરદાન ફળ્યું ખરું પણ તેથી દમયંતીને તો દુઃખ વધ્યું. નળ ગુસ્સે થયો અને દમયંતીનો તિરસ્કાર કરી એને પાછળ મૂકી એકલો આગળ નાસવા લાગ્યો. 'તું નહિ નારી, હું નહિ કંથ, આ તારા પિયરનો પંથ.' દમયંતીએ કહ્યું ' દેવતાનું મુને વરદાન, તે ક્યાં નવ જાણે રાજન !' પણ

'હોતી વાત કામનીએ કહી, કળિને જોગે નળ માને નહિ.
આગળ પાછળ બન્ને જાય, કળિએ કીધી બગની કાય.

× × × ×

ઉફરાટી કરી સુંદરી. નળ ચાલ્યો દેહ નગ્ન કરી.'

પાછે પગલે જઇને દમયંતીએ પોતાના વસ્ત્રમાંથી અડધું નળને તેનું શરીર ઢાંકવા આપ્યું. વનમાં થાક્યાંપાક્યાં ઝાડ નીચે નળદમયંતી રાત્રે દુઃખની વાત કરતાં હતાં. તે દરમિયાન દમયંતીને ઉંઘ આવી ગઈ. આ તકનો લાભ લઇ કલિપ્રેરિત નળ એકી શ્વાસે આડે રસ્તે દોટ મૂકી નાસી ગયો. આ પ્રમાણે દેવનું વરદાન કમભાગ્યે નળદમયંતીના વિયોગનું કારણ નીવડ્યું.

ઇંદ્રે નળને અશ્વમંત્ર આપ્યો હતો. એ મંત્રની વિદ્યાને આધારે ઋતુપર્ણને ત્યાં એ બાહુક રૂપે નોકરી રહી શક્યો. અગ્નિએ નળને વરદાન આપ્યું હતું કે તું કદિ અગ્નિથી દાઝીશ નહિ. એ વરદાનને પ્રતાપે દાવાનળમાં કરકોટકને કહાડવા નળ પ્રવેશ કરી શક્યો. કરકોટકનો સંમાગમ કથામાં અગત્યનો ભાગ ભજવે છે. કરકોટક નળને બાહુક રૂપ આપે છે, અને તે વેશે એ ગુપ્તાવાસમાં રહે છે તથા દમ-

યંતીના પુનઃ સ્વયંવર વખતે એ જ બાહુકરૂપ વિષ વિષ હાસ્યનું કારણ થાય છે.

**પ્રશ્ન (૮). નારદ ઋષિ નળાખ્યાનમાં શો ભાગ ભજવે છે તે ટુંકામાં લખો.**

આપણા કાવ્યભાગ્યમાં નારદના બે કાર્યનો ઉલ્લેખ છેઃ

(૧) 'નારદજી અંતરીક્ષ આવીઆ, ઈંદ્રાણી આદે તેડી લાવીઆ.'

(૨) 'વાજતે ગાજતે નળ વળ્યો, એને કળિજુગ સામે મળ્યો,
વરવા વૈદર્ભી નારદે મોકલ્યો,......................'

આ પહેલાં પણ આખ્યાનની શરુઆતમાં નળને દમયંતીની મોહિની લગાડનારા પણ નારદ ઋષિ હતા. દમયંતીને પરણવા જવા દેવોને પ્રેરણા પણ નારદે જ કરી હતી. અને આ ભાગમાં દમયંતીની મુંજવણ મટાડનાર પણ નારદ જ હતા. અને એ મુંજવણ મટયાને પ્રતાપે જ નળ દમયંતીનો યોગ થયો, ઘડીભર એમ લાગે કે નારદે નળ દમયંતીને ભેગાં કરાવી આપવા ધાર્યું હશે, પણ ટોળ ખાતર વચ્ચે દેવોને હોમ્યા; અને સાથે નળ દમયંતીને ટટળાવ્યાં. પણ નારદને એટલેથી સંતોષ ન થયો, તેણે પાછો કળિને શણગાર્યો. અપમાન પામેલો કળિ રોષે ભરાયો અને એ અપમાનનું વેર લેવા લાગ જોઈ એણે નળમાં પ્રવેશ કર્યો. ત્યાંથી આ દંપતીના દુઃખની પરંપરા શરુ થઈ. આ પ્રમાણે આ કાવ્યના પાત્રોની દોરી ખેંચનાર જાણે નારદ જ ન હોય એમ લાગે છે; નારદજી વિધાતા–બ્રહ્માના પુત્ર છે. આ જગતમાં મનુષ્યને પડતી સુખદુઃખની પરંપરા તે વિધાતાની–વિધાતાના પુત્રની ટીખળી ટેવનું જ પરિણામ હશે શું ?

**પ્રશ્ન (૯) 'જદ્યપિ પુષ્કર પવિત્ર હતો, નહોતી રાજની અભિલાષા રે' તો પછી કોનાથી, કેવી રીતે અને શા હેતુથી એ લોભાયો એ લખો.**

કંઠમાં મનુષ્યના મસ્તકની માળા પહેરી મહિષ ઉપર બેસીને, માથે સઘડી અને હાથમાં કાતુ લઇને કળિકાળ દમયંતીને વરવા જતો

હતો. ત્યાં તો સામે પાછી ફરતી જાન મળી. આ જોઇ એ ઇર્ષ્યાગ્નિથી બળી ઉઠયો. ઘણે વર્ષે એને લાગ મળ્યો. એક દિવસ નળની પહાની કોરી રહી ગઇ. ત્યાં થઇ કળિએ નળમાં પ્રવેશ કર્યો. અદેખા કળિએ અદેખા મિત્ર દ્વાપરને સાધ્યો અને બેય જણ વિપ્રનો વેશ ધરીને તપસ્વી પુષ્કર પાસે આવ્યા, ને ત્યાં હાથ ઘસવા લાગ્યા. અને મસ્તક ધુણાવી ધુણાવીને મોટા નિશ્વાસ નાખવા લાગ્યા.

પુષ્કરના આગળ કળિયુગે કર્મની વિચિત્ર ગતિની નિંદા કરી અને કહ્યું અમે તો તારા પિતાના મિત્ર છીએ માટે અમે તને તારા ભલાનો માર્ગ બતાવવા આવ્યા છીએ. લે ઉઠ, આવ આપણે ભેટીએ.

'ભેટતામાં પિંડ પુષ્કરના મધ્યે, કીધો કળિએ પ્રવેશ રે,
તેડી ચાલ્યો નૈષધપુર ભણી, કરવા નળશું કલેશ રે.'

આ રીતે બે અદેખા યુગોએ મળીને પુષ્કરને લોભાવ્યો અને એનામાં નળરાય ઉપર ઇર્ષ્યા ઉપજાવી, અને એને દ્યૂત રમવા પ્રેર્યો.

**પ્રશ્ન (૧૦). અપમાન પામેલા કળિયુગે કેવી રીતે વેર લીધું તે ટૂંકમાં લખો.**

નળ દમયંતી પોતાના બાળક સાથે હર્ષમાં દિવસ નિર્ગમન કરતાં હતાં. ક્રમભાગ્યે–પૂર્વકર્મના સંજોગે એક દિવસ નળના પગની પહાની કોરી રહી ગઇ. કલિ નળના શરીરમાં દાખલ થયો. પછી બ્રાહ્મણનો વેશ ધરી દ્વાપરને સાથે લઇ એ પુષ્કર પાસે ગયો. અને પુષ્કરને ભેટતી વેળા તેનામાં એણે પ્રવેશ કર્યો. પોતે પુષ્કરની જોડે યુક્તિ ગોઠવી. કલિ દ્યૂતમાં રમવાના બે પાસા બન્યો અને દ્વાપર પુષ્કરનું વાહન–પોઠિયો બન્યો. એ પોઠિયો હોડમાં મૂકવાનું ઠરાવ્યું. નળ પાસે જઇ પુષ્કરે દ્યૂત રમવાની હઠ લીધી અને 'કળિને સંગે પુણ્યશ્લોકને પાપ તણી મતિ આવી.' કારણ નળનું ભાવિ પ્રબળ હતું.

નળ હાર્યો. શરત પ્રમાણે એક વસ્ત્ર પહેરી નળ રાજા વનવાસ નીકળ્યો. દમયંતી સાથે થઇ. બાળકોને પિયર વિદાય કરવાં પડયાં. જંગલમાં ભૂખ્યે તરસે એ દંપતીને કેટલાય દિવસ કહાડવા પડયા.

કારણ કલિએ પુણ્યશ્લોકની પુંઠ લીધી હતી અને રસ્તે આવતાં વાવ, સરોવર, કુવા સઘળું એણે ઉડાડી મૂકયું. સાત દિવસે એક સરોવર દેખાવા દીધું; ત્યાં પણ કળિયુગે સર્પ બનીને બધાં માછલાં નસાડી મૂક્યાં. પહેલાં ત્રણ માછલાં નળે દમયંતીને આપ્યાં હતાં તે દેવવરદાનને પ્રતાપે ઉડીને જળમાં પડયાં. એ 'હોતી વાત કામનીએ કહી.' પણ 'કળિને જોગે નળ માને નહિ.' પછી કળિએ બગનું રૂપ લઇ નળને લોભાવ્યો. નળે પોતે પહેરેલું વસ્ત્ર કહાડીને બગ ઉપર નાખ્યું. તે લઈ બગ ઉડી ગયો. દમયંતીએ અવળે મોઢે રહી પોતાના વસ્ત્રમાંથી અડધું નળને આપ્યું. રાતે થાકીપાકી દમયંતી સૂતી હતી ત્યારે કળિએ નળના મનમાં મહા વિચારયુદ્ધ જમાવ્યું. ઉંઘતી દમયંતીનું લાવણ્ય જોઈ એનું દુઃખ સંભારી નળ રોવા લાગ્યો, ત્યારે 'કળિ વળી તેનું ચિત્ત ફેરવે.' અને 'રાજા મનમાં દ્વેષ મેળવે !' રાજાનું મન ભ્રષ્ટ થયું; અને કળિનો પ્રેર્યો નળ ખૂબ ક્રોધે ભરાયો. કળિએ છૂરી રૂપે દર્શન દીધું. તે વડે વચ્ચેથી વસ્ત્ર કાપીને નળ ચાલવા માંડયો.

'સાત વાર આવ્યો ફરી ફરી, તજી ન જાયે સાધુ સુંદરી;
બળ પ્રબળ કળિનું થયું, પ્રેમ બંધન તૂટીને ગયું.'

કળિની ઇચ્છા દમયંતીને વરવાની હતી એટલે નળને છોડી હવે એ દમયંતી પુંઠળ પડયો. નળ, નળ કરતી વનમાં ભટકતી વૈદર્ભી અજગરના મુખમાં પડી. તેમાંથી છોડવનાર પારધીએ કુદૃષ્ટિ કરવાથી દમયંતીએ એને શાપથી બાળી મૂકયો. પછી લૌકિક લાંછનથી ડરીને દમયંતી પોતાના કેશનો પાંગરો ગુંથી ફાંસો ખાવાની તૈયારી કરતી હતી તેને કૌતક દેખાડી કળિયુગે ઉગારી. નગ્ન દિગંબર મહંત બનીને પોતાની વાડી પાસે દમયંતીને આકર્ષી આણી. નળ ઉપરથી દમયંતીનું મન ઉતારવા કળિએ પ્રયત્ન કર્યો, પણ ફાવ્યો નહિ. દમયંતી આગળ ચાલવા માંડી. અદેખા કળિએ દમયંતીને વેપારીઓ આગળ કૃત્યા તરીકે દેખાડી. વેપારીઓના દુઃખનું કારણ જોશી કળિયુગે દમયંતીને ગણાવી. આથી વેપારીઓએ દમયંતીને

પુષ્કળ મારી. ત્યાંથી નાસી, દમયંતી માસીના ઘરમાં આવી. ત્યાં એક દિવસ ટોલ્લે લટકાવેલો ઈંદુમતીનો હાર કળિએ ટોલ્લામાં પેસીને અલોપ કર્યો; દમયંતીને માથે આફત ગુજરી. થાકીને એણે શાપ આપ્યો કે 'લેનારો ફાટી પડજો !' એવું કહેતામાં કળિયુગ નાઠો અને ટોલ્લો તડાક લઈને ફાટયો. ત્યાર પછી કળિયુગ દેખાયો નહિ. છેવટે સતીના પ્રતાપ આગળ વેર લેવા ઇચ્છનાર કળિના હાથ હેઠા પડ્યા. પૂર્વ કર્મના વિધિયોગે કેટલોક વખત કળિનું જોર વર્ત્યું ત્યાંસુધી જ કળિ ફાવ્યો.

**પ્રશ્ન (૧૧) મનુષ્યનાં નરસાં કૃત્યો વિષેની પોતાની લાગણી કુદરત જાહેર કરે છે. તેનાં દૃષ્ટાંત નળાખ્યાનમાંથી આપો.**

પુષ્કરે આવીને નળ પાસે દ્યૂત રમવાની માગણી કરી. શાસ્ત્ર મત પ્રમાણે દ્યૂત રમવું અપ્રમાણ છે એમ નળે કહ્યું, પણ ભાવિમાં કષ્ટ નિર્માણ કરેલું, હોવાથી કળિથી નળની મતિ ભ્રષ્ટ થઈ. અને એણે પુષ્કરને કહ્યું, કે ચાલ ત્યારે પાસા નાખ. તે વખતે લોહીનો વરસાદ વરસ્યો, ભારે વાવાઝોડું થયું અને આખા નગરમાં હાહાકાર વર્ત્યો. પણ નળ ચેત્યો નહિ.

જેવી રીતે દ્યૂત રમવાના અનર્થ વિષે પોતાની લાગણીઓ કુદરતે વ્યક્ત કરી, તેવી રીતે નગ્ન દેહ કરી બગલા ઉપર વસ્ત્ર નાખવા નળ ગયો ત્યારે કુદરતે પોતાની શરમની લાગણી પ્રગટ કરી. સુરજ શરમાઇ ગયો. એણે પોતાની આંખો મીંચી દીધી—સુરજ વાદળથી છવાઇ ગયો અને વનમાં અંધારું થયું. બધાં પંખીઓ પણ લજવાઇને સંતાઇ ગયાં. આખું વન શરમાઇ ગયું.

દ્યૂત રમી સત છોડવાની નળે શરૂઆત કરી ત્યારે કુદરતે લોહીનો વરસાદ વરસાવી પોતાનો વિરોધ જાહેર કર્યો—એ ભવિષ્યમાં પૃથ્વી પર થનાર મહા ઉલ્કાપાતની આગાહી હતી. સતનો માર્ગ છોડવાથી

નળ રાજાને નાગાભૂખ્યા ફરવા વખત આવી. શરીર પર એક પણ સુતરના તાંતણા સિવાય નાસતા નળને જોઈ કુદરત શરમાઈ ગઇ.

**પ્રશ્ન (૧૨) પોતાનાં બાળકને મોસાળ વિદાય કરતાં દમયંતીના વિલાપનું વર્ણન કરો. એમાં કયો રસ કેવી રીતે નિષ્પન્ન થાય છે તે સમજાવો.**

બાળકોને વિદાય કરતી વખતે દમયંતીએ આ પ્રમાણે વિલાપ કર્યો—ઓ મારાં બટુકડાં! હવે તમે મોસાળ જાઓ. તમારી મા મરી ગઇ હોય એમ દીન થઈને ત્યાં રહેજો. મામી બે કઠણ વચન કહે તો મૂંગે મુખે સહી લેજો. કોણ જાણે હવે ફરી મળીએ કે ન મળીએ માટે લાવ આ છેલ્લું વહાલ કરી લઉં—આમ કહેતી કહેતી વળી વળી દમયંતી પોતાના બાળકને છાતી સરસાં ચાંપતી હતી. છાતી-ફાટ રાણી રડતી જાય અને કહે, "હવે તમે, નમાયાં દયામણાં થઇ એકલાં પડયાં. તમારે માથે હાથ ફેરવી કોણ તમને લાડ કરશે અને સાંત્વન આપશે; માટે સુદેવજી, આ બાળક તમારે શરણે છે. મારી માને એમને ભાળવણી કરજો. અને કહેજો કે જીવની પેરે એમનું જતન કરે."—એમ કહેતી જાય, વળી વળીને ચુંબન કરતી જાય, અને બાળકોનું મુખ જોતી જોય. એ બાળક કેમે કર્યા એની છાતીએથી છૂટતાં નહોતાં અને હૃદયમાંથી એમની મૂર્તિ દૂર થતી નહોતી.

આ વિલાપ વર્ણવતાં કવિએ દમયંતીને વારંવાર રાણી તરીકે ઓળખાવી છે; કારણ કે આમ દુઃખ પામનારી માતા એક મહાન રાણી છે એ જાણી હૃદય ઉપર કરુણરસની સવિશેષ દઢ છાપ પડે છે—માતાનાં વહાલસૂચક કાર્યોનાં અનેક શબ્દચિત્ર કવિએ અહિં ખડાં કર્યા છે; એથી આખો પ્રસંગ આપણી આંખ આગળ વિગત-સર પ્રત્યક્ષ થાય છે. અને કાવ્ય અત્યંત હૃદયદ્રાવક બને છે. દમયં-તીને રાજપાટ કે રાજવૈભવ છોડવાથી પડનાર શારીરિક સંકટનું દુઃખ કંઇ હિસાબમાં ન હતું. પણ આ રીતે બે લાડકવાયાં બાળકને ત્યજી જવાં પડે અને બાળકોનું ભવિષ્યમાં શું થશે એની વારંવાર

ચિંતા થયા કરે એ માનસિક દુઃખ તો દુઃખની પરમ અવધિ જ કહેવાય. આ વિચારતાં કાવ્યમાં કરુણરસની સીમા આવી જાય છે, આપણું હૃદય ગળી જાય છે, હલમલી ઉઠે છે; અને હૃદયની લાગણી ઉપર મનનો અંકુશ રહી શકતો નથી, અને આંખમાંથી આંસુ સરે છે.

**પ્રશ્ન. (૧૩). નળદમયંતીને પડેલાં દુઃખોનો ટૂંક અહેવાલ આપો.**

[ પ્રશ્ન દશના ઉત્તરની બીજી કંડિકાથી આ પ્રશ્નનો ઉત્તર શરુ થાય છે, તે જુઓ ]

**પ્રશ્ન (૧૪). મચ્છનો પ્રસંગ નળાખ્યાનમાં શો ભાગ ભજવે છે તે લખો.**

સાત દિવસે એક સરોવરમાં નળદમયંતીએ માછલાં જોયાં. તેમાંથી ત્રણ માછલાં પકડી લાવી નળે દમયંતીને આપ્યાં. દેવના વરદાનને પ્રતાપે 'સજીવન થયાં મચ્છ પળમાં' અને જોતજોતામાં ઉડીને જળમાં પડયાં, પાછાં ફરતાં નળે વીલી દમયંતીને જોઈ વહેમાવા માંડયું. રાજા માનશે નહિ એ બીકથી દમયંતીએ ગુનો કલુલ કરી દીધો. સ્વાર્થી દમયંતીને તિરસ્કારી નળ આગળ આગળ ચાલવા માંડયો. પહેરેલું લુગડું બગ-કળિ લઇ ઉડી ગયો એટલે લાચાર થઈ નળે દમયંતીનો આશ્રય લીધો; પણ રાતે એની કુબુદ્ધિ પાછી ફરી અને ઉંઘતી દમયંતીને ત્યજીને નળ આડે રસ્તે નાસી ગયો.

મત્સ્યભક્ષણનો પ્રસંગ આ પ્રમાણે દમયંતી ત્યાગનું સીધું કારણ બને છે. મૂળ મહાભારતમાં આ પ્રસંગ નથી તેમ જ બીજા સંસ્કૃત કાવ્યમાં નથી. પ્રેમાનંદની પહેલાં એક ગૂજરાતી કવિ નાકરે નળાખ્યાન રચ્યું હતું તેમાં આ પ્રસંગ પહેલો આવે છે. પણ નાકરે પ્રેમાનંદની માફક વિસ્તારથી વર્ણન કરેલું નથી. આ પ્રસંગમાં પ્રેમાનંદે રસ જમાવવાની અપૂર્વતા જોઇ. રાત્રે દમયંતીના પ્રેમથી ખેંચાતાં નળને વનમાં ભગાડી મૂકનાર કળિને કારણ જડયું. નળની ભ્રષ્ટ બુદ્ધિને દેવનું વરદાન સાંભર્યું નહિ. આ રીતે નળનો અધઃપાત વધારે

ભયંકર બને છે. તેમજ નળના અન્તઃકરણમાં રાત્રે જામેલું મનોયુદ્ધ બહુ તીવ્ર બને છે. અને 'અલ્પભ્રાંતે ત્યજી નારી ' એવું દમયંતીના મનમાં રખાવી કવિએ દમયંતીની નિર્દોષતા શ્રોતાઓ આગળ સ્પષ્ટ કરી છે.

**પ્રશ્ન (૧૫) ભ્રષ્ટ બુદ્ધિ હૃદયની લાગણીઓ ઉપર કેવી રીતે વિજય મેળવે છે એ દર્શાવવા દમયંતીત્યાગનું સવિસ્તર વર્ણન કરો.**

છુરિકારૂપધારી કલિએ નળદમયંતીએ પહેરેલા વસ્ત્રને ચીરી નાખ્યું. દમયંતીને છોડી નળ એકલો ચાલવા લાગ્યો. પોતાનું કામ સધાયું સમજી નળને મૂકી કળિ સહેજ ખસ્યો હશે, એટલે નળને સદ્‌બુદ્ધિ ફરી આવી; બીક અને વિરહને લીધે દમયંતીનું હૃદય ફાટી જશે, એ વિચારથી એ ખમચાયો. દેવવરનું સુખ અને પિયરસુખ એણે નળ ખાતર જતાં કર્યાં હતાં તે યાદ આવ્યું. ત્રૈલોકમોહિની દમયંતીની સુંદરતા નીરખતાં ક્ષણભર નળ કકળી ઉઠ્યો,–પણ એટલામાં કળિ પાછો આવ્યો; એણે માછલાંની વાત સંભારી આપી, એકલપેટી માનેલી દમયંતીને છોડી નળ ચાલવા લાગ્યો. પણ 'પ્રેમ તાણે દમયંતી ભણી.'–સાત વાર નળ ગયો અને સાત વાર પાછો આવ્યો, ગુણ અને સૌંદર્યના અસાધારણ સંયોગવાળી દમયંતી, 'સાધુ સુંદરી,' એનાથી ત્યજી જતી ન હતી.

આખરે કળિ પ્રબળ નીવડ્યો; અને નળના અંતરની પ્રેમની લાગણીઓ દબાઇ ગઇ. સાપ કાંચળી ઉતારે, એમ સ્હેજ દુઃખ લાવ્યા વિના દમયંતીને હૃદયથી ઉતારી નળે એકી શ્વાસે આડે રસ્તે દોટ મૂકી. અરુણોદય થયો ત્યારે રાજા દોડતો બંધ થયો. સૂર્યોદય થતાં પાછું દમયંતીના સંબંધી હૃદયને દુઃખ થવા લાગ્યું. બુદ્ધિભ્રષ્ટ હોય ત્યાંસુધી હૃદયને દબાઈ રહેવું પડે છે, અને ત્યારે પણ હૃદય અસાધારણ બંડ તો ઉઠાવે છે જ. વખત છે ને મારૂં મન ફરી જાય, એ વિચારે એકી શ્વાસે પ્રાતઃકાળ થતા સુધી નળે દોડ્યા કર્યું. દમયંતીને મૂકી નળ નાઠો તો ખરો, પણ જ્યાંસુધી કુદરતમાં અંધકાર હતો

ત્યાંસુધી જ તેના હૃદયમાં અંધકાર રહ્યો, સવાર થતાં દબાઇ ગએલી હૃદયની પ્રેમની લાગણીઓ પાછી જાગ્રત થઈ, અને 'વિવિધ વિલાપ' કરતો નળ આખું વન ભટકી વળ્યો.

**પ્રશ્ન (૧૬). 'વસ્તુની ખરી કિંમત એની ગેરહાજરીમાં જ થાય છે' આ કથન ઉપર નળનું દૃષ્ટાંત લઇ વિવેચન કરો.**

દમયંતીના અમૃતસ્રવીઆ કરમાં નળે આપેલાં માંછલાં ઉડી ગયાં. દમયંતીને રોતી જોઇ નળે કહ્યું. 'કહે રે પાપણી શકે મુજ પાખે, ભક્ષ કર્યાં તેં મીન.' આ ઉપરાંત બીજાં અનેક કટુ વચન નળે દમયંતીને સંભળાવ્યાં અને દમયંતીને પાછળ દોડતી મૂકી, તિરસ્કાર કરતો નળ આગળ ચાલી નીકળ્યો. નળ સાથે રહેવા દોડતી દમયંતીને કહે ;

'ખાધાં મચ્છ હશે ગત ધણી, તો હીંડે છે રે પાપણી.' નળે દમયંતીને પિયરનો રસ્તો બતાવી દીધો. દમયંતી એને ત્યજી ગઇ નહિ. રાત્રે પણ મચ્છની જ વાત રાજાના મનમાં ઘોળાયા કરી અને કળિનું બળ પ્રબળ થતાં પ્રેમબંધન તૂટી ગયું.

આ રીતે દમયંતી પ્રત્યક્ષ હતી ત્યારે તો નળને એની પુરી કિંમત સમજાઈ નહિ, અને એનો ફાવે તેવો તિરસ્કાર નળે કર્યો. પણ આખી રાત દોડી દૂર નીકળી ગયા પછી સવારમાં હૃદયદુઃખ પાછું ઉદય થયું. અને નળ આંખમા આંસુ ભરતો વિવિધ વિલાપ કરવા લાગ્યો:—વનમાં વૈદર્ભી બ્હીક અને વિરહને લીધે ફાટી મરશે અને કોકિલસ્વરી દમયંતી ફરી નહિ મળે. નળે ઘણી શોધ તો કરી પણ કળિએ પગરવટ ભૂંસી નાંખી તો પણ વડની ડાળ ઝાલી હૈયાફાટ રોતો રોતો ક્યાં સુધી ઉભો રહ્યો. મનમાં વિચાર કરવા લાગ્યો:— આટલાં બધાં રાની પશુઓ છે તેમના અવાજ સાંભળીને બિચારી મરી જશે. દેવને પણ વરી નહિ, એવી દમયંતી મહાકષ્ટે હું પામ્યો, હવે મારી આ સ્થિતિ જાણી સ્વયંવરમાં આવેલા સર્વ રાજાઓની ઝાંખનિ

સંતોષ મળશે. આ પ્રમાણે દમયંતી દૂર થયા પછી જ દમયંતીની ખરી કિંમત નળને સમજાઇ.

**પ્રશ્ન. (૧૭). નળાખ્યાનમાં ગુંથવામાં આવેલી એક ઉપકથાનું દૃષ્ટાંત આપો. અને એ ઉપકથા મૂળ કથાભાગ સાથે કેવી ગાઢ રીતે વણી દેવામાં આવી છે તેનું દિગ્દર્શન કાવો.**

નળાખ્યાન પોતે જ એક મોટી કથામાં ગૂંથાયેલું ઉપાખ્યાન છે, મહાભારતની કથામાં અર્જુનના વિયોગથી દુઃખી થયેલા યુધિષ્ઠિરનું દુઃખ દૂર કરવા બૃહદશ્વમુનિ દુ:ખી નળની કથા કહી સંભળાવે છે. એ નળની કથામાં કરકોટક નાગની કથા ચતુરાઇથી વણી દેવામાં આવી છે,

કરકોટક નાગે એક વખત વિમાનમાં બેસીને સ્વર્ગ ભણી જતા સપ્તર્ષિઓને જોયા. અજ્ઞાન કારકોટકે ફૂંફાડો માર્યો. અને બાળી ભસ્મ કરે એવી ઝેરની ધાર ઉડાડી. ક્રોધ પામી સપ્તર્ષિએ શાપ દીધો, " હે પાપી નાગ ! તેં અમને દઝાડયા, માટે તું પણ પૃથ્વી ઉપર મહા દાવાનળમાં અનંતકાળ લગી બળ્યા કરજે. " કરકોટકે મનમાં વિચાર્યું કે ઋષિનું વચન વૃથા જાય નહિ, પણ એ શાપનું નિવારણ એ ઋષિ બતાવી શકશે તેથી તેણે પોતાના પર દયા કરવા ઋષિને વિનંતી કરી. ઋષિઓએ સાત હજાર વર્ષ પછી પુણ્યશ્લોક નળ તને દાવાનળમાંથી બહાર કહાડશે એવી અવધ બાંધી.

' ઓ નળ, ઓ નળ, ' કરતાં કરતાં સાત હજાર વર્ષ વીત્યાં. વડની ડાળે વળગીને કપાળે હાથ દઇ રડતા નળે આ બોલ સાંભળ્યા. એ રડતી દમયંતીના બોલ સમજી, એ બાજુ પર દોડયો. અગ્નિદેવના વરદાનને પ્રતાપે કરકોટકને બહાર કાઢવા નળ દાવાનળમાં પેઠો; બહાર નીકળી કરકોટકે એનું ઉપર આપેલું વૃત્તાંત કહી સાંભળાવ્યું. આ રીતે કરકોટકનું વૃત્તાંત પાછળથી આપીને કવિએ શ્રોતાની જીજ્ઞાસાવૃતિનું પોષણ કર્યું છે. કાળક્રમે વાત ન કહેવી એ કથા કહેવાની એક યુકિત છે.

પછી કરકોટક નાગે પ્રત્યુપકાર દાખલ નળને કંઠે દંશ દીધો. નળની કંચનવર્ણી કાયા કાળી શાહી સમાન થઇ ગઇ. આનો હેતુ નળ તો પહેલાં સમજ્યો નહિ. પણ નાગદેવે પછીથી બતાવ્યું કે આ બાહુક વેશ તને ગુપ્તાવાસમાં મદદ કરશે. એ વેશે નળ ઋતુપર્ણને ત્યાં અયોધ્યામાં રહ્યો. બાહુક સ્વરૂપ આગળ ઉપર કથામાં ઘણું અગત્યનું છે. એ સ્વરૂપ આપનાર કરકોટકની કથા મૂળ વાર્તામાં સારી રીતે મળી જાય છે.

**પ્રશ્ન. (૧૮). કર્મના સિદ્ધાન્તનું કરકોટકની અને નળની કથામાં કેવી રીતે પ્રતિપાદન થાય છે તે બતાવો.**

કર્મનું ફળ અનિવાર્ય છે, જેવાં કર્મ કર્યાં હોય તેવાં ફળ ભોગવવાં જ પડે. સાત હજાર વર્ષ સુધી કરકોટક દાવાનળમાં બળ્યો એ કંઇ ખાલી શાપનું પરિણામ નથી. શાપ તો એક નિમિત્ત માત્ર છે. પ્રાણીના કર્મથી તેનું ભાવિ નક્કી થાય છે, સપ્તર્ષિઓનું ઉછાંછળા અજ્ઞાન નાગદેવે અપમાન કર્યું તેનાં ફળ એને ભોગવવાં પડયાં.

આખી નળની કથા પણ કર્મસિદ્ધાન્તનું પ્રતિપાદન કરવા રચાઇ છે. ગયા જન્મના કર્મને બળે ભિલ્લરાય નળ થઈને અવતર્યો. એનું ઋણ પુરું કરવા બ્રાહ્મણ હંસ થઈને જન્મ્યો, નળરાજાએ જંગલમાં હંસને પકડયો ત્યારે હંસપત્નીએ શાપ આપ્યો હતો.

" તારી સ્ત્રી એમ કરજો વિલાપ. "

એ અનુસાર નળદમયંતીનો વિયોગ થયો. આ શાપ સફળ કરવાને નળને દ્યુત રમવાનું સૂઝયું, કળિ તેટલા જ માટે પ્રબળ નીવડયો; આ રીતે કર્મનો સિદ્ધાન્ત અનિવાર્ય છે એ ભૂમિકા ઉપર નળાખ્યાનની કથા રચાઇ છે.

**પ્રશ્ન. (૧૯). તમે પોતે નળ હો એમ કલ્પીને નળની આત્મકથાનું ' અયોધ્યા ' પ્રકરણ લખો.**

પોતાની કથા કહી રહ્યા પછી કરકોટકે મને કંઠે દંશ દીધો. મારા આખા શરીરમાં ઝેરની જવાળા વ્યાપી ગઇ. મારી કંચનવર્ણી

કાયા કાળી શાહી સમાન થઈ ગઇ, શરીરનાં અવયવો બેડોળ, ઉંચાં નીચાં બની ગયાં, મોઢાનાં દાંત હોવા છતાં મારાં ડાચાં બેસી ગયાં હોય એમ દેખાયાં. હું કેડમાંથી બેવડો વળી ગયો અને મારી પીઠે મોટી ખુંધ નીકળી. કરકોટકે મને ત્રણ વસ્ત્ર આપ્યાં જે પહેરવાથી મારું મૂળ સ્વરૂપ પાછું આવે. એ પહેરી મેં પરીક્ષા કરી જોઇ. પછી નાગદેવે મને બાહુક નામ આપ્યું.

ત્યાંથી નીકળી હું અયોધ્યા આવ્યો, લોકો મને જોઈ મશ્કરીમાં કહેવા લાગ્યા; કે આ ભાઈના સૌંદર્યે તો હદ જ વાળી છે. હું જ્યાં જાઉં ત્યાં મારી પાછળ તાળીઓ પાડતા પાડતા છોકરા દોડવા લાગ્યા. લોક મારાથી બ્હીને આઘાપાછા નાસવા લાગ્યા, કોઈ કોઇ જગ્યાએ તો મને જોવા માણસોનું મોટું ટોળું જામ્યું, હું તો એક પણ અક્ષર બોલ્યા વિના સીધો ઋતુપર્ણના દરબાર આગળ જઇને ઉભો રહ્યો.

રાજદ્વારના પ્રતિહારીઓ મારાથી બ્હીને ખસી ગયા, આપણે તો ફાવ્યા: મારો રસ્તો મોકળો થયો. હું રાજાની સમક્ષ જઇ ઉભો રહ્યો. મને જોઇ રાજા ઋતુપર્ણ સુદ્ધાં આખી સભા ખડખડ હસી પડી. લોકો કહે બ્રહ્માએ આ રૂપ ક્યારે ઘડયું ! એની કાળાશ કાજળથી ને જાંબુથી ચઢી જાય છે; હસતાં હસતાં લોક કહેવા લાગ્યાં કે આ તો નળરાજાની જ નકલ લાગે છે ! એમને ખબર કયાંથી હોય કે હું જ પોતે નળ હતો ?

પછી મારે ને ઋતુપર્ણને સંવાદ થયો, રાજાએ મારું નામ અને કામ પૂછ્યાં. મેં કહ્યું કે એક દિવસના ચારસો કોસ કાપવાની અશ્વવિદ્યા હું જાણું છું. ઋતુપર્ણ કહે, તારા જેવા કુબડા રૂપવાળાને આ વિદ્યા આવડે એમાં કંઇ ભેદ લાગે છે. ઇન્દ્ર અને નળ સિવાય બીજું કોઇ એ જાણતું નથી. મેં જાણ્યું કે આપણે પકડાયા, પણ મને જવાબ સુઝી આવ્યો. મેં કહ્યું કે હું નળનો સેવક હતો. એક દિવસ નળ-રાજા મોટેથી પાઠ કરતા હતા તે હું સાંભળી ગયો. નળ-રાજા વનમાં ગયા એટલે એમના વિયોગથી સોરી સોરીને, મારું આવું કુબડું રૂપ થયું. અન્નવસ્ત્ર જ મને આપજો, હું તમારી સેવા

કરીશ, પણ મારાથી નીચ કામ નહિ થાય. અને મને કોઇએ સેવક ન કહેવો. હું તમને નમીશ પણ નહિં. મારું ખાવાનું હું મારે હાથે બનાવીશ. જો ખપ હોય તો મને રાખો.

મેં આવી આકરી શરતો મૂકી, તોપણ રાજાએ કબુલ કરી. એણે કહ્યું કે ગમે તેમ હો, પણ તારા જેવા વિદ્વાવાનને જવા કેમ દેવાય ? રાજાએ મને હયદાસપતિનો અધિકાર આપ્યો. હયશાળાના બધા સેવકો મને નમસ્કાર કરતા. ગમે એમ તોય દાસત્વ તો ખરૂં. આખો દિવસ હયશાળામાં રહેવું પડે અને વિશેષમાં દમયંતીના વિયોગની વેદના તો હતી જ. હું રોજ એક શ્લોક ભણી ચક્રવાકનું દુઃખ સંભારી મારી જાતને ધીરજ આપતો. આ શ્લોક સાંભળી બધા પાડોશી વિસ્મય પામતા અને મારી મશ્કરી કરતા કે આ બાહુકને તે એવી કેવી સ્ત્રી મળી હશે ? એને તે વળી વિજોગ કેવો ? વિયોગ થયો તો ઉલટું સારું થયું કે એ બાપડી આ ભૂતથી છૂટી. એવું લોક કહે એ સ્વાભાવિક હતું. એમને ખબર નહોતી કે હું ત્રૈલોકમોહિની દમયંતીના વિરહ દુઃખથી પીડાતો હતો. દમયંતીના સમાચાર કોક દિવસ આવશે એ આશામાં હું મારા દિવસ અયોધ્યામાં કાઢતો હતો.

## પ્રશ્ન (૨૦) નળદમયંતીના વિયોગ પછી થએલી બન્નેની સ્થિતિની સરખામણી કરો.

વસુધાવશ વૈદર્ભીને ઉંઘતી છોડીને નળ આખી રાત દોડતો દોડતો દુર નીકળી ગયો. સવાર થતાં ફરીથી હ્રદયમાં દુઃખ ઉદય થયું. આંખમાં આંસુ ભરી નળ વિવિધ વિલાપ કરવા લાગ્યો, થાકથી ગાત્ર શિથિલ થઇ ગયાં હતાં, તેને વળી વળીને ભોંય પછાડવા લાગ્યો. દમયંતીને સાદ કરતો કરતો આખા વનમાં ફર્યો, દમયંતી હાં આવે, હાં આવે, એમ રડતાં રડતાં વાટ જોયાં કરી, પણ કળિએ પગલાં ભૂંસી વાળેલાં એટલે દમયંતીને આવવાનો રસ્તો રહ્યો જ નહોતો. છેવટે વડની ડાળ ઝાલી, કપાળે હાથ દઇ નળે હૈયાફાટ રોવા માંડયું.

જ્યારે નળ રાતમાં એકી શ્વાસે જંગલમાં દોડતો હતો ત્યારે એક અઘોર સ્વપ્નમાંથી દમયંતી ચમકીને જાગી. એને સ્વપ્નું આવ્યું હતું; નળનાથ મને મુકીને જાય છે. પતિનો હાથ પકડવા જાગી ઉઠી. નળ મશ્કરી કરતો હશે એમ સમજી સ્ત્રીસ્વભાવ પ્રમાણે સમ દઇ દઇને નળને સાદ કરવા લાગી. (નળ પણ દમયંતીને સાદ કરતો હતો.) આખી અંધારી રાત વલવલાટ કરતી દમયંતી વનમાં રખડી, શરીરનું ભાન રહ્યું નહિ, કોમળ પગમાં કાંટા ભોંકાયા, આંખો સુજી આવી, આખે અંગે ઉઝરડા પડયા. એની અવસ્થા બેભાન થઇ, વાઘ વરૂ આદિ ભયંકર વનચરોની બૂમો સાંભળીને બેશુદ્ધ દમયંતીને બ્હીક પણ લાગતી નહોતી.

આમ બેભાન અવસ્થામાં ભટકતાં ત્રણ દિવસ વીતી ગયા. વાઘ ચીતરા જેવા પ્રાણીને વહાલ ધરીને નૈષધનાથની ખબર પૂછવા લાગી. સિંહ આદિ સર્વ પ્રાણીઓ ઘેલી રોતી રખડતી દમયંતીનું બિહામણું રૂપ જોઇને એને કોઇ વિકરાળ વનદેવી સમજવા લાગ્યાં. એટલે સૌ નાસી જતા ને દમયંતીને કાંઇ ઉત્તર મળતો નહિ. ઉંચાં ઝાડને નળની ભાળ કહાડવા વિનવવા લાગી. પણ ઝાડ શેનાં ઉત્તર આપે?

'પુણ્યશ્લોકે જ્યારે પરહરી ત્યારે શત્રુ થયા સર્વ કોઇ રે'

આમ અંતિમ નિરાશાની સ્થિતિએ દમયંતી પહોંચી.

આ રીતે નળની સ્થિતિ કરતાં દમયંતીની સ્થિતિ અત્યંત હૃદયદ્રાવક અને રૂવાં ઉભાં કરે એવી છે. નિરાશા થઇ ઝાડની ડાળ ઝાલી કપાળે હાથ દઇ નળ ઉભો રહે એ નિરાશા ક્યાં અને અખંડ ઉજાગરા કરી, ખાધાપીધા વિના દિવસના દિવસ સુધી બેભાન અવસ્થામાં રખડનાર દમયંતીની નિરાશા ક્યાં? સિંહ વાઘ અને વરૂને પૂછવા જાય, તે પુરૂં સાંભળતા પહેલાં બ્હીને નાસી જાય. વનવૃક્ષોની ભારે ખુશામત કરે, નમ્ર થઈ પુછે તોય ઝાડ ઉત્તર આપે નહિ એ દમયંતીની નિરાશા ક્યાં? ઝાડની ડાળી ઝાલી, નીચું જોઇ

બેસી રહેનાર નળની સ્થિતિ એના આગળ કાંઇ હિસાબમાં નથી. ક્યાં એ વિના અપરાધે ત્યજાએલી, પુષ્પથી પણ કોમળહૃદયા રાણીની સ્થિતિ અને ક્યાં એ પોતાની ભ્રષ્ટ બુદ્ધિથી દૃઢ નિશ્ચય કરી "પર તનયાની સગાઇ" છોડી દેનાર વજ્ર હૃદય નળની સ્થિતિ?

બન્નેના માર્ગ ભિન્ન થઈ ગયા. એક એકથી અળગાં બન્ને જણ જંગલમાં રખડે છે. નળને કરકોટક નાગનો ભેટો થાય છે. તેને તે અગ્નિમાંથી બહાર કહાડી શાતા પમાડી નળ ઉપકાર કરે છે, ત્યાંથી એની સ્થિતિ કંઇક વળે છે. જ્યારે બીજી બાજુ કોમલાંગી દમયંતી પતિની શોધમાં જંગલમાં રખડતી અજગરના મુખમાં આવી પડે છે. નળે રખડતી મૂકયા પછી જ વિશેષ દુઃખ દમયંતીને પડે છે. વ્યાધનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. નિરુપાયે વ્યાધને શાપ આપી બાળીને ભસ્મ કરવો પડે છે. ત્યાંથી વેપારીવૃંદમાં આવે છે. ત્યાં પણ તેને માર પડે છે. માસીને ત્યાં ચોરીનું આળ આવે છે. આમ એક પછી એક દુઃખ પરંપરા–દુઃખનાં ઝાડ દમયંતીને માથે ઉગે છે. આ પ્રમાણે દમયંતીને દુઃખના ડુંગર ઓળંગવા પડે છે, ત્યારે નળ રાજા તો બાહુક રૂપ લઇ સ્હેલાઇથી ઋતુપર્ણને ત્યાં રહે છે. આમ બન્નેની સ્થિતિમાં ઘણો ફેર છે.

**પ્રશ્ન. (૨૧) દમયંતીવ્યાધપ્રસંગ ઉપર ટૂંક નોંધ લખો.**

અજગરના મુખમાંથી પારધિપતિએ દમયંતીને છોડાવી. વ્યાધે અજગરને મારી નાખ્યો ને સાથે દમયંતીને લઇ ચાલ્યો. આ પ્રસંગ દરમિયાન દમયંતીના વર્તનમાં ક્રમશઃ થયેલો ફેરફાર નોંધવા જેવો છે.–જગ જીતીને આવતો હોય એમ હીંડતા પારધીની પાછળ વૈદર્ભી **બીતી બીતી** જાય છે. એનું અજગર ભક્ષણ જોઇ **વિસ્મય** પામે છે. એ વિસ્મયના ઉદ્ગાર કહાડયા એટલે વ્યાધે જાણ્યું કે હવે એ મારા ઉપર પ્રેમકટાક્ષ માંડશે. તેથી દમયંતીને બધી હકીકત પુછી પટરાણી કરવાની વાત કહી. એમ કહી પારધી સ્પર્શ કરવા આવ્યો ત્યારે દમયંતી **થરથર કાંપવા** લાગી. છતાં હિંમતથી તેણે કહ્યું,

"ખબરદાર, મારા તરફ એક ડગલું ભર્યું તો તારી ઉપર આખું આકાશ તૂટી પડશે. હું ભીમકરાયની દિકરી અને નળરાજાની નારી દમયંતી છું." પારધી તો ઉલટો વધારે પાસે ધસી આવ્યો એટલે અબળાએ **ક્રોધ કરી** એકવાર મૂરખ વ્યાધને **ચેતાવ્યો.** પણ પારધીએ તો પોતાનું ગ્રામ્ય ભાષણ આગળ ચલાવ્યું અને નળની નિંદા કહી સંભળાવી. હજી દમયંતીના દિલમાં કંઈક દયા હતી. પણ પારધીએ હઠ છોડી નહિ; અને બળાત્કારે આલિંગન કરવા દોડયો: ત્યારે **ક્રોધે** ભરાઇ દમયંતીએ **શાપ આપ્યો.** વ્યાધ ક્ષમા માગતાં તો બળીને ભસ્મ થઇ ગયો. શાપ આપીને તરત જ ઉપકારીને શાપ દેવા માટે દમયંતી **પશ્ચાત્તાપ** કરવા લાગી. અને લોકલાજની બ્હીકથી તથા સ્વામિવિરહથી **આપઘાત** કરવા **તૈયાર થઈ.** ત્યારે પણ નળની દાસી થઈ અવતરવાની જ એક ઝંખના એને હતી.

આ પ્રમાણે દમયંતી પ્રત્યેનું વ્યાધનું વર્તન સામાન્ય રીતે ગ્રામ્ય લાગે છે અને તે જંગલવાસી વ્યાધને ઘટતું છે. પણ દમયંતી ધીરે ધીરે બ્હીક ત્યજીને પ્રસંગને શોભતી હિંમત દાખવે છે. ઉપકારીને ક્રોધમાં શાપ દેવાઇ ગયા પછી દમયંતીને પશ્ચાત્તાપ થાય છે, એ એના હૃદયની કોમલતા અને ગુણજ્ઞતા બતાવે છે. પણ લોકલાજથી દમયંતીને આપઘાતનો વિચાર કરવો પડે એ સમાજની ક્રૂરતા પ્રત્યે તિરસ્કાર ઉપજે છે.

**પ્રશ્ન. (૨૨). કળિ કયા કયા પ્રસંગે દેખાય છે અને શું શું કાર્ય સાધે છે તે વર્ણવો.**

[ જુઓ પ્રશ્ન દશમાનો ઉત્તર. ]

**પ્રશ્ન. (૨૩). 'छिद्रेषु अनर्था बहुलीभवन्ति' આ કથનનું સત્ય દમયંતીનું દૃષ્ટાંત લઈ પુરવાર કરો.**

દમયંતી એક દુ:ખમાંથી પુરી છૂટે તે પહેલાં તેને માથે બીજું દુ:ખ આવી પડે છે. મત્સ્યભક્ષણના પ્રસંગથી કુપિત થયેલા નળે પોતાની પાછળ દોડાવી દોડાવીને દમયંતીને થકવી નાખી. રાત્રે

પૃથ્વીને ખોળે સૂતેલી દમયંતીને એકલી મૂકીને નળ ચાલ્યો ગયો. અર્ધ રાત્રે સ્વપ્નમાંથી ઝબકીને જાગી. નળ નળ કરતી જંગલમાં દિવસના દિવસ સુધી ભટકી. એનાથી બ્હીને સિંહ અને વાઘ પણ નાસી જતા. વૃક્ષ પણ એના પર નિર્દય થયાં. બેભાન અવસ્થાના આ અખંડ ભૂખે પેટે કરેલા અખંડ ઉજાગરા જાણે પૂરતા ન હોય તેમ અજગરના મોંમાં દમયંતી જઈ પડી. અજગર પાસેથી છૂટી તે તો વ્યાધના પંજામાં ફસાવા પૂરતી જ. પછી વેપારી મળ્યા તેમને સુખનું સાધન સમજી દમયંતીએ તેમનો આશ્રય લીધો. પણ જોશી કળિયુગે વેપારીઓને ઉંધું સમજાવી દમયંતીને કૃત્યા–ડાકણ ઠરાવી. માર ખાઈ ખાઈ દમયંતી બિચારી અધમૂઇ થઇ ગઇ. છેવટે એક નગર આવ્યું. એ નગરમાં ભાનુમતી માસી રાજ કરતી હતી. સુખની આશાએ ભાનુમતીના કહેવાથી ત્યાં રહી. અને નળના સમાચાર મળવાની આશામાં દિવસ વીતાવ્યા કરતી; ત્યાં તો હારની ચોરીનો આરોપ આવ્યો. આ રીતે દમયંતીના દુઃખની પરંપરા લંબાઇ. ખરેખર દુઃખીને જ વધારે ને વધારે દુઃખ આવી પડે છે. **छिद्रेषु अनर्था बहुलीभवन्ति ।**

**પ્રશ્ન. (૨૪). કરકોટકની કથાનો સાર આપો. નળાખ્યાનમાં એ કથા કેવી રીતે ઉપયોગી થાય છે?**

[ પ્રશ્ન ૧૭ ના ઉત્તરની બીજી કંડિકાથી આનો ઉત્તર શરુ થાય છે, તે જુઓ. ]

**પ્રશ્ન. (૨૫). "માસીને ઘેર દમયંતી" એ નામનું દમયંતીની જીવનકથાનું એક પ્રકરણ લખો.**

વણજારાનો માર ખાઇ રાજમાર્ગે રડતી રડતી દમયંતી આગળ ચાલવા લાગી. રસ્તાની રેત બધી તપી ગઈ હતી. એના પગ દાઝતા હતા. ચાલતાં ચાલતાં એક નગર આવ્યું એ જોઇ અબળા દમયંતી ઉલ્લાસ પામી. ત્યાં એની માસી ભાનુમતી રાજ્ય કરતી હતી.

પોતાના દુઃખીઆરા વેશમાં દમયંતીએ નગરમાં પ્રવેશ કર્યો: એને ગાંડી સમજી સૌ કોઈ હસવા લાગ્યા. તાળીઓ પાડતાં પાડતાં છોકરાં એની પૂઠે પડયાં. અને પુષ્કળ ધૂળ ઉડાડવા લાગ્યાં. પણ શરીર ઢાંકવાને એની પાસે કાંઇ હતું નહિ. વીલી વૈદર્ભી કાંકરાનો માર ખાતી ખાતી, શેરી ચૌટે ફરતી ફરતી રાજગૃહ આગળ આવી પહોંચી. તેના છજામાં રાજમાતા ભાનુમતી બેઠી હતી. તેણે એ દુઃખીઆરણને જોઇ બોલાવી. ભાનુમતીને ઓળખાણ પડયું નહિ. પણ દમયંતીએ તરત માસીને ઓળખી લીધી.

ત્યારબાદ બે વચ્ચે વાતચીત થઈ, અને વાતચીતને પરિણામે ભાનુમતીએ એ દુઃખીઆરી સ્ત્રીને પોતાની દીકરી ઇંદુમતી સાથે રહેવા કહ્યું. 'હું નીચ કામ નહિ કરૂં, રોજ એક વિપ્રને અન્નદાન આપીશ, અને હવિષ્યાન્ન ખાઇને રહીશ.' એવી દમયંતીએ શરત કરી અને સતી નામ ધારણ કરીને ત્યાં રહી. રોજ પરદેશવાસી વિપ્રને દમયંતી બોલાવતી તથા રસ્તે જતા ટહેલીઆને બોલાવી નળના સમાચાર મેળવવા પ્રયત્ન કરતી.

આમ ઘણા દિવસ ગયા એટલે દમયંતીના મનમાં નળ માટે દ્વેષ ઉત્પન્ન કરવા કળિએ એક બીજી વિપત્તિ દમયંતીને માથે નાખી. ઈન્દુમતી એક વાર ન્હાવા બેઠી હતી. એણે પોતાનો મોતીનો હાર દમયંતીને મુકવા આપ્યો. તે તેણે પાસેના ટોલ્લા ઉપર મૂકયો. કળિ ટોલ્લામાં પેસી તે હારને ગળી ગયો. હારની ચોરી દમયંતીને માથે આવી. અને ઇંદુમતી તથા ભાનુમતી બન્નેએ તેને ખૂબ સતાવી. દમયંતીએ નિરુપાય થઈ નિર્બળના બળરામની પ્રાર્થના કરી અને છેલ્લો ઉપાય અજમાવ્યો.

"બાઈ હાર તમારો જડજો, લેનારો ફાટી પડજો."

તરત જ ટોલ્લામાંથી કળિયુગ નાઠો અને ટોલ્લામાંથી હાર ઉછળી બહાર આવ્યો. સતીને દુઃખ આપ્યા બદલ સૌ દિલગીર થયાં. અને પહેલાંની માફક સતી માસીના ઘરમાં સુખચેનથી રહેલા લાગી.

એમ કેટલાક દિવસ વહી ગયા. એકવાર ભાનુમતીને ત્યાં વ્રતની પૂર્ણાહુતી હતી તે નિમિત્તે અસંખ્ય માણુસ ભેળાં થયાં હતાં. સર્વ નવા નવા પંથીઓને દમયંતી ધારી ધારીને નીરખતી હતી. એમાં એક દુઃખી દરિદ્રી સરખો ઘેલો બ્રાહ્મણ સર્વને ઠેસ મારતો આગળ આવ્યો. અને

" એવે સુદેવ અને દમયંતીની મળી દષ્ટોદષ્ટ "

વેપારીઓએ ભીમકરાજાને ત્યાં આપેલી બાતમી ઉપરથી રાજાએ બધી બાજુ તપાસ કરાવવા માંડી હતી. તેથી સુદેવને પણ જીર્ણ બેરાગીના વેશમાં તપાસ કરવા મોકલ્યો. યજ્ઞમાં માણુસનો ભારે મેળાવો હશે એમ જાણી એ અહીં આવી ચઢયો હતો. ઉપર કહ્યા પ્રમાણે સુદેવ દમયંતીની આંખ મળતાં દમયંતી મૂર્છા પામી. મૂર્છામાંથી ઉઠયા પછી સુદેવે દમયંતીની જોડે વાત કરી સઘળી હકીકત જાણી લીધી. જો કે દમયંતીએ ભાનુમતીને માથે કશો દોષ મુકયો નહોતો તો પણ સુદેવે માસી ભાનુમતીને ઘણો ઠપકો આપ્યો. રાજકુંવર સુબાહુ અને કુંવરી ઇન્દુમતી ઘણું લજવાઈ ગયાં. પછી સુદેવ દમયંતીને વિદર્ભ દેશ લઈ ચાલ્યો.

**પ્રશ્ન (૨૬). સતી દમયંતીનું સત દર્શાવનારા પ્રસંગોનું ટૂંકમાં વર્ણન કરો, અને શાપ વિષે ટૂંક નોંધ લખો.**

સતી દમયંતીના સતનું દર્શન કરાવનારા બે પ્રસંગ છેઃ (૧) દમયંતીવ્યાધ પ્રસંગ (૨) હાર પ્રસંગ. આ બે પ્રસંગોમાં કેવા સંજોગોમાં, કેવી રીતે દમયંતી શાપ દે છે એ નોંધવા જેવું છે. પ્રેમકટાક્ષ પોતાના ઉપર માંડવાની વાત વ્યાધે દમયંતીને કરી. ત્યારે અબળા દમયંતી થરથર કાંપતી હતી. વનચર વ્યાધની નિર્લજ્જતા વધવા માંડી. દમયંતીની મનોદશાએ બ્હીકમાંથી પલટાઈ ક્રોધનું રૂપ લીધું.

'ક્રોધે સતીએ સંભાર્યું સત્ય, રોઈ સમર્યા કમળાપત્ય.'

ધ્રુવ, પ્રહ્લાદ વગેરે ભક્તોને સંકટ સમયે જેવી રીતે મદદ કરી હતી તેવી રીતે પોતાને મદદ કરવા પ્રાર્થના કરી. હવે એક વિઠ્ઠલજીનો જ આધાર રહ્યો હતો; એટલે જો

'આપતકાળ રહી હોઉં સતે, નળ સમરી રહી હોઉં શુભ મતે.'
તો મારા સતના બળથી શાપ દઉં છું કે આ વ્યાધ બળીને ભસ્મ થઈ જજો. એ શાપનું તત્કાળ ફળ આવ્યું. પોતાના ઉપર ઉપકાર કરનારને શાપ દીધો તેથી હવે દમયંતીને પરિતાપ થયો. સતશીલથી મનુષ્યમાં કટોકટીના પ્રસંગે કેવી હિંમત આવે છે તે આથી જણાય છે.

આવી જ રીતે સત દર્શાવવાનો બીજો પ્રસંગ માસીના ઘરમાં પ્રાપ્ત થયો. હારથી ચોરીનું આળ ઇંદુમતીએ દમયંતીને શિર ચઢાવ્યું અને જેમ વ્યાધને

'મા ભરીશ ઓરું ડગ, તુજ પર તુટી પડશે ખગ.'
એમ કહી ચેતાવ્યો હતો તેમ અહીં પણ દમયંતીએ કહ્યું,

'બાઈ, બ્હેન, મા ચઢાવો આળ, પૃથ્વી જાશે રસાતાળ.'
લાંબા સંવાદ પછી પણ એને ચોરટી ઠરાવવામાં આવી અને રાજમાતા ભાનુમતીએ એના ઉપર રીસ કરી એટલે દમયંતીએ જગદીશનું સ્મરણ કર્યું. પોતાના પૂર્વકર્મને દોષ દીધો. દમયંતીએ ભકતોને પ્રભુએ કરેલી સહાય સંભારી.

'હરિ મેં રાખ્યું હોય સત, જો વહાલા હોય નળપત'
તો મારા કોટિ અવગુણ વિસારીને મારે વહારે ચઢો, નહિ તો હું પ્રાણ તજીશ. એટલે 'અન્તર્યામીએ બુદ્ધ દીધી. સતીએ આંખડી રાતી કીધી.' હારની ફરી શોધ કરવાનું કહી દમયંતીએ વિષ્ણુ, સૂર્ય અને વાયુને સાક્ષી રાખી પોતાના સતને બળે શાપ આપ્યો,

'બાઇ હાર તમારો જડજો, લેનારો ફાટી પડજો.'
તરત જ ટોલ્લામાંથી કળિયુગ નાઠો અને હાર બહાર પડયો. તુષ્ટમાન થઇ વિશ્વાધારે અંતરિક્ષથી મોતીનો વરસાદ વરસાવી સતીને વધાવી.

દમયંતીને શારીરિક કષ્ટના અનેક પ્રસંગો આવ્યા હતા, પણ તેણે કદી શાપ દીધો નથી. દાખલા તરીકે વહેપારીઓને એણે શાપ દીધો નથી; પણ આ બન્ને પ્રસંગોમાં પોતાના સતનું અને સતી તરીકેના શુભ નામનું રક્ષણ કરવાનું દમયંતીને શિર આવી પડે છે.

સચ્ચારિત્ર્યવાળા મનુષ્યને આવા આપત્કાલમાં સ્મરણ કરતાં પ્રભુ અલૌકિક મદદ કરે છે.

**પ્રશ્ન (૨૭) દમયંતી અને વણજારાના પ્રસંગનું પ્રયોજન ટૂંકમાં લખો.**

વ્યાધ પાસેથી છૂટેલી દમયંતી ભર જંગલમાં રખડતી હતી. તેને માસીના નગર નજીક વસ્તીમાં પહોંચાડવા કોઇ નિમિત્તની જરૂર હતી. એટલે જંગલમાં એને વેપારીઓનો પ્રસંગ થાય છે. અને આ રીતે કથા–ભાગ આગળ ચાલે છે. દમયંતીના ઊપર એક વધુ આફત ગુજારવા કલિને સાધન જડે છે. એટલે સાથે દમયંતીની દયામણી દશાથી ઉપજતી આપણા હૃદયની લાગણીઓ વિશેષ તીવ્ર બનાવવાનું સાધન મળે છે. પ્રાચીન સમયની મુસાફરીના સંજોગો તથા તે સમયના લોકોના વહેમનો વિચાર કરતાં આ પ્રસંગ સ્વાભાવિક જણાય છે; એટલે સ્વાભાવિક રીતે કથા–ભાગ આગળ વધારી ' વ્યાધપ્રસંગ ' અને ' માસીને ત્યાં દમયંતી ' એ બે કથાભાગને સાંકળી દેવામાં આ પ્રસંગ કામ લાગે છે. વળી એ જ વેપારીઓ ભીમકના નગરમાં જઇને દમયંતી જીવતી છે એવી ભાળ આપવાનું સાધન થઇ પડે છે. ત્યાર પછી સુદેવને દમયંતીની શોધમાં મોકલવામાં આવે છે અને

પગે અટણ રસનાએ રટણ મુખે દમયંતીનું નામ,
એમ કરતાં સુદેવ આવ્યો રાજમાતાને ગામ.

**પ્રશ્ન (૨૮) નળના ચારિત્ર્ય વિશે નોંધ લખો**

અથવા

**નળના જીવનના પ્રસંગો આપી તેના ગુણદોષ બતાવો.**

આપણા કાવ્યભાગમાં સ્વયંવર મંડપમાં નળ પહેલો દેખા દે છે. નળ અત્યંત સ્વરૂપવાન હતો. એને જોતાં વેંત જ સર્વ રાજાઓ ઝાંખા પડયા એવો તે પ્રભાવશાળી હતો. નળ રાજાના મનમાં દમયંતી વિશે ભારે લગની લાગી હતી છતાં દેવોને પણ પોતાનું રૂપ ધારણ કરવા દઈ એણે પોતાની નિઃસ્વાર્થ દેવપૂજા બતાવી છે. રાજા

તરીકે નળ બહુ સત્યવાદી હતો. દમયંતી પ્રત્યે પ્રેમ વધ્યો તો પણ 'સાચવે બેઉ સત્ય ને નેમ' પુષ્કર એના દરબારમાં આવ્યો ત્યારે એણે નિષ્કિંચન જોગી પુષ્કરને આદરમાન આપ્યું અને કહ્યું,

'આ ધરરાજ તમારૂં વીરા, રાજની રીતિ માંડો રે'

આ રીતે નળ ઉદાર હતો. તે દ્યૂત એ અનર્થનું મૂળ છે એમ સમજતો હતો. છતાં ભાઇની ખાતર કે કલિ અથવા ભાવિના સંયોગે દ્યૂત રમવા બેઠો. નળરાજા સર્વ ત્યજીને એક જ વસ્ત્ર રાખી વન જવા તૈયાર થયા. પોતાના દુઃખથી દમયંતીને દુઃખી કરવાની ઇચ્છા જરાય નહોતી. છતાં જેમ રામે સીતાને સાથે લીધી તેમ નળે દમયંતીને લીધી.

જંગલનું દુઃખ સાથે ભોગવવામાં એને આનંદ હતો. પણ નળની ભ્રષ્ટ બુદ્ધિએ થોડા જ વખતમાં પોત પ્રકાશ્યું. મત્સ્યભક્ષણના કારણે એણે દમયંતી જોડે ભારે ક્લેશ કર્યો. વળી નળે એક દ્યૂત રમવાનો અનર્થ કર્યો હતો, તેના પરિણામ રૂપે બગ પકડવા નગ્ન દેહે વનમાં નાસવાની વૃત્તિ થઇ.

નળની બુદ્ધિ ભ્રષ્ટ થઇ હતી છતાં એની લાગણીઓ દુષિત થઈ નહોતી. તે દમયંતીને છોડતાં પહેલાં એને થયેલા હૃદયમંથનથી જણાય છે. દમયંતીને માટે એ વિવિધ વિલાપ કરે છે. વળી સામાન્ય માણસની માફક એમ ચિંતા કરે છે, કે દમયંતી ને મારે વિયોગ થયો એ સાંભળી સ્વયંવરમાં આવેલા રાજકુમારો રાજી થશે. કર્કોટક નાગને એણે મદદ કરી તે રાજાના હૃદયની ઉદારતા બતાવે છે. ઋતુપર્ણ રાજાને ત્યાં નોકરી રહેતાં જે શરતો કરે છે તેથી એનું સ્વાભિમાન પ્રગટ થાય છે. બાહુકરૂપે નળ નિત્ય દમયંતીનું રટણ કર્યા કરતો હતો. દમયંતી પ્રત્યે નળને અખંડ પ્રેમ હતો.

આ પછી આપણા કાવ્યભાગમાં નળ દેખાતો નથી. દ્યૂત અને મત્સ્યભક્ષણના પ્રસંગો બાદ કરતાં નળ એક આદર્શ મનુષ્ય હતો; પતિ તરીકે, રાજા તરીકે, ભાઈ તરીકે, તેમ જ એક મનુષ્ય

તરીકે જોઈતા સર્વ સદ્‌ગુણોનો સંગ્રહ નળમાં થયો હતો. એ નિઃસ્વાર્થી, ઉદાર અને પરદુઃખભંજન હતો. સત્યવાદી અને વ્રતનિયમને પાળનાર હતો. ભાગ્યવશાત્ એક વાર એણે સ્વપત્નીને તિરસ્કારી કાઢી હતી અને તેનો ત્યાગ કર્યો હતો. પણ એના હૃદયમાં દમયંતી માટે શુદ્ધ પ્રેમ વસતો હતો.*

## પ્રશ્ન (૨૯) દમયંતીના ચારિત્ર્ય વિષે નોંધ લખો

અથવા

## દમયંતીના જીવનના પ્રસંગો આપી તેના ગુણ દોષ બતાવો

દમયંતી પ્રથમ પ્રવેશ કરે છે તે પહેલાં આપણા કાવ્યભાગમાં આપણા મનમાં પૂરતી જીજ્ઞાસા ઉત્પન્ન કરે છે. મંડપ ભરાઇ ગયો, નળ આવી ગયો, પણ દમયંતી બાકી છે. પૂરા રાજઠાઠમાં એકાસનમાં બેસી સૌંદર્યની દેવી દમયંતી પ્રવેશ કરે છે. એને પણ નળને માટે તાલાવેલી લાગી છે. પાંચ નળ જોઇને સામાન્ય સ્ત્રીની માફક એ ગભરાઇ જાય છે અને પિતાની મદદ માગે છે. તેમાં કંઇ ન વળવાથી છેવટે પ્રાર્થના કરી આંસુ પણ સારે છે.

દમયંતીને નળ ઉપર ઘણો પ્રેમ છે. એ જ પ્રમાણે માતા તરીકે પોતાના બાળક ઉપર એને ઘણો પ્રેમ છે. પોતાની ફરજ સમજી પાત સાથે વનમાં જવા દમયંતી તૈયાર થાય છે, માટે એને બાળક પ્રત્યે પ્રેમ નથી એવું ધારવાનું નથી. દમયંતીનું વાત્સલ્ય એક ટૂંકા કડવામાં ચીતરીને કવિએ અમર બનાવ્યું છે.

રાણી દમયંતી જંગલમાં રાણી જેવી લાગતી નથી. એના કર અમૃતસ્ત્રવીઆ ખરા—એનામાં દૈવીશક્તિ ખરી, પણ પતિ આગળ તે એક અબળા જ છે. તે જમાનાના વિચારો પ્રમાણે સઘળાં અપમાન દમયંતી ગળી જાય, એ તેને શોભતું છે. પતિએ ગમે તેટલો

---

* દમયંતીને કદી જોએલી પણ ન હતી. છતાં નળ એને જ ઝંખવા લાગ્યો. એ હકીકત હાલના જમાનામાં હાસ્ય ઉપજાવે એવી છે, આ ભાગ કાવ્યની શરૂઆતમાં આવે છે. એટલે જ આ નોંધમાં એનો ઉલ્લેખ કર્યો છે.

તિરસ્કાર કર્યો છતાં, દમયંતી જરૂર પડે તરત જ પોતાના વસ્ત્રનો બીજો છેડો નળને પહેરવા આપે છે. વળી દમયંતીના પ્રેમાળ હૃદયનો પુરતો પુરાવો નળના હૃદયમંથનમાંથી મળે છે.

પોતાના શીલ વિષે દમયંતી બહુ કાળજી રાખે છે. ભાનવાળી અવસ્થામાં વનમાં રખડતી વેળા દમયંતી કહે છે,

'પ્રભુજી અંગ અવેવ મારાં, તારા જોઈ રહ્યા.'

બેભાન અવસ્થામાં પણ દમયંતીને તો નળનું જ ધ્યાન છે. વ્યાધની હાજરીમાં દમયંતીની ભારે કસોટી થાય છે; ત્યારે અબળા દમયંતી પોતાનું સત સંભાળે છે; પણ દમયંતી નગુણી નથી. વ્યાધે અજગરના મુખમાંથી છોડાવી ઉપકાર કર્યો હતો એટલે તેને શાપ આપ્યા પછી દમયંતીને ઘણો પરિતાપ થાય છે.

દમયંતીને નળનો બીલકુલ વાંક વસતો નથી. જોગીરૂપ ધારણ કરી કળિયુગ કહે છે કે નળ જીવતો છે અને બીજી નારી શોધે છે, ત્યારે બીજી નારી શોધવા માટે દમયંતી નળ ઉપર ગુસ્સો કરતી નથી પણ 'મારા પ્રભુને છે કલ્યાણ' એમ જાણી હરખ પામે છે. નળની માફક દમયંતીને પણ આ સ્થિતિ જાણીને શત્રુ રાજી થશે એ વાત સાલે છે. દમયંતી રાણી ખરી, પણ પહેલી સ્ત્રી અને પછી રાણી.

મુંગે મોંયે નિરાધાર દમયંતીને વેપારીનો માર ખાવો પડયો, એ વાત કમકમાં ઉપજાવે તેવી છે, આમાં દમયંતીની સહનશક્તિ કહેવાય તો ભલે, પણ હાલનો જમાનો આ સહનશક્તિનાં વખાણ કરે કે કેમ એ શંકાસ્પદ છે.

છેલ્લે દમયંતી માસીના ઘરમાં દાસી તરીકે દેખાય છે. ત્યાં રહેતા અગાઉ કરેલી શરતોમાં એની સ્વમાન પ્રીતિ સ્પષ્ટ જણાય છે; છતાં ત્યાં એ નાનાં મોટાં સર્વનાં મન હરી લે છે. આ પ્રમાણે દમયંતી મળતાવડી છે. નળની માફક વ્રત નિયમ વિષે એને પણ પ્રીતિ છે. શારીરિક અપમાન એ સહન કરે છે, પણ મિથ્યાઆરોપ એ બિલકુલ સહન કરી શકતી નથી. અને એનો પુણ્યપ્રકોપ ટોણામાંથી હાર

બહાર કઢાવે છે. વળી દમયંતી બહુ ઉદાર વૃત્તિવાળી છે; સુદેવને મોંઢે એ માસીનો કે કોઇનો બીલકુલ દોષ કાઢતી નથી.

આ રીતે દમયંતી એક મહાન રાણી કરતાં એક સત્ચારિત્ર્યવાળી સ્ત્રી તરીકે કવિએ ચીતરી છે. એનું અલૌકિક સૌન્દર્ય વિચારતાં એના માથે ગુજરેલી આફત વધારે કરુણ બને છે. પત્ની તરીકે દમયંતીને વિષે આ જમાનામાં મતભેદ પડવા સંભવ છે. પણ એના શુદ્ધ પ્રેમની કોઇથી ના કહેવાય એમ નથી. શારીરિક હુમલા એણે મુંગે મોઢે સહન કર્યા પણ એના શીલ ઉપરનો હુમલો અને મિથ્યારોપ હિંમતથી પાછા વાળે છે. ફક્ત નળના મિથ્યારોપ આગળ એ નિરુત્તર રહે છે, પતિને પ્રત્યુત્તર આપવો એ કલ્પના પહેલાંના જમાનામાં આદર્શ સ્ત્રીને માટે અસંભવિત હતી. દમયંતીનાં ગુણજ્ઞતા તથા મળતાવડાપણું પ્રશંસનીય છે, પ્રેમાનંદની દષ્ટિએ દમયંતીમાં આદર્શ સૌંદર્ય અને ગુણનો યોગ થયો છે.

### પ્રશ્ન (૩૦) નળાખ્યાનમાં તમારા વાંચવામાં આવેલા હાસ્ય ઉપજાવનારા પ્રસંગો ગણાવો.

(૧) રાજાઓનું સ્વયંવરમંડપ પ્રતિ ગમન.
(૨) સ્વયંવર મંડપમાં બેઠેલા રાજાઓનું વર્ણન.
(૩) હાર લઇ નીકળેલી દમયંતી સમક્ષ રાજાઓનું વર્તન.
(૪) નળને પરખી કાઢીને હાર આરોપવા જતી વખતે દેવોએ કરેલી [ ચડસાચડસી.
(૫) દેવપત્નીઓ સાથે નારદનું આગમન,
(૬) દમયંતીને વરવા જતો મહીષારૂઢ કલિ.
(૭) ઋતુપર્ણની સભામાં બાહુક; બાહુક વિષે પાડોશીઓની ટીકા.

### પ્રશ્ન (૩૧) તમે વાંચેલા નળાખ્યાનના ભાગમાં કરૂણરસ કવિએ કયાં કયાં જમાવ્યો છે તે કહો.

(૧) વનમાં જવા તૈયાર થયેલા નળને પોતાની સાથે લેવા દમયંતિની વિનંતી.

(૨) દમયંતીએ બાળકોને આપેલી વિદાય.

(૩) ભૂખ્યાં તરસ્યાં ભટકતાં દંપતી.

(૪) મત્સ્યપ્રસંગને પરિણામે દમયંતીની દીન દશા.

(૫) વિયોગે નળને થતું દુઃખ.

(૬) દમયંતીનો વિલાપ—શુદ્ધિમાં, બેશુદ્ધિમાં, કલિ—તાપસની વાડી [ લોપ થયા પછી.

(૭) દમયંતી—વણજારા પ્રસંગ.

(૮) સુદેવ દમયંતી મિલન.

**પ્રશ્ન (૩૨) નળાખ્યાનમાં આવતા હાસ્યરસના અથવા કરૂણરસના પ્રસંગોનું ટુંક વર્ણન કરો**

[ પ્રશ્ન (૩૦) તથા (૩૧) માં આપેલા મુદ્દાનો જરૂર પુરતો વિસ્તાર કરી આ પ્રશ્નનો ઉત્તર લખવો. ]

**પ્રશ્ન (૩૩) તમે વાંચેલા નળાખ્યાનના ભાગમાંથી નીચેની બાબતો વિષે શી માહિતી મળે છે ?**

**(૧) પ્રેમાનંદના વખતમાં સ્ત્રીનું સમાજમાં સ્થાન.**

**(૨) પ્રેમાનંદના સમયના રીતરિવાજો અને માન્યતાઓ.**

**(૧)** દમયંતીનો સ્વયંવર રચવામાં આવે છે તે ઉપરથી એવું ધારવાનું નથી કે પ્રેમાનંદના સમયમાં લગ્ન અને બીજી લગતી બાબતોમાં સ્ત્રીને સ્વાતંત્ર્ય હતું. સ્વયંવરની બીના મૂળ કથામાંથી ઉતરી આવેલી છે. જંગલમાં દમયંતીની જે દશા થાય છે તેમાં કવિના વખતની સ્ત્રીઓની પરાધીન દશાનું ચિત્ર છે. સામાન્ય રીતે સ્ત્રીને પોતાના પતિ આગળ કશું વિરૂદ્ધ બોલવાની સત્તા નહોતી. નારી વિશ્વાસપાત્ર મનાતી નહિ. કેટલીક વાર પુરુષો સ્ત્રી પ્રત્યે અપમાનવાચક સંભાષણ કરતા.

તે વખતમાં આદર્શ ગણાતી સ્ત્રી પતિનો દોષ જોવામાં પાપ સમજતી અને સૌ કોઈ દુઃખમાં પોતાના પૂર્વજન્મના કર્મને કારણરૂપ સમજતી. પતિની સેવા એ જ એનો પરમધર્મ હતો.

'હું સેવાને આવું સહી રે, થાકો તો ચાંપું પાયજી.'

પતિ વગર સ્ત્રી એકલી રહી શકે એ વાત તે વખતમાં સામાન્ય રીતે અયુક્ત ગણાતી. 'અમો અબળા માણસ બીએ' એ પ્રમાણે સ્ત્રીઓને મન બ્હીક સ્વાભાવિક ગણાતી–બ્હીક કાંઈ લાંછન ગણાતું નહિ. જો એનો પતિ પાસે ન હોય તો એની મા હોવી જોઇએ. એવી માન્યતા હતી.

નીચ અથવા સામાન્ય કોટિના પુરુષ માટે સ્ત્રી એક શિકારની ચીજ હતી. પારધિપતિ અને કેટલાક વેપારીઓના મુખમાં મુકેલી બેશરમ માગણી એ જ સૂચવે છે કે પુરુષો સ્ત્રીને એક ભોગ્ય વસ્તુ સમજતા. સ્ત્રીઓને ઘણી વાર ખોટી લોકલાજથી બ્હીતાં રહેવું પડતું. સ્ત્રીઓની શુદ્ધ દાનત વિષે લોકને પુરતો વિશ્વાસ ન હતો.

ઈંદુમતી અને દમયંતી વચ્ચે થયેલો સંવાદ એ સ્ત્રીઓની વિવાદ-પ્રિય વૃત્તિનું સરસ દૃષ્ટાંત છે. એવી જ રીતે પ્રેમાનંદના વખતમાં સ્ત્રીઓ લડતી હોવી જોઇએ. નળદમયંતીને વનવાસ જવાનું થયું ત્યારે તેની વાતો કરવાને સહિયરો ટોળે મળીને માંહોમાંહે વાતો–ટીકાઓ કરતી. સ્ત્રીઓને ઘરકામ સિવાય બીજા અગત્યના ધંધા નહોતા. છતાં રાજમાતા ભાનુમતી જેવી ઠરેલ સ્ત્રીઓ પણ હતી. સ્ત્રીઓમાં શક્તિ, બુદ્ધિ વગેરે હતું પણ તેમને સ્વાતંત્ર્ય ન હતું.

(૨). સ્વયંવર વર્ણનમાં પ્રેમાનંદના સમયના કેટલાક લગ્ન સંબંધી રિવાજોનો ઉલ્લેખ છે. ન્હાનાં બાળકો અને વૃદ્ધો પરણી શકતા. કુળની મોટપ, કુળનું અપમાન, સામાન્ય રીતે પ્રચલિત હતું. લગ્નમાં 'રીત'નો રિવાજ હતો. પહેરામણીનો પણ રિવાજ હતો. ભીમકે નળરાજાને 'ઘણાં વાનાં' કીધાં હતાં. ભીમક રાજા જાનને વળાવવા ગયા હતા જેમ હાલમાં પણ લગ્ન પછી વિદાય થતી જાનને ભાગોળ સુધી વળાવવા જવાનો રિવાજ છે.

સામાન્ય રીતે પિતા બહારનો ધંધો કરતો અને માતા છોક-રાંની સંભાળ લેતી. અને તેના અભાવે બાળકો મોસાળમાં ઉછરતાં

અને ત્યાં મામીને મોંઢે અવારનવાર કઠણ વચન તેમને સાંભળવાં પડતાં. સગાંવહાલાંને મદદ કરવી એ પરસ્પર ફરજ ગણાતી. અજાણતાં ભાનુમતી એ ફરજ ચૂકી તેથી તેની લાગણીથી એને મૂર્છા આવી. તેને સુદેવે કહ્યું 'જે પોતાનું પેટ, તેને કેમ વીસરીએ નેટ.'

તાર, ટપાલ અને રેલગાડીનાં સાધન નહોતાં એટલે દમયંતીના સમાચાર માટે ઉડતી વાતો ઉપર ભીમકને આધાર રાખવો પડયો હતો. વેપાર અર્થે પોઠ ઉપર માલ ફેરવનારા વણજારા બહુ લાંબી લાંબી મુસાફરી કરતા એટલે કેટલીકવાર લોકોને એમની મારફતે સમાચાર મળતા. રાજગુરૂ સુદેવ એ નર્યું આધ્યાત્મિક કે ધાર્મિક કામ કરનાર માણસ નહોતો; એની ફરજોમાં ઘણો વધારો થયો હતો. દમયંતીના બાળકને મોસાળ લઈ જઈને સાચવવાં એ તથા દરિદ્રી વેશ ધારણ કરીને દમયંતીની શોધમાં ગામેગામ રખડવું એ પણ રાજગોરની ફરજોમાં સમાતું.

કર્મ અથવા ભાવિ વિષે લોકને અઢળક શ્રદ્ધા હતી. લોકમાં વહેમ પણ ઘણા હતા. શુકન જોવા, હાથ તથા જન્મોત્રી જોવડાવવી એ તે વખતમાં સાધારણ હતું. જોગી અને જોષીમાં લોકોને ઘણું આકીન હતું. વેપારીઓએ દમયંતીને કૃત્યા ઠરાવી તે ઉપરથી તે કાળમાં ભૂત, પ્રેત, જોગણી વગેરેને લોક માનતા એમ જણાય છે. લોકો તીર્થજાત્રા લાંબે સુધી કરતા અને તેમાં પતિપત્નીને છૂટા પડવાનો પ્રસંગ આવે એ સ્વાભાવિક ગણાતું. દાખલા તરીકે દમયંતીની વાત ભાનુમતીએ સાચી માની હતી. જેમ તીર્થયાત્રા થતી તેમ યજ્ઞ, જાગરણ વગેરે જુદાં જુદાં વ્રત પણ થતાં. પુરાણો વગેરે ધર્મ ગ્રંથોની કથાવાંચના સારી રીતે થતી.

**પ્રશ્ન (૩૪). પ્રેમાનંદની કથામાંથી મનુષ્ય સ્વભાવનું આલેખન કરતાં વર્ણનોનાં દૃષ્ટાંત આપો.**

(૧) કેટલાક રાજકુમાર તથા વૃદ્ધ વરની પરણવાની હોંશ અને દમયંતીનું ધ્યાન ખેંચવા એમણે કરેલું વર્તન.

(૨) મનુષ્ય માફક વર્તતા દેવોની અરસપરસ ઈર્ષ્યા અને પોતાની પત્નીઓની હાજરીમાં તેમને ઉપજેલી શરમ.
(૩) અધમ મનુષ્યની માફક કલિની વેર લેવાની ઇચ્છા.
(૪) પુષ્કરના દૃષ્ટાંતથી સમજાવેલો ભાઇભાઇમાં દ્વેષ.
(૫) દમયંતીએ વિદાય દેતી વખતે બાળકોને કરેલાં લાડ અને તેમના ભવિષ્યને માટે કરેલી ચિંતા.
(૬) ઉગતા સૂરજ (પુષ્કર)ને પૂજવાની લોકવૃત્તિ.
(૭) બાહુકને દેખી અયોધ્યાનાં, અને દમયંતીને દેખી ભાનુમતીના નગરનાં માણસો તથા છોકરાંઓએ બતાવેલું વર્તન.
(૮) શયન વખતે બાહુક જે શ્લોક બોલતો તે ઉપર પાડોશી-
[ઓની ટીકા.
(૯) વિયોગે દમયંતીની દુઃખદ માનસિક સ્થિતિમાં ક્રમશઃ માનસિક
(૧૦) વ્યાધ અને વણજારાની ગ્રામ્યતા. [ફેરફાર.
(૧૧) હાર માટે ઇન્દુમતીએ દમયંતી આગળ કરેલી જીદ.
(૧૨) ભાનુમતીનું ઠરેલપણું.

**પ્રશ્ન (૩૫). પ્રેમાનંદની વર્ણનશક્તિનાં ઉદાહરણ આપો:—**

[ પ્રશ્ન (૩૪)ના ઉત્તરમાં આપેલાં દૃષ્ટાંત સ્વભાવવર્ણનનાં છે. તે ઉપરાંત સ્વયંવર મંડપવર્ણન, નળ સ્વરૂપ વર્ણન, દમયંતી સ્વરૂપ વર્ણન, સ્વયંવર વર્ણન, વગેરે વર્ણનો આવે છે. વળી નળદમયંતીના વિલાપ અને દમયંતીના ઇન્દુમતી, ભાનુમતી, અને સુદેવ સાથે થયેલા સંવાદોનો આમાં સમાવેશ થઈ શકે. ]

**પ્રશ્ન (૩૬). નળાખ્યાનમાં દેવો શો ભાગ ભજવે છે.**

અથવા

**દેવોનું નળાખ્યાનમાં શું પ્રયોજન છે તે જણાવો.**

નારદ મુનિની પ્રેરણાથી દેવો સ્વયંવરમાં આવે છે. મનુષ્ય માફક પરણવાની લાલસા, પરસ્પર ઈર્ષ્યા, સ્વપત્નીને દેખીને ઉપજતી

લજ્જા વગેરે મનુષ્યગુણોથી દેવકથામાં હાસ્યજનક પાત્રોનું કામ કરે છે—પણ અંતે કથાભાગને અગત્યનું એક કામ તેઓ કરતા જાય છે. નળ અને દમયંતીને એમણે આપેલાં વરદાન* કથા ભાગને આગળ વધારવામાં તથા સ્વયંવરની શ્રોતાને યાદ આપવામાં મદદરૂપ નીવડે છે—વળી દમયંતીના પ્રેમનું અધિકપણું આથી વ્યક્ત થાય છે.

* આ મુદ્દાના વિગતસર ઉત્તર માટે જુઓ પ્રશ્ન (૭)નો ઉત્તર.

**પ્રશ્ન (૩૭). નળાખ્યાનને આધારે પ્રેમાનંદના સમયની સામાજિક સ્થિતિની રૂપરેખા આપો.**

[ ઉત્તર માટે જુઓ પ્રશ્ન (૩૩) નો ઉત્તર. રૂપરેખા માગી છે; એટલે પ્રશ્ન (૩૩) ના ઉત્તરની જુદી જુદી કંડિકાઓમાં સમાએલા મુદ્દા જ આપવા. સામાજિક સ્થિતિનો સવિસ્તર હેવાલ આપવાનો હોય તો પ્રશ્ન (૩૩) નો ઉત્તર તે જ એનો પણ ઉત્તર થાય.

**પ્રશ્ન (૩૮). 'સ્વયંવર' ઉપર ટૂંક નોંધ લખો.**

અતિ પ્રાચીન સમયમાં હિંદુ રાજાઓ પોતાની કન્યાઓ માટે સ્વયંવર રચતા. એમાં દેશવિદેશના રાજકુમારોને આમંત્રણ આપવામાં આવતું. પુરૂષને અનેક પત્ની કરવાની છૂટ હોવાથી પરણેલા રાજવીઓ પણ આવતા. કન્યાના પિતા તરફથી બળબુદ્ધિની પરીક્ષા માટે કાંઈ યોજના કરવામાં આવતી. દાખલા તરીકે ત્ર્યંબક ધનુષ્યને વાળનારને સીતા પરણે એવી જનક રાજાએ શરત કરી હતી. લગ્ન સમયે સીતાનું વય ન્હાનું હતું. તેવી જ રીતે દ્રૌપદીસ્વયંવરમાં પણ મચ્છવેધની શરત હતી. દમયંતી અને સંયુક્તાના સ્વયંવરોમાં કોઈ જાતની શરત કરવામાં આવી નથી. બંને કન્યાઓ પોતે પસંદ કરી રાખેલા પતિને પરણી—એક પિતાની સંમતિ સાથે, બીજી પિતાની ઈચ્છા વિરુદ્ધ. આવા જ કોઇ પ્રસંગે 'સ્વયંવર' યથાર્થ થતો. ઉપર પ્રમાણેના ભેદથી એવું સમજાય છે કે કન્યા માટે વર પસંદ કરવાના મેળાવડાને સ્વયંવર કહેતા. તેમાં સમયાનુસાર પિતાની યા કન્યાની

મરજી મુજબ કામ થતું. આ અર્થમાં સ્વયંવરની પ્રથા ગ્રીસ આદિ વિદેશોમાં પણ હતી. ગ્રીસની રાજકુમારી હેલનના પિતાએ તેને માટે વર પસંદ કરવા રાજાઓનો એક મેળાવડો કર્યો હતો. તેથી એમ જણાય છે કે આ પ્રથા આર્યોના સમયમાંથી ઉતરી આવી હોવી જોઇએ.

**પ્રશ્ન (૬૯). તમારા વાંચવામાં આવેલા નળાખ્યાનના પ્રસંગોનાં નામ આપી તેમનું પ્રયોજન જણાવો.**

(૧) સ્વયંવર વર્ણન.

(**क**) રાજાઓનું સ્વયંવરમંડપ પ્રતિ ગમન.

(**ख**) મંડપની રચના અને અંદરની વ્યવસ્થા.

(**ग**) વૃદ્ધ વરોએ હોંશથી કરેલી તૈયારી.

(**घ**) સ્વયંવર મંડપમાં આવતાં પહેલાં દમયંતી.

(**च**) નળનું આગમન–તેની અસર, રાજાઓ પર તથા દમયંતી પર.

(**छ**) દમયંતીના સ્વરૂપનું વર્ણન.

(**ज**) દમયંતીની મુંઝવણ–તેના ઉકેલના ઉપાય–(૧) ભીમકનો (૨) નારદનો.

(**झ**) નળ દમયંતી પરિણય.

(**ट**) કળિયુગમાં ઇર્ષાનું સિંચન.

(**ठ**) રાજકર્તા નળ અને માતા દમયંતી.

(**ड**) કલિ–પુષ્કર મંત્રણા.

(**ढ**) દ્યૂત પ્રસંગ.

(**ण**) વન વિદાય—
(૧) નળદમયંતી સંવાદ.
(૨) બાળકોની વિદાય.

(**त**) વનમાં દંપતીનો સહવાસ–
(૧) સાત દિવસ ભૂખ્યાં તરસ્યાં.
(૨) મત્સ્ય પ્રસંગ.
(૩) દીન દમયંતી.
(૪) દમયંતી ત્યાગ—નળનું હૃદયમંથન

(**ग**) વનમાં નળ એકલો (૧) નળવિલાપ.
(૨) કર્કોટક ઉદ્ધારણ.
(૩) ઋતુપર્ણને ત્યાં બાહુક.

(**ङ**) વનમાં દમયંતી એકલી (૧) દમયંતી વિલાપ, ભાનમાં અભાનમાં.
(૨) અજગરમુખમાં દમયંતી.
(૩) વ્યાધ દમયંતી પ્રસંગ.
(૪) દિગંબર જોગી કલિ.
(૫) દમયંતી વિલાપ. ફરી
(૬) દમયંતી વણજારા પ્રસંગ.

(**घ**) માસીને ઘેર દમયંતી. (૧) દમયંતીનું નિત્ય કર્મ.
(૨) હારની ચોરી.

(**न**) (૧) મોસાળમાં બાળકો.
(૨) દમયંતીની માતાનું આક્રંદ.
(૩) દમયંતીની શોધની વ્યવસ્થા.

(**प**) (૧) ભાનુમતીનું વ્રત.
(૨) સુદેવ–દમયંતી મિલન અને સંવાદ.
(૩) સુદેવ–ભાનુમતી સંવાદ.

આ પ્રસંગોનું પ્રયોજન સમજવાને માટે એક વસ્તુ જાણવી જરૂરની છે. દુઃખી યુધિષ્ઠિરથી અધિક દુઃખી નળનું વર્ણન કરવું એ કથાનો હેતુ છે. દુઃખની અધિકતા બતાવવા નળદમયંતીનું રૂપ વર્ણવવાની પણ કવિએ શરૂઆતમાં પ્રતિજ્ઞા કરી છે. ઉપર જણાવેલા બધા પ્રસંગોમાં આ બેમાંથી એક હેતુ મુખ્ય છે. શરૂઆતમાં સ્વયંવર વર્ણન છે. હાસ્ય આદિ રસ નીપજાવીને દંપતીના રૂપનું કથન કરવું એ એનું પ્રયોજન છે. નળદમયંતી પરિણય પછી તરત જ બંનેના દુઃખનું બીજ કવિએ રોપ્યું છે–કુંદનપુરથી જતાં દંપતીને સામો કલિ મળે છે.

નળનું રાજ્ય વર્ણવવામાં નહિ જ જેવી જગા રોકી છે. નળ-દમયંતીને બે બાળક થયાં એ જ એમનો ' સહસ્ર ' વર્ષનો ઇતિહાસ છે. આ પ્રમાણે ટુંકાવવાનું કારણ એ છે કે નળાખ્યાન એ નળની જીવનકથા નથી. પણ યુધિષ્ઠિરના દુઃખની સરખામણી પૂરતું તેનાં દુઃખોનું વર્ણન માત્ર છે. એટલે બીજા જ કડવામાં કલિપુષ્કરની મંત્રણા આપી છે. દ્યૂત રમાયું કે તરત જ દુઃખ પરંપરાનું વર્ણન શરૂ થાય છે. અને એ વર્ણન કરતી વખતે કવિને બીલકુલ ઉતાવળ નથી. દુઃખી સ્થિતિનું વર્ણન, દુઃખી સ્થિતિમાં કરેલા વિલાપ વગેરેને પુરતું સ્થાન આપે છે. અને એમાંથી કરુણ રસ નિષ્પન્ન થાય છે.

**પ્રશ્ન (૪૦). તમે વાંચેલા નળાખ્યાનના ભાગનું પૃથક્કરણ કરી પ્રેમાનંદની કથાકાર તરીકેની કળા સમજાવો.**

[ જુઓ. પ્રશ્ન (૩૯) નો ઉત્તર. )

**પ્રશ્ન. (૪૧). દમયંતી પરિણયથી માંડી દમયંતી પિયેર પાછી આવે છે. ત્યાંસુધીની વાર્તા ચાળીસ પંક્તિમાં લખો.**

[ પ્રશ્ન (૩૯) ના ઉત્તરમાં આપેલા મુદ્દાઓ રંગ રાગ પુરીને વિસ્તારવા. ]

**પ્રશ્ન (૪૨). ' હારની ચોરી ' એ શીર્ષક આપીને સંવાદ રચો.**

[ સ્થળઃ ભાનુમતી માસીનું ઘર. ઈંદુમતીએ આપેલો દમયંતીને હાર ટોલ્લે ભરવેલો છે. ઈંદુમતી ન્હાઈ ઉઠી શણગાર માટે દમયંતી પાસે હાર માગે છે. દમયંતી ટોલ્લે જુએ તો હાર ગુમ. સ્વાભાવિક રીતે, આ દાસીનું કામ હશે માની ઈંદુમતી પુછે છે. ]

ઈંદુમતી—( દમયંતીને એકાંતમાં બોલાવીને ) બાઇ પેલી માળા ક્યાં મૂકી છે ? ટોલ્લા ઉપર તો નથી. તેં જ લીધી હોવી જોઇએ. બીજું કોણ લે ?

દમયંતી—( આ અપમાનથી બળી ઉઠી ) વાહ ! બ્હેન ! મારા ઉપર જ આળ ? પુરેપુરી તપાસ કરી પછી મારા ઉપર આળ મૂકો. સ્વામીનો દ્રોહ કરનાર નોકર કુંભીપાક નરકમાં પડે છે; એ હું સમજું છું હું એવું કરૂં જ નહિ.

ઈંદુ—બાઇ ! આ બધું લોકોને શું કામ સંભળાવે છે ?

દમ—તમે મને ગુનો કર્યા સિવાય શા માટે અકળાવો છો ?

ઈંદુ—તેં હાથમાં હાર લીધો અને હવે તું ના પાડે, એ કેમ બને ?

દમ—તમે મારા ઉપર આળ ત્યારે મુકી શકો કે જ્યારે તમે મને નજરોનજર હાર લેતાં જોઇ હોય. અથવા તમે મને હાર સાથે પકડો અને પછી કહો કે તું ચોર છે. પછી મને બંધનમાં નાખો. હાર મારી પાસે છે નહિ.

ઈંદુ—જો, હું કંઇ અમસ્થું બોલતી નથી. કહે, ત્યારે તારા વિના અહીં બીજું કોણ હાર લે એવું છે ?

દમ—જો એવી હું ચોરી કરનારી હોઉં તો રાજમાતા મને ઘરમાં પણ રાખે ખરાં કે ?

ઇંદુ—એમાં શું ? મારી ભલી માતા એમ સમજી કે તું સારી–ભલી સ્ત્રી હોઈશ માટે તને રાખી.

દમ—ત્યારે શું હવે તમે મને હાર લેતાં હાથોહાથ પકડી છે, તે દુષ્ટ અને ચોરટી ગણો છો ?

ઇંદુ—તને તારા પતિએ તજી દીધી એ જ તું દુષ્ટ સ્ત્રી હોવી જોઈએ, એનો સ્પષ્ટ પુરાવો છે. વળી બીજો શું ?

દમ—હા. એ વાત ખરી ! તમારા ઘરમાં રહી મેં તમારું અન્ન ખાઇ પેટ ભરવું શરૂ કર્યું એટલે તમારાં મહેણાં મારે તો સાંભળવાનાં ને ! ( રડે છે. )

ઇંદુ—જોયું ! વાહ ! એ કેવું ! એક તો ચોરી કરવી અને પછી રડી બ્હીવરાવવું ! આમ આ તો ઉલ્ટો ચોર કોટવાળને દંડે છે. રડીને અમને ઓશિયાળાં બનાવે છે, તેં હાર લીધો છે તે ના લીધો નહિ થાય. માટે હાર આપી દ્યો, સમજ્યાં ?

[ એટલામાં ભાનુમતી પ્રવેશ કરે છે, ઈંદુમતી અને દમયંતી બન્ને રડે છે. અને રડતાં રડતાં બન્ને પોતાની ફરીઆદ કરે છે ]

ઈંદુ—બા ! મારો હાર એણે લીધો છે. અને પછી અત્યારે ના પાડી મને આપતી નથી. જો ને, કેવી છે !

દમ—જુઓ રાજમાતા ! આ મારા ઉપર ખોટું આળ મુકે છે. હું કંઇ ચોરટી છું ?

રાજમાતા—(મન સાથે) માળા ગઇ એ અજાયબીની વાત છે. અને આ સતીને કેમ કહેવાય કે એણે ચોરી છે ! (પ્રગટ) જો સતી, આમાં તું ખોટું શું લગાડે છે ! હોય, ચાલ, તું તો દેવી જેવી છે. તેં જો મશ્કરીમાં હાર લીધો હોય તો આપી દે. નકામો આ ટીટીઆરો ઓછો થાય. તમે બે સરખાં છો એટલે તેં મઝા કરવા એમ કર્યું હશે. પણ તને ખબર નહિ એટલે શું ? રાજકુંવર ઘણા રીસાળ છે ને નકામો ઘરમાં કુલેશ કરશે માટે આપી દે. હસવાનું ખસવું થઇ જાય. જો એ માળા આપણા ઘરની હોય તો તો ઠીક, પણ આ તો એના સસરાના ઘરની છે, તે જો પુછે તો શું ઉત્તર આપીએ ? ને નકામો ટીટીઆરો થાય એ જુદો. માટે ચાલો, બા, આપી દો. એવું ના હસીએ હોં !

દમ—(હૃદયફાટ રડે છે) અરેરે ! મારા ઉપર આવું કલંક ! શું મેં હાર લીધો ? હા, મેં લીધો તો મારે આપવો જ રહ્યો. માતાજી, તમે મને તમારે ઘેર જાતે રાખી ને હવે આમ દુઃખ દો છો એ ઘટતું નથી, હું તો કંઇ ચોરબોર છું ? હું તો એવા હારબારની કંઇ ભૂખી નથી. એક છું માત્ર જશની ભૂખી.

ઇંદુ—આમ નકામા ધમપછાડા કરે કંઇજ નહિ વળે. એ તો હાર આપશો ત્યારે છૂટશો, સમજ્યાં ને ? નકામો શોરબકોર કરવો મૂકી દ્યો અને જો જશનાં ભૂખ્યાં હો તો મારા હાથમાં મારો હાર પાછો આપી દ્યો.

[ સેવક, સખીઓ બધાં એમ કહેવા માંડે છે કે સતીએ જ હાર લીધો. માટે બાંધો, આથી દમયંતી ખૂબ જ અકળાઇ ]

દમ—(મનમાં) હે હરિ ! મારા અપરાધ બધા વિસારી મારી વહારે ચઢો અને આ આળમાંથી બચાવો. અહીં મારો એકે ઉપાય નથી. અને જો તમે મને નહિ બચાવો તો હું અહીં જ આત્મઘાત કરીશ.

[ દમયંતી રોષે ભરાઇ શાપ આપે છે કે ' લેનારો ફાટી પડજો. ' એટલે હાર પડે છે. આકાશમાંથી હારનો વારસાદ વરસે છે. ભાનુમતી ઇંદુમતી અચંબો પામે છે. અને સતીની માફી માગે છે ]

**પ્રશ્ન. (૪૩). સંવાદ રૂપે સુદેવ દમયંતીનું મિલન વર્ણવો.**

[ સ્થળ: ભાનુમતીના રાજમહેલ આગળ વ્રત ઉજવાય છે. વાડવ વેદ ભણે છે. આહૂતિ અપાઈ રહી છે. ત્યાં યજ્ઞના કુંડ આગળ સુદેવ દરિદ્ર બ્રાહ્મણ વેશે પ્રવેશ કરે છે. સુદેવ અને દમયંતીની દષ્ટેદષ્ટ મળે છે. એક બીજાને ઓળખાણ પડે છે. ઓળખાણ પડતાં મૂર્છા આવે છે. મૂર્છામાંથી જાગ્યા પછી ]

દમયંતી—(ગોરને પગે લાગીને) મને લાગે છે કે તમે તો અમારા કુળગુરુ સુદેવજી છો !

સુદેવ—હા દીકરી : હું એ જ, પણ તું આમ એકલી સુની કેમ છે? તું આટલી બધી દુબળી કેમ થઈ ગઈ?

દમ—જુઓને મારી માસીને જ બારણે દાસી તરીકે ઉભી છું.

સુદેવ—અરે દીકરી ! તને એ ઓળખી જ ન શકયાં ?

દમ—મેં યુક્તિથી મારા શરીરનું રૂપ ફેરવ્યું છે. અને હું કદરૂપી બની છું.

સુ—શું, માસીએ તને દુઃખ દીધું?

દમ—ના, ના. મારા ઉપર તો છોકરાંને બતાવે એવો પ્રેમ બતાવ્યો છે.

સુ—તને નળરાજા એકલી મૂકી કેમ ચાલ્યા ગયા ?

દમ—એ તો મારામાં એમણે કંઈ ચોક્સ ગુન્હો જોયો હશે ત્યારે જ સ્તો.

સુ—ના, બ્હેન ! એ હું માનું એમ નથી. તું પતિના વાંકમાં આવે જ નહિ.

દમ—મને મારા ગુન્હા સિવાય એ મને છોડી ન દે.

સુ—તારાં માતા પિતા—

દમ—હા, એ બિચારાં તો પુષ્કળ રડતાં હશે?

સુ—હે દમયંતી ! હું તારા પિયરથી આવ્યો છું.

દમ—કેમ કંઇ નળરાજાનો પત્તો લાગ્યો છે ?

સુ—હા નળરાજાની તપાસ કરી છે.

દમ—ના ના, તમે તો મને સંતોષવા ખોટું કહો છો.

સુ—ના ખોટી વાત નથી, નળની ચોકસ ભાળ લાગી છે.

દમ—ના, એ વાત ખોટી છે. તમારા બોલવામાં કંઇ ભરમ છે.

સુ—શું તારાં છોકરાંની તને દયા ન આવી તે ઘર છોડીને તું અહીં રહી ?

દમ—શું આવું ? છોકરાં બાપ છતાં નબાપાં થયાં ? નળરાજા વિના શું મોઢું લઇને આવું ?

રાજમાતા—હે ઋષિ ! તારે અને આ દાસીને ઓળખાણ શેનું છે ?

સુદેવ—આ કોણ અને હું કોણ ? તમે એને ના ઓળખી, આ તો તમારી ભાણેજ થાય ભાણેજ.

રાજ—વળી આ કઇ મારી ભાણેજી ?

સુદેવ—નળરાજાની સ્ત્રી દમયંતી.

રાજ—આ શી રીતે ત્યારે થયું ? નળરાજાએ એને ત્યજી દીધી કેમ ?

સુદેવ—નળરાજા દ્યૂતમાં હાર્યા અને રાજપાટ છોડી વનમાં ગયા. પછી વનમાં કયા કારણથી મહારાજે દમયંતીનો ત્યાગ કર્યો એ તો આપણને શી રીતે ખબર પડે ?

રાજમાતા—તું દમયંતી દિકરી એ જ છે ?

દમયંતી—હા માસી, હું દાસી થઇને તમારે ત્યાં રહી.

[ રાજમાતા આ સાંભળી ધરણી પર ઢળે છે. આજુબાજુના લોક વ્યાકુલ થયેલા જણાય છે ]

સુદેવ—( રાજમાતાને ) એવું કેવું કે તમે દમયંતીને ઓળખી ન શક્યાં ? પોતાના પેટનાં છોકરાંને તે વળી શી રીતે ભુલી જવાતું હશે ?

રાજમાતા—ભાઇ, હું તો ભરોંસે રહી ને છેતરાઇ.

[ આમ એ દમયંતી છે એ ખબર પડતાં દુઃખી થઇ વિલાપ કરે છે. રાજકુંવરને પણ શરમ આવે છે અને ઇંદુમતી પણ રડે છે અને યજ્ઞ આગળ હાહાકાર વર્તી રહે છે. ]

## બીજાં કાવ્યો

**પ્રશ્ન (૪૪) આ સંસારની અસારતા કયાં બે કાવ્યોમાં વર્ણવી છે? એ કાવ્યોનો વિચાર સવિસ્તર સમજાવો.**

નરસિંહ મહેતા 'સમરને શ્રીહરિ' એ કાવ્યમાં સંસાર અસાર છે એમ કહે છે, તેવો જ વિચાર ભોજા ભક્તના 'પ્રાણીઆ ભજી લેને કિરતાર' એ કાવ્યમાં છે.

સંસાર વિષેથી—સંસારની સર્વ ચીજો વિષેથી તથા સગાંસંબંધી વિષેથી મારાપણાનો ત્યાગ કરવો; કારણ કે મરણ પછી એ કશું સાથે આવતું નથી. ભલભલા પૈસાદારને પોતાના મહેલ ત્યજીને સ્મશાનમાં ભડભડ બળવું પડે છે. જે લોકો દિવસ રાત પૈસાનું જ ચિન્તવન કરે છે તેમને એ ઇશ્વરસ્મરણ કરવામાં મોટી હરકત છે; માટે સઘળી અસાર ચીજો પ્રત્યે બેદરકાર રહી માણસે પરમેશ્વરનું ભજન કરવું. આ જગતના અંધકારમાંથી છૂટવાનો એ એક જ માર્ગ છે.

ઇશ્વરસ્મરણમાં લીન થવા માટે માણસે પોતાનું મૂળ સ્વરૂપ, પોતાની અને આસપાસની દુનિયા વચ્ચેનો સંબંધ વિચારીને સમજવાની જરૂર છે. એ સમજાય તો જ ભક્તિમાં તલ્લીન થવાય; અને તેટલે અંશે ભક્તિ સિદ્ધ કરવાને 'પાસે છે પિયુ અલ્યા' તેને પરખવાની જરૂર છે. (—નરસિંહ)

ભોજો ભક્ત પોતાના કાવ્યમાં તત્ત્વજ્ઞાનની ખટપટમાં ઉતરતો નથી. એણે એક બાજુ પર લક્ષપતિનો વૈભવ વર્ણવ્યો છે, અને તેની સામે મૃતદેહને થતા સંસ્કારનું વર્ણન કર્યું છે; એ વર્ણન સાદું પણ સોંસરૂં ઉતરી જાય એવું છે. એ વાંચીને ક્ષણભર અવશ્ય વૈરાગ્ય ઉપજે.

**પ્રશ્ન (૪૫) કયા પ્રસંગે નરસિંહ મહેતાએ પોતાને હાર પહેરાવવા પ્રભુને વિનવ્યા? એ પ્રસંગ વિષે નરસિંહ મહેતાએ કરેલું વર્ણન તમારા શબ્દોમાં આપો.**

નરસિંહ મહેતાના વખતમાં એમના વતન જુનાગઢમાં રા'મંડિક રાજ્ય કરતો હતો, તે શિવમાર્ગી હતો. નરસિંહ મહેતા કૃષ્ણભક્ત

વૈષ્ણવ હતા, અને ભાગવત સંપ્રદાય પ્રમાણે ભક્ત સ્ત્રીપુરુષો સાથે રાસલીલા રમતા. એ જુનાગઢના રાજાને ગમતું નહિ. તેણે એક વખત નરસિંહ મહેતાને પોતાના દરબારમાં બોલાવ્યા ત્યાં જુદા જુદા સંપ્રદાયના સાધુઓ સાથે વિવાદ થયો. શ્રીકૃષ્ણની મૂર્તિ એક ખંડમાં મૂકી, તેનું દ્વાર બંધ કરવામાં આવ્યું, પછી રા'એ કહ્યું ' મહેતાજી ! જો તમારા પ્રભુ અહિં આવીને સભા સમક્ષ તમને હાર પહેરાવે તો હું માનું; નહિ તો, તમે દંભ કરો છો એમ સાબીત થશે.' આ ઉપરથી આખી રાત મહેતાજીએ ભગવત સ્વરૂપનું સ્મરણ કર્યું. પ્રભુ પ્રસન્ન થયા અને પ્રાતઃકાળે,

' કમાડ કડકડીઆં, ગડગડીઆં રે મંડળિકના મંદિર. '

મહેતાજી સંપૂર્ણ શ્રદ્ધાથી ભગવતસ્મરણ કરે જતા હતા. સભા આખી આતુર થઈ બેસી રહી હતી. ઓચિંતા પ્રાતઃકાળમાં રાજાના મહેલમાં કડકડાટ કરતો ભારે અવાજ થયો. આખું ઘર અને ઘરના મિનારા ખડખડાટથી ગાજી ઉઠયા. દરવાજે બૂમ પડી કે કાંઈ અકસ્માત થયો. સભામાં બેઠેલા લોકો બહુ ધ્રુજી ઉઠયા. સર્વત્ર હાહાકાર ફેલાયો, પણ એટલામાં સાંકળ તૂટી અને બારણાં ઉઘડયાં. એમાંથી સર્વ શક્તિમાન, અવિનાશી ઘનસ્યામ પ્રભુ હાથમાં હાર સાથે આવતા દેખાયા. આવીને એ સભા વચ્ચે ઉભા રહ્યા, અને આખી સભા સમક્ષ નરસિંહ મહેતાના ગળામાં હાર પહેરાવ્યો, તથા વહાલ ધરીને મહેતાજીને પીતામ્બર, કુંડળની જોડ અને મુગટની ભેટ આપી. [ અથવા મહેતાજીને પીતામ્બર ઓઢાડયું અને પોતે કાનમાં લહેકતાં કુંડળ સાથે, મુગટધારી ] મોરલીધર વિષ્ણુએ રાસ રમવા માંડયો. આ પ્રમાણે આખી સભામાં મહેતાજીનો જે જેકાર થયો અને ભાવ-ધરીને પ્રભુ અને મહેતાજી ભેટયા.

**પ્રશ્ન (૪૬) 'બોલે ઝીણા મોર' નું શબ્દચિત્ર દોરો, એમાં રહેલો વ્યંગ અર્થ સમજાવો.**

ઘનઘોર અંધારી રાત્રી છે. આખું આકાશ વાદળથી છવાઈ ગયું છે. દૂર ડુંગર ઉપર કૃષ્ણ રાધા સાથે ગાયો ચારવા ગયા છે. એ

ડુંગર ઉપર બેઠા બેઠા મોર ઝીણું ઝીણું ટહુકે છે. કોયલ, પપૈયા વગેરેના મનોરમ્ય સ્વર સંભળાય છે, એટલામાં વિજળીના ચમકારા થવા માંડયાં. વાદળ ગડગડવા માંડયાં અને વરસાદ ઝરમર ઝરમર વરસવા માંડયો. ડુંગર ભણી જતાં જતાં મીરાં ભીંજાઈ જાય છે, પણ એ જવાનું ચાલુ જ રાખે છે; કારણ ગિરિધારી પ્રભુએ એનું ચિત્ત ચોરી લીધું છે.

બાઈ મીરાં ઇશ્વરભક્તિના રસમાં તરબોળ થઈ ગઈ છે, અને ઉપરનું રૂપક લઇને તેનું વર્ણન કર્યું છે. ઇશ્વર પ્રત્યે પ્રેમ પ્રગટયા બાદ અટકાવ્યો અટકતો નથી અને અંધારી રાત્રી છતાં, ઘનઘોર વાદળોના ગડગડાડ છતાં, વરસાદથી તરબોળ વસ્ત્ર છતાં, ઇશ્વરની બંસીના સૂર ભણી ભક્ત ખેંચાયે જ જાય છે. કારણ જે વાદળથી તે તો હૃદય આકાશમાં છવાયેલી પ્રેમની ઝળક છે, અને ઝરમર ઝરમર મેહુલો વરસે છે તે ખરેખર આત્માનો નેહ જ નીતરે છે, એટલે આ સ્નેહરસમાં તરબોળ થવું એ તો ભક્ત મીરાંનું અહોભાગ્ય જ છે.

**પ્રશ્ન (૪૭) કયા પ્રસંગ ઉપર મીરાંબાઇએ 'મારું ચીતડું ચોરાયે' એ કાવ્ય લખ્યું? એ કાવ્યમાં મીરાંની કઈ મનોવૃત્તિ પ્રગટ થાય છે?**

ઇતિહાસપ્રસિદ્ધ રાણા સંગ મીરાંબાઈના સસરા થતા હતા. એમનો ધર્મ સ્માર્તનો હતો, પણ મીરાંબાઈ પિયેરથી ભાગવત ધર્મની ભક્તિ લેતાં આવ્યાં હતાં અને પિયરમાં પણ આખો વખત નાતજાતના ભેદ જોયા વિના મંડળી જમાવી ભક્તિમાં જ લીન રહેતાં. મીરાંનાં સાસરીઆને આ ગોઠતું નહોતું. સાસુએ સસરાના કાન ભંભેર્યા. રાણા સંગે મીરાંને પ્રત્યક્ષ બોલાવી અને આ બધી ખટપટ છોડી દેવા અને રાજકુળને ઘટતી રીતે વર્તવા કહ્યું. તેનો ઉત્તર આ કાવ્યમાં મીરાંબાઈ આપે છે.

આ કાવ્યમાં મીરાંની લોકનિંદા પ્રત્યેની બેદરકારી પ્રગટ થાય છે. એ બેદરકારીનું કારણ એવું છે કે મીરાંનું ચિત્ત બંસીધર કૃષ્ણે ચોરી લીધું છે. અને ઇશ્વર પ્રત્યે પ્રેમ કર્યો કરાતો નથી અને અટકાવ્યો

અટકતો નથી. મીરાંની સઘળી આશાઓ ગિરિધારી શ્યામલ પ્રભુમાં સમાઈ છે એટલે દુર્જન લોકોની ટીકાઓ પ્રત્યે ધ્યાન આપવાનું એનું કામ નથી. મીરાં તો હંમેશાં પ્રેમ–ભક્તિમાં જ મસ્ત રહેવાની.

**પ્રશ્ન (૪૮) જગત અને પરમાત્મા વિષેના અખાના વિચારો જણાવો.**

અથવા

**અખાએ દર્શાવેલો હરિનો માર્ગ કહો.**

[ જવાબ માટે જુઓ માર્ગદર્શન પૃ. ૭૦ ]

**પ્રશ્ન (૪૯) નીચેના વિષે ટૂંક નોંધ લખો.**

**(૧) કૃષ્ણે કુબ્જાને આણી.**
**(૨) દેવવર દૈત્યે લીધું.**
**(૩) બળી પાતાળે પેઠો.**
**(૪) સો કીચક સાથે સમ્યા.**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૭૩ તથા પદ્યસંગ્રહ ટીપ્પણ પૃ. ૧૫–૧૬ ]

**પ્રશ્ન (૫૦) ધીરા ભક્તે દુનિયાને દીવાની કેમ કહી ? એ દીવાનાપણું ટાળવાને એણે શો ઉપાય બતાવ્યો છે ?**

આત્મસ્વરૂપ પ્રગટ પુરુષોત્તમને છોડીને આખી દુનિયા પાખંડની પૂજા કરવામાં મચી રહી છે. પોતાની પાસે–પોતાનામાં જ પ્રભુ વિરાજે છે એ એમને ખબર નથી, તેથી કાષ્ટ, પાષાણ અને ધાતુની બનાવેલી નિર્જીવ મૂર્તિઓને પ્રભુ કરીને લોક પૂજે છે. પોતાના અંતરમાં મલિનતાનો પાર નથી; છતાં રોજ રોજ બહારથી શરીરસ્નાન કરીને મુક્તિની આશા રાખે છે. આવી દુનિયા ગાંડી નહિ તો બીજું શું ? દુનિયા ગાંડી છે અને આંધળી પણ છે. જગતમાં પ્રગટપણે વ્યાપી રહેલા પરમાત્માને એ દેખી શકતી નથી.

આ દીવાનાપણું ટાળવાનો ઉપાય એક છે. સદ્‌ગુરુનો ઉપદેશ સાંભળવો અને સમજવો, તથા તે અનુસાર આત્મામાં પરમાત્માનું

દર્શન કરવું, એજ પરમેશ્વરનું શુદ્ધ સ્વરૂપ છે. અંતરમાં વિરાજતા અને જગતમાં સર્વત્ર પોતાની લીલા વિસ્તારી રહેલા પ્રભુને દૂર શોધવા જવાનો નથી. પોતાના આત્માની બહાર પ્રભુની શોધ કરનારા સર્વે દીવાના છે.

**પ્રશ્ન (૫૧)** ‘ જે ગમે જગતગુરુ દેવ જગદીશને,
તે તણો ખરખરો ફોક કરવો,
આપણો ચિંતવ્યો અર્થ કંઈ નવ સરે,
ઉગરે એક ઉદ્વેગ ધરવો. ’

—નરસિંહ.

**તમારા પદ્યસંગ્રહમાં કયા કવિના કયા કાવ્યમાં ઉપરના અવતરણને અનુરૂપ વિચાર આવે છે ? એ કાવ્યનું હાર્દ સમજાવો.**

કવિ દયારામના પદમાં આવો જ વિચાર આવે છે. ‘ ચિત્ત તું શીદને ચિંતા ધરે ’ એ આખું પદ નરસિંહ મહેતાના ઉપર સૂચવેલા પ્રભાતિયાને ઘણું મળતું આવે છે.

પ્રેમલક્ષણા ભક્તિમાં લીન થનાર ભક્તને કશી ચિંતા કરવાની નથી. બધી ચિંતાનો કરનાર શ્રીકૃષ્ણ સમર્થ બેઠો છે. ઈશ્વર જે કરે તે વિષે શોક કરવો નિરર્થક છે. મનુષ્યનું ધાર્યું કાંઈ થતું જ નથી. ઈશ્વર જ પોતાની ઇચ્છા અનુસાર મનુષ્ય પાસે કામ કરાવે છે. માટે રાધાવર કૃષ્ણ પ્રભુમાં પૂરો વિશ્વાસ મૂકી હરિભક્તે ભક્તિમાં જ લીન રહેવું. પ્રભુ તુષ્ટમાન થશે ત્યારે આપણો ધાર્યો અર્થ અણધાર્યો સફળ થશે.

**પ્રશ્ન (૫૨) ‘ઇશ્વરનું માહાત્મ્ય કોઈના કહેવાથી પૂરું સમજાતું નથી એ તો જાત અનુભવે જ જણાય.’ આ વિચાર કયા કાવ્યમાં કેવી રીતે મૂકવામાં આવ્યો છે ?**

‘ કાનુડો કામણગારો રે ’ એ કાવ્યમાં આ વિચાર એક ગોપીના સ્વાનુભવના વર્ણન રૂપે મૂકવામાં આવ્યો છે. એક ગોપીને બીજી

ગોપીએ કામણગારા કૃષ્ણનું સુંદર સ્વરૂપ વર્ણવી બતાવ્યું, પણ તેથી એને ઝાઝી અસર થઈ નહિ. કૃષ્ણ એવો સુંદર હોય એમ એના માન્યામાં આવ્યું નહિ, પછી એક દિવસ એ ગોપી પાણી ભરવા ગઈ હતી, ત્યાં અચાનક બંસીધર કૃષ્ણનું દર્શન થયું. રસમસ્ત રંગીલો કૃષ્ણ વાંસલડીમાં મીઠાં ગીત ગાતો હતો અને આંખથી અતિ આકર્ષક અણસારા કરતો હતો એ જોઈ ગોપીતો મન્ત્રમુગ્ધ જ થઈ ગઈ. પાણી ભરવાનું તો બાજુ પર રહ્યું–ભૂલી ગઈ અને કામણગારા કા'નને નિહાળતી બેસી રહી.

પેલી ગોપી થોડે વખતે એને મળી ત્યારે પેલા દિવસની એની ભુલ કહી અને કહ્યું,

'તેં કહ્યું તે મેં નહિ માન્યું, આજે મારી જાતે નાણ્યું,
આવડું મેં નો'તુ જાણ્યું રે, સાહેલી આતો કાનુડો કામણગારોરે'

'મને એ કૃષ્ણનો મેળાપ કરાવી આપ.'

આ પ્રમાણે જેમ ઈશ્વરનો સાક્ષાત્કાર થાય–જેમ ભગવત અને ભક્ત એકાકાર થાય તેમ ઈશ્વરમય રહેવાની ભક્તની વૃત્તિ ઉત્તરોત્તર વધતી જ જાય છે. જેમ ભક્ત ભગવત સ્વરૂપનું સેવન વિશેષ કરે છે તેમ ભકતને તેનું રૂપ આકર્ષક નીવડે છે–ભગવત પ્રેમની વધારે ને વધારે ખુબીઓ જણાય છે અને 'વહાલા વિના વેલું' લાગે છે. આ પ્રમાણે ઈશ્વરનું માહાત્મ્ય કોઈના કહેવાથી પુરું સમજાતું નથી, એ તો જાત અનુભવે જ જણાય છે. અને જાણ્યા પછી ઈશ્વર સાથે તદાકાર થઈ રહેજ છૂટકો થાય છે.

**પ્રશ્ન (૫૩) નર્મદ દલપતની પહેલાંના સમયમાં લખાયેલાં તમારા પદ્યસંગ્રહમાંના કાવ્યોમાં કયા કયા મુખ્ય વિચારો જણાય છે તે કહો.**

અથવા

**જુના જમાનાનાં કાવ્યોના પ્રધાનસૂર કયા છે તે દૃષ્ટાંત સહિત સમજાવો.**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૮૦–૮૧ ]

**પ્રશ્ન (૫૪) નરસિંહ, મીરાં અને દયારામનાં કાવ્યોનો મુખ્ય વિષય કયો ? એ વિષયના સ્વરૂપો વિષે તમે વાંચેલાં એમનાં કાવ્યોમાંથી શી માહિતી મળે છે ?**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૬૩-૬૪-૬૫ ]

**પ્રશ્ન (૫૫) જુના અને નવા જમાનાનાં ભકિતકાવ્યોમાં રહેલાં સામ્ય તથા ભેદ બતાવો.**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૬૫ ની છેલ્લી બે કંડિકા. ]

**પ્રશ્ન ( ૫૬ ) સાયંકાળે અને મૂશળધાર વરસાદ એ શીર્ષક આપીને દરેક ઉપર એક એક કંડિકા લખો.**

**: સાયંકાળે :**

પશ્ચિમ આકાશમાં સૂર્ય દેવ છેક ક્ષિતિજ ઉપર આવી ગયા છે. તેનું તેજ ઝાંખું પડયું છે પણ પશ્ચિમ દિશાનું મુખ લાલચોળ દેખાય છે. રાત્રિ નજીક આવી સમજી મધુર કલરવ કરતાં પક્ષીઓ પોતપોતાના માળા ઉપર પાછાં ફરે છે. ઢોર પણ ચરી રહીને ગામ ભણી વળે છે. આખા દિવસનાં શ્રમિત ખેડૂતો ખભે દંતાળી લઇ પાછા ફરે છે. ઢોર અને મનુષ્યના પગલાંથી ઉડતી ધૂળ વડે આકાશ છવાઈ ગયું છે—જાણે સ્વર્ગમાં ફરિયાદ કરવાને આખી પૃથ્વી જ ઉપર ન જતી હોય ! એટલામાં સૂર્ય ક્ષિતિજની નીચે ઉતરી જાય છે, પણ પાછળ હજી એનો પ્રકાશ ઝળકે છે. થોડીવારમાં એ પ્રકાશ પણ આસપાસના અંધારમાં વિલીન થાય છે. નાનાં છોડ, કુમળી વેલી, મહાન વૃક્ષ એ સૌ એક બીજા સાથે મળી જતાં હોય અને દિશાઓ વિસ્તાર પામતી હોય એવું ભાસે છે. પૃથ્વીના છેડાના ભાગ જાણે મહાપ્રલયના જળમાં ડુબી જતા હોય એમ ચોતરફ અંધકાર વ્યાપે છે અને નાના મોટા તારા એક પછી એક સતેજ થાય છે.

**મૂશળધાર વરસાદ.**

આખો દિવસ ઘડીમાં તડકો અને ઘડીમાં છાંયડો એમ થયા કર્યું હતું. પશુ, પ્રાણી સર્વ ગરમીથી થતા ઉકળાટને લીધે ગાભરાં

બની ગયાં હતાં. પણ અન્તે એ શ્રાવણી સાંજે એકાએક થંડો પવન વાવા લાગ્યો. લોકને થયું ક્યાંય વરસાદ પડયો હોવો જોઇએ. આમ વાત કરે છે ત્યાં તો એ પવનના ઝપાટા સાથે કાળાં અભ્રો આકાશમાં દોડતાં જણાવા લાગ્યાં, જોતજોતામાં તો કાળાં વાદળાંથી આકાશ ઘનઘોર છવાઈ ગયું. મેઘધનુષ થોડીવાર જણાયું, ઇશાન ખુણામાં વીજળીના ચમકારા થવા લાગ્યા. ગડગડ વાદળાં ગાજવા લાગ્યાં, પવન જોરથી ફૂંકાવા લાગ્યો. ઘણાં વૃક્ષ ભોંય ભેગાં થઇ ગયાં. અને આ તોફાનમાં મદોન્મત્ત બની કોકિલ અને મયૂર ટહૂકવા લાગ્યાં, સ્વભાવથી અબળા–સ્ત્રીઓને બ્હીક લાગવા માંડી. દરેક પશુપક્ષી પોતાને યોગ્ય સ્થાને નિર્ભય રીતે પહોંચે તે પહેલાં તો તડતડ તડતડ કરતો જોરથી ભારે મેઘ તૂટી પડયો. એક પણ દિશા સૂઝતી ન હતી. પવનના ઝપાટાને લીધે તૂટી પડતા વરસાદની ધારા રસ્તામાં રહેલાં પ્રાણીને માર મારી મુંઝાવવા લાગી. પશુ, પક્ષી, માણસ નાસાનાસ અને દોડાદોડ કરવા લાગ્યાં. દશ મિનિટમાં તો બધે પાણી ભરાઈ ગયાં, સામે પર્વત ઉપરથી ધોધો કરતો પાણીનો પ્રવાહ વહેવા લાગ્યો, સર્વ કોઈ પ્રાણીને જેને જ્યાં ફાવે ત્યાં આશ્રય લેવા વ્યર્થ પ્રયત્ન કરવો પડયો. પૃથ્વીનો બધો કચરો સાફ કરી દઇ અડધા કલાકમાં ઘણો ફેરફાર કરી આ વરસાદ બંધ રહ્યો ત્યારે જ સૌ જીવને પણ શાંતિ થઇ.

**પ્રશ્ન (૫૭) ‘સાયંકાળ’ અને ‘વર્ષા’ એ કાવ્યોમાંના કુદરત વર્ણન ઉપર એક નોંધ લખો.**

[ જુઓ માર્ગદર્શન પૃષ્ટ. ૮૩ પંક્તિ ૧૩ થી ૨૩ તથા પૃષ્ઠ. ૮૬ ઉપરની નોંધ. ]

‘ સાયંકાળે ’ એ કાવ્યના કુદરતનું જ દેખાય છે તેવું વર્ણન કરી તે વિષે કવિએ અનેક ઉત્પ્રેક્ષાઓ કરી છે. અને મનુષ્ય સ્વભાવ વિષે થોડી ટીકા કરી છે.—‘ વર્ષા ’ના કાંવ્યમાં નર્યું કુદરતનું વર્ણન

નથી. કુદરત સાથે મનુષ્યની લાગણીઓનું મિશ્રણ કરવામાં આવ્યું છે. એટલે કે મનુષ્યને લીધે જ કુદરત સાથે થાય છે.

**પ્રશ્ન (૫૮) સ્વાનુભવરસિક કાવ્ય કોને કહેવાય ? એવાં કાવ્યના દાખલા આપી એમાંથી એકનો સાર આપો.**

જે કાવ્યની અંદર કવિને પોતાને થયેલો અનુભવ મુખ્યપણે વ્યક્ત થતો હોય તેને સ્વાનુભવરસિક કાવ્ય કહેવામાં આવે છે, આવાં કાવ્યમાં કોઇ એક યા અનેક પ્રસંગ ઉપર પોતાને થયેલી લાગણી કવિ કવિતામાં ઉતારે છે. અને એ જ લાગણીના બળથી કવિ કાવ્ય-રસ નિપજાવે છે.

નરસિંહ મહેતાનું ‘ હાર ’, મીરાંનું ‘ મારું ચિતડું ચોરાય ’, નર્મદાશંકરનું ‘ નવ કરશો કોઈ શોક, ’ નરસિંહરાવનું ‘ મંગલ મંદિર ખોલો ’, કાન્તનું ‘ અગતિગમન ’, કેશવ હ. શેઠનું ‘ ભવાટવિ ’, ચન્દ્ર-વદન મહેતાનું ‘ સ્વતંત્રતા ’ અને હરિહર ભટ્ટનું ‘ ચિનગારી ’ – આ કાવ્યો સ્વાનુભવરસિક કાવ્યો કહી શકાય.

‘ નવ કરશો કોઇ શોક ’ એ કાવ્યનો પ્રસંગ કવિએ પોતે જ આપ્યો છેઃ–“ એક વખત હું એવા તો મનના ગભરાટમાં હતો કે મેં જાણ્યું કે હવે મારું મોત વહેલું થશે ને હું મરીશ; ત્યારે મારા પ્યારા પ્યારીઓને બહુ દુઃખ થશે–એ ઉપરથી મેં આ કવિતા જોડી છે. ”

આ કાવ્યમાં પોતે યથાશક્તિ સેવા કરી છે એ બાબતનો સંતોષ કવિ પ્રગટ કરે છે. જીવન દરમિયાન પડેલાં અનેક દુઃખથી હવે છૂટવાનું મળશે એમ એને લાગે છે. એટલે કોઈ પ્રેમીજને એની પાછળ શોક કરવાની જરૂર નથી. છતાં પ્રેમી માણસો રડશે અને દુષ્ટ હરખાશે અને નિંદા પણ કરશે. પરંતુ કવિએ જે શૌર્ય, સત્ય, અને ટેકથી જીવન ગુજાર્યું છે તેની કોઇથી ના કહેવાવાની નથી. કવિનો દેહ નાશ પામશે, પણ એમનાં પુસ્તકરૂપી અક્ષરદેહ એમની કીર્તિ અખંડ રાખશે. એટલે જન્મ મરણના જગતનિયમને હિંમતથી

સૌએ સહી લેવો જોઇએ અને રડી રડીને ક્લેશ વધારવો નહિ. ખરુ સુખ મેળવવાને સૌએ ઇશ્વરભજન કરવું. કવિને સંભારીને રડવાથી કવિ અમર નહિ થાય, તેમ તેમના પ્રેમીજનને પણ કંઇ લાભ નહિ થાય. કવિએ પોતાનું જીવનકર્તવ્ય બરાબર બજાવ્યું છે એટલે કોઈએ શોક કરવાનો નથી.

**પ્રશ્ન (૫૯) મરણ નજીક ધારી કવિ નર્મદાશંકરે વ્યક્ત કરેલી તેમની લાગણીઓનો ખ્યાલ આપો,**

[ જુઓ પ્રશ્ન (૫૮)ના ઉત્તરની છેલ્લી કંડિકા. ]

**પ્રશ્ન (૬૦) 'મંગલ મંદિર ખોલો ' એ કાવ્યમાં કવિએ કરેલી વિનંતી કાવ્યપ્રસંગ આપીને સમજાવો.**

કવિ નરસિંહરાવને નલીનકાંત નામે એકનો એક પુત્ર હતો. તેનું પંદર સોળ વર્ષની ઉછરતી વયે અવસાન થયું, પુત્ર વિષે કવિએ અનેક આશાઓ બાંધી હતી; એ સહુ ભાંગી પડી. કવિને–કવિના હૃદયને ઘણો કારી ઘા લાગ્યો. પરંતુ કવિ એક મહાન તત્ત્વચિંતક છે એટલે પુત્રની પરલોકની શુભગતિનો વિચાર કરીને હૃદયને એમણે સંતોષ આપ્યો. તે જ પ્રમાણે આ કાવ્યમાં ઉંડે ઉંડે કવિના પિતૃહૃદયની વ્યથા છુપાઇ છે. પણ કવિને ' દયામય ' પ્રભુ વિષે અચળ શ્રદ્ધા છે, એ શ્રદ્ધાથી સંતોષ પામી વિનમ્ર ભાવે સદ્‌ગત બાળકના આત્માને પોતાના સાન્નિધ્યમાં લેવા પ્રભુને વિનવે છે.

આ કાવ્યમાં કવિની વિનંતી ક્રમશઃ પ્રગતિ કરે છેઃ જીવનવન વેગથી વટાવીને દ્વાર આગળ ઉભેલા યુવકને અંદર પ્રવેશ કરાવવા કવિ પ્રભુને પ્રથમ વિનવે છે. દ્વાર ઉઘડયાં એટલે પ્રભુતેજનો જ્યોતિ ઝળકયો તેથી હવે શિશુને ભેટવા માટે–છાતી સરસો ચાંપવા માટે–કવિ વિનંતી કરે છે; તે થયા બાદ તેની સાથે બોલવાનું પ્રભુને કહે છે. બોલીને પછી એ પ્રભુપ્રેમના તરસ્યા બાળકને પ્રેમામૃતથી ન્હવરાવવા વિનવે છે. ' દયામય ' પ્રભુનો પ્રેમ જીતવો એ મનુષ્ય માત્રનું

કર્તવ્ય છે. એ કર્તવ્ય અદા કરવા ' નામ મધુર તમ રટયો નિરંતર ', અને પ્રભુ ' દયામય ' છે, એટલે આ વિનંતી કરી કવિનું શ્રદ્ધાળુ હૃદય વ્યથામાંથી આરામ પામે છે.

' મંગલ મંદિર ' એ કવિની કલ્પનાનું મંદિર છે; ઇશ્વરનું સાન્નિધ્ય એ જ એ મંદિર. તત્વચિંતક નરસિંહરાવ પ્રાર્થના સમાજના અનુયાયી છે, અને સ્વર્ગ કે એવા કોઇ સ્થળને માનતા નથી.

**પ્રશ્ન (૬૧) ' અવસાન ' કાવ્યના નામની સાર્થકતા સમજાવો. કાવ્યની ઉત્પત્તિ વિષે કવિ અહીં શી કલ્પના કરે છે?**

અવસાન શબ્દનો અર્થ અંત થાય છે, આ કાવ્યમાં કવિ બે વસ્તુના અંતનો ઉલ્લેખ કરે છે (૧) ' નૂપુરઝંકર ' નામના પોતાના કાવ્ય સંગ્રહને છેડે આ કાવ્ય આપવામાં આવ્યું છે. એટલે આ કાવ્યમાં સંગ્રહને અંતે વાચકની વિદાય લેતી વખતે કવિ પોતાનાં કાવ્યો વિષેની પોતાની ઉમેદ જણાવે છે; પોતાના વાચક બંધુઓને એ કાવ્યોથી ક્ષણભર સુખ થયું હોય, અને એમનું એકાદ અશ્રુ લ્હોવાયું હોય તો કવિ પોતાની ઉમેદ બર આવી ગણશે. (૨) કવિતાદેવીના નૂપુરના ઝંકારનું અવસાન થાય તે પ્રમાણે પોતાના જીવનનું પણ અવસાન થશે, એ વિચાર સાથે સાથે કવિને થાય છે. અને પોતાના દેહના અવસાન વખતે પોતાની કવિતા વડે લોહેલા અશ્રુના બદલામાં કવિ વાચકને એકાદ અશ્રુ સારવાની યાચના કરે છે. આ રીતે કાવ્યનું નામ એ રીતે સાર્થક છે.

કાવ્યની ઉત્પત્તિ વિષે કવિની કલ્પના આ પ્રમાણે છેઃ—ગ્રામોફોનની થાળી ઉપર અવાજ ઝીલવામાં આવે છે, તેમ કવિનું હૃદય એ ગ્રામોફોનની થાળી છે, કાવ્યદેવીના નૂપુરના ઝંકાર એ હૃદયરૂપી થાળીમાં ઝીલવામાં આવે છે, કવિતાદેવીનું પુરૂં ગીત તો કવિઓ પણ નથી સાંભળી શકતા. ગાતાં ગાતાં દેવી નૃત્ય કરે છે. એનું ગાન અને એની વીણાના સ્વરમાંથી ઝરતાં અમૃતબિન્દુઓ દેવીના નૂપુર—ઘુઘ-

રીઓ ઝીલે છે. દેવીના ગાન તથા વીણાના નાદને અનુરૂપ દેવીના નૂપુરના ઝંકાર હોય છે, એ ઝંકાર કવિ ઝીલે છે. તેને કવિતા કહેવામાં આવે છે.

**પ્રશ્ન (૬૨) કવિ કાન્તને થયેલો અગતિગમનનો અનુભવ સ્પષ્ટપણે સમજાવો.**

જેમાં ચરણની ગતિ નથી એવું હૃદયનું ગમન તે અગતિગમન. અતિશય અંધકારને લીધે પગ સ્થિર હોય છે પણ હૃદય સરતું સરતું આગળ વધે છે. મનમાં ઉત્પન્ન થતા એવા કોઈ વિચિત્ર જ મનોભાવનું આ સરસ ભાવચિત્ર છે.

એક વેળા રાત્રે કવિ કાન્ત ફરવા નીકળ્યા હતા. આકાશમાં ચંદ્ર અને તારા સૌ ઝાંખા હતા. આજુબાજુ રસ્તે તરુઓની છાયાથી અંધારૂં વિશેષ ગાઢ બન્યું હતું. ચાલતાં ચાલતાં એકદમ કવિના હૃદયના ઉંડાણમાં કોઈ અકથ્ય. અદ્‌ભુત મનોભાવ સ્ફુર્યો. પરિણામે કવિના ચરણ ચાલતા બંધ થઈ ગયા. પણ હૃદય સરતું સરતું સ્વર્ગમાં પ્રિયજન ભણી પળવા લાગ્યું. વિચારની રેલંછેલ થઈ રહી અને પ્રણયરસ સર્વત્ર ઉભરાયો. જાણે એ પ્રેમરસમાં સ્નેહીઓનાં હૃદય ન્હાતાં ન્હાતાં પરસ્પર આલિંગન ન કરતાં હોય, એવો વિરલ અનુભવ કવિને તે ક્ષણે થયો. એ ક્ષણે આંખો પણ ન્હાના બાળકની આંખો માફક મૃદુ બની ગઈ અને માથું સ્વાભાવિક રીતે સહેજ નમી ગયું. આંખો જાણે સ્વર્ગ ભણી જતી હોય એમ ભાસ થયો. પણ બીજી જ ક્ષણે એ આભાસ બંધ થયો અને હૃદય પાછું આ દુનિયામાં આવ્યું. આસપાસ અંધારું છે કવિને સમજાયું. એ અંધારાથી દૂર થવા પગ ફરીથી ઝટઝટ ચાલવા લાગ્યા.

આજુબાજુનું અંધારું એ આ જગતના અંધારાને ઠેકાણે છે. આ અંધકાર ભર્યા જગતમાં, મનુષ્યો આગળ રસ્તો કરવા મથે છે. પણ કેટલીક વાર એવાં ભીડાઈ જાય છે કે માર્ગ સૂઝતો નથી, અને ગતિ થંભી જાય છે; આવી મુંઝવણની પળે હૃદય સદ્‌ગત સ્નેહિઓના

વિચારમાં ડુબી જાય છે. અને તેમના પ્રેમરસમાં તેમના હૃદય સાથે સ્નાન કરી ભેટે છે; પણ આ અનુભવ લાંબો વખત ટકતો નથી. આસપાસની જડ દુનિયા મનુષ્ય વર્તે છે; અને એ જડ દુનિયામાં આગળ માર્ગ શોધવા ફરી મથે છે.

**પ્રશ્ન (૬૩)** 'જે પોષતું તે મારતું એવો દીસે ક્રમ કુદરતી.

× × × ×

જે પોષતું તે મારતું શું એ નથી ક્રમ કુદરતી?'

**આ બે કથનનું કવિએ કેવી કેવી રીતે સમર્થન કર્યું છે તે લખો. એ બેમાં કયું કથન વિશેષ જોરદાર છે? શાથી?**

પહેલા કથનના સમર્થનમાં કવિએ એક આગિયાનું દૃષ્ટાંત લીધું છે. આગિયાની પાંખોના તેજ વડે તેનું પોષણ થાય છે એમ કહ્યા પછી આગિયાનું, સૌંદર્યનું અને એના વિહારનું કવિએ વર્ણન કર્યું છે. ત્યાર પછી કવિ કહે છે કે આગિયાનો ચળકાટ જ આગિયાના મરણનું કારણ છે. જે તેજ વડે એને પોતાનો ખોરાક જડે છે તે જ તેજથી બીજાં પક્ષીઓના જોવામાં એ આવે છે. અને આ રીતે,

'જે પોષતું તે મારતું, એવો **દીસે** ક્રમ કુદરતી.'

આ પ્રમાણે આગિયાના દૃષ્ટાંતથી દેખાય છે ખરૂં, પણ તે જ નિયમ મનુષ્યસંસારમાં વ્યાપકપણે લાગુ પડે છે. સંસારી મનુષ્યોનો પ્રેમ એમના જીવિતનો આધાર છે. એમના જીવનમાં આનંદામૃતનું કારણ છે. પણ ઘણી વાર એ જ પ્રેમ એમના મરણનું—એમના જીવનના દુ:ખનું કારણ થઈ પડે છે; માટે આગિયાના દૃષ્ટાંત ઉપરથી દેખાતો સિદ્ધાંત દૃઢ બને છે. અને કવિ કહે છે,

'જે પોષતું તે મારતું, શું એ નથી ક્રમ કુદરતી?'

આ છેલ્લું કથન પહેલા કરતાં વધારે જોરદાર છે. કવિએ તેને પ્રશ્નના રૂપમાં મુકયું છે. એનો ઉત્તર 'અવશ્ય છે,' એમ હરકોઈ આપે જ. જોરદાર સ્વરૂપમાં મુકાયેલા કથનનું સંસારી પ્રેમના વ્યાપક દૃષ્ટાંતથી કવિએ સમર્થન કર્યું છે.

**પ્રશ્ન (૬૪) લાંબા વખતથી સાસરે રહેલી નવોઢાના ઉરની 'એકલ આશ' કેવી રીતે ફળી તે વર્ણવો. તે વખતે એના અન્તઃચક્ષુ આગળ કયાં દૃશ્યો ખડાં થયાં?**

વાત જુના વખતની છે. અથવા ગામડામાં જ્યાં હજી પ્રાચીનતા જીવન્ત છે ત્યાંની છે. રેલગાડી, તાર ટપાલનાં સાધન નથી. મનુષ્યો દ્વારા જુજજાજ સંદેશાની આપ લે થઈ શકે. એવા સ્થળ સમયમાં એક નવોઢા લાંબા વખતથી સાસરે આવેલી હતી. પોતાના પિયરની દિશામાં એ રોજ નઝર નાંખતી. આજ તેડું આવે, કાલ તેડું આવે, એમ એ હંમેશાં ઝંખ્યા કરતી હતી. એને એમ થયું કે મારાં માબાપે અને ભાઇએ મને વિસારી મુકી.

તેવામાં એક દિવસ એણે દૂરથી વનના વૃક્ષોની ઘટામાંથી ધમધમ કરતો આવતો એક રથ જોયો—રથના ઘોડા જોયા. અને એ રથ મારા પિયરનો છે એમ એને તરત ઓળખાણ પડયું. ઘણે દિવસે એના 'અંતરની એકલ આશ' ફળીઃ માએ જ આણાં મોકલ્યાં.

રથ શેરીમાં આવી ઉભો રહ્યો. ભાઇએ બ્હેનને—બ્હેનના ઘરનાં માણસને સાદ કર્યો તે સાંભળી બ્હેનના હૃદયમાં શીતલતા વ્યાપી. ભાઈ ઘરમાં આવીને બેઠો, માતપિતાએ મોકલેલા શાંતિકર સંદેશા કહી સંભળાવ્યા. ઊરના ઊમળકાપૂર્વક એણે સંદેશો કહ્યો.

નવોઢાએ જઈ સાસુની આજ્ઞા માગી. રજા માગતી વેળા એની આંખ આગળ અનેક દશ્યો તરવરવા લાગ્યાંઃ (૧) વહાલેરી વનવાટ. (૨) દાદાનો દરબાર. (૩) વીરાજીના રઢીઆળા રણવાસ. (૪) માતૃપ્રેમના અમીરસનાં સ્નાન. (૫) સાહેલીઓની મીઠી વાતો.

**પ્રશ્ન (૬૫) 'હૈયાના ઘાવ' એ કાવ્યનું હાર્દ સ્પષ્ટપણે સમજાવો.**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૯૭ કંડિકા. ૧–૨. ]

**પ્રશ્ન (૬૬) 'મારે જાવું પેલે પાર' એ કાવ્યમાં બે કાંઠાની સૃષ્ટિ વચ્ચેનો ભેદ કેવી રીતે સમજાવ્યો છે?**

[ જુઓ માર્ગદર્શન પૃષ્ટ ૧૦૦ ]

**પ્રશ્ન (૬૭) 'કાળની ખંજરી'ના કવિનું વક્તવ્ય સ્પષ્ટપણે સમજાવો.**

[ જુઓ માર્ગદર્શન પૃષ્ટ ૧૦૧ ]

**પ્રશ્ન (૬૮) "'મઢુલી'ને કવિ એક જીવનગીત ગણે છે." આ કથનની યથાર્થતા બતાવી કવિના આદર્શ જીવનનો ખ્યાલ આપો.**

**પ્રશ્ન (૬૯) 'ભવાટવિ' અને 'મૂળભોમ'ના કવિએ બતાવેલા ભેદ સ્પષ્ટ રીતે સમજાવો.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૧૦૨-૧૦૩. તથા પૃષ્ટ ૧૦૪ ઉપરની નોંધ.]

કવિની મૂળભોમ આ પૃથ્વીની બ્હાર છે. પહેલાં કવિ એ સૃષ્ટિમાં હતા, પણ હાલ આ પૃથ્વી ઉપર પંથ ભુલીને દિનરાત ભમ્યા કરે છે; મૂળભોમનો રસ્તો શોધે છે. એ મૂળધામ નિરંતર, નિષ્કલંક, તેજોમય હતું. એમાં શીતલ સુખદાયક લહરીઓ આવતી. ત્યાંનાં પ્રાણીઓ અમર હતાં. અને તેમનો સ્નેહ સનાતન હતો.

પરંતુ આ 'જીવનવન-ભવાટવિ'માં તો સૂર્ય ઉગે છે ને વળી આથમે છે-સૂર્યનું તેજ નિરંતર રહેતું નથી. સંસારના દુઃખરૂપી તાપથી કુટુંબના દિવારૂપ યુવાન પુત્રો ઘેર ઘેર મરણ પામે છે. આ પૃથ્વી ઉપર જે સ્નેહને આશરે કવિનું જીવન નભે છે તે સ્વપ્ન જેવો ક્ષણજીવી છે. એવા સ્નેહને આધારે ગતિ કરતું કવિનું જીવનનાવ સ્થિર ગતિએ ચાલતું નથી. એ ડામાડોળ થયાં કરે છે અને કઈ પળે ડુલશે એ કવિ કળી શકે એમ નથી. આ ભવાટવિમાં જ્યાં જ્યાં પગલાં માંડે છે ત્યાં ત્યાં કવિના પગને ધગધગતા અંગારા બાળે છે. સંસારરૂપી અરણ્યમાં એના દુઃખનો ભાર ઉંચકીને ફરતાં, કવિની પીઠ ઉપર ચાંદાં પડી ગયાં એવો દુઃખથી ભરેલો આ સંસાર છે.

**પ્રશ્ન (૭૦) 'સ્વતંત્રતા' એ કાવ્યમાં પ્રગટ થયેલી કવિ-હૃદયની તમન્નાનો ખ્યાલ આપો.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૧૦૬-૧૦૭ વિવરણ તથા નોંધ.]

**પ્રશ્ન (૭૧) 'અમર ઈતિહાસે' એ કાવ્યનો મુખ્ય વિચાર આપો. બીજા કયા કાવ્યમાં એ જ વિચાર પ્રગટ થાય છે?**

'અમર ઇતિહાસ' એ કાવ્યમાં યુવાનોએ શું કરવું જોઈએ, શી ઉત્કંઠ ઇચ્છા રાખવી જોઇએ અને એ કેવી રીતે સિદ્ધ કરવી જોઇએ તે કવિએ કહ્યું છે. યુવાનો દેશનું પુનરજીવન સર્જવા નિર્માયા છે.

એમણે દેશના ઉદ્ધાર માટે સેવેલાં સ્વપ્નોને સિદ્ધ કરવા પ્રયત્ન કરવા જોઈએ. જે પ્રયત્નોનું ફળ આવ્યું નથી, તે પ્રયત્નોનું ફળ આણવા એમણે સતત જાગ્રત રહી, મહેનત કરવી જોઈએ. તેમ જ દિન પર દિન નવાનવા સંસ્કારો પોતાના જીવનમાં ઉતારી, ઇશ્વરી પેગામ સર્વત્ર પહોંચાડવો જોઈએ. અડગ ખંતથી, અખૂટ હોંશથી પોતાના અંતરનાદને માન આપીને દરેક યુવકે ધ્યેય પ્રાપ્ત કરવા મથવું જોઈએ. એ કરતાં કરતાં એ રાષ્ટ્રના પાયામાં પડીને–મરીને ઇતિહાસમાં નામ અમર કરવું એવી ઇચ્છા કવિ યુવકહૃદય પ્રકટાવવા ઇચ્છે છે.

આ જ પ્રમાણે સ્વદેશના વીર પુત્રોને માર્ગે પળી 'અધુરા યત્નો-નું જતન' કરતાં કરતાં મરી જવું એ વિચાર 'સ્વતંત્રતા' કાવ્યમાં પ્રગટ થાય છે.

**પ્રશ્ન (૭૨) ભારતનું ઐતિહાસિક ગૌરવ વર્ણવીને એમાંથી મળતી પ્રેરણા તથા બંધાતી ભવિષ્યની આશાઓનું બયાન કરો.**

'પ્રાણથી પ્યારો દેશ' એ કાવ્યમાં હિંદમાતાના ગરવા ઇતિહાસનું કવિ દ્વિજેન્દ્રનાથે સગર્વ આલેખન કર્યું છે. ભગવાન ગૌતમ બુદ્ધ, સમ્રાટ અશોક, પ્રતાપી રામ, બંસીધર કૃષ્ણ, જ્ઞાની વ્યાસ, ભક્ત કવિ તુલસી, વીર પ્રતાપ અને નરકેસરી શિવાજી–એ વીર પુરૂષોનું કવિએ અહીં સ્મરણ કરાવ્યું છે. બુદ્ધ ભગવાને જીવદયાનો ધર્મ અડધી દુનિયામાં ફેલાવ્યો. અશોકે ભારતની રાજકીય સીમાનો બહોળો વિસ્તાર કર્યો. રામે લંકાપતિ રાવણને સહેલથી હરાવ્યો, કૃષ્ણે પોતાની બંસ-રીના સૂરથી લોકને મુગ્ધ કરી ભક્તિરસ રેલાવ્યો. વ્યાસ ભગવાને ગીતા લખી. તુલસી ભક્તે હરિના ગુણગાન કર્યા. પ્રતાપ અને શિવાજી આર્યધર્મના પ્રતિપાલક થઈ ગયા. વળી દેશ પરદેશમાં પહેલાં હિંદીઓ ભારે વેપાર ખેડતા અને તેમનાં વહાણ સર્વ સાગરોમાં ફરતાં.

આવા ગૌરવશાળી પૂર્વજોનો યશસ્વી ઈતિહાસ સાંભળી તેમના પુત્રો–હાલના હિંદીઓને સ્વદેશ માટે પ્રાણ પાથરવા પ્રેરણા અવશ્ય મળવી જોઇએ. અત્યારે હિંદ માતાને ધૂળનાં બેસણાં છે, એનું મુખડું

મ્લાન છે; એની આંખમાં આંસુ સુકાતાં નથી. પણ એમ ઓછું લાવવાનું એને કારણ નથી. કારણ કે ભારતના ઐતિહાસિક ગૌરવનું સ્મરણ કરીને ભારતી પુત્રો પ્રાણ પાથરવાની પ્રેરણા પામશે, આજનાં અંધારનાં વાદળ વીખરાઈ જશે. માનું મ્લાન મુખ અલૌકિક તેજથી પ્રકાશશે. હવે એને જગતમાં નીચું મોં રાખીને ફરવાનું નહિ રહે. હિંદ માતાના પુત્રો માનવી છે. મુંગાં ઢોર નથી. સર્વે હિંદીઓ,

'દેવી તું મારી, સાધન મારી,
સ્વર્ગ તે તું જ સ્વદેશ.

એ ભાવ અંતરમાં હંમેશ ધરીને હિંદ માતાનો જય દેશપરદેશમાં ગજવશે જ.

**પ્રશ્ન (૭૩) 'ચિનગારી' કાવ્યમાં સમાયેલું રૂપક સ્પષ્ટ રીતે સમજાવો.**

[જુઓ માર્ગદર્શન પૃષ્ઠ ૧૧૦–૧૧૧.]

**પ્રશ્ન (૭૪) તમને સૌથી વિશેષ ગમેલા એક કાવ્યનું નામ આપો. તે તમને શા કારણથી ગમ્યું તે કહો અને તે કાવ્યનો સાર આપો.**

[કારણો આપતાં આટલી બાબતો ઉપર વિવેચન કરવું. (૧) એ કાવ્યનો વિચાર શો છે અને તે વિચારમાં કેવી રીતે સૌંદર્ય અને વ્યાપકતા રહેલાં છે, તે બતાવવું. (૨) એ કાવ્યમાં પ્રગટ થતી લાગણીનું સ્વરૂપ સમજાવવું અને એ લાગણી તમારા હૃદયને શા માટે હલાવે છે તેનું કારણ આપવું. (૩) એ કાવ્યની સંગીતમયતા વિષે નોંધ કરવી, અને ભાવવાહી અર્થગંભીર શબ્દો અથવા વાક્યો-નો ઉલ્લેખ કરવો.

**સૂચનાઃ**—ઉપર પ્રમાણે લખી શકાય તેટલા માટે કેટલીક સુંદર પંક્તિઓ જીહ્વાગ્રે હોવી જોઈએ.]

**પ્રશ્ન (૭૫) તમને ગમતા કાવ્યનું નામ આપો, અને તેનો મુખ્ય વિચાર અથવા લાગણી બતાવો. એ કાવ્યમાંથી આઠ પંક્તિઓનું અવતરણ કરો.**

# ગદ્ય વિભાગ.

**પ્રશ્ન (૭૬) 'આત્મકથા' લખવામાં ગાંધીજીએ શું દૃષ્ટિબિંદુ રાખ્યું હતું અને કયા હેતુથી તે લખી તે જણાવો.**

સત્યને ગાંધીજીએ જેવું જોયું છે અને જે માર્ગે જોયું છે તે આત્મકથામાં એમણે બતાવ્યું છે. એમની માફક બીજાઓ પણ પ્રયોગ કરી શકે અને સત્ય શોધવાને એમણે જે પ્રયત્નો કર્યા છે તે ઉપરથી બીજાઓને લાભ થાય એવી હાલ એમની દૃઢ માન્યતા છે. તે માટે સમજવાની જરૂર છે કે લેખક અદ્‌ભુત સત્વ નથી, પણ સામાન્ય માણસ છે. એમણે ભૂલ કરી હોય, એ સનાતન સત્યની દૃષ્ટિએ સંભવિત છે, માટે એમનું કહેલું બ્રહ્માક્ષર સમજવાનું નથી. આ રીતે આત્મકથા લખવામાં ગાંધીજીનું દૃષ્ટિબિંદુ એ છે કે પોતે જે માર્ગે સત્યનું દર્શન કર્યું છે તે માર્ગનું બીજાઓને દર્શન કરાવવું. સત્ય વિગેરે સિદ્ધાંતો વર્ણવવા આત્મકથા લખવામાં આવી નથી; પણ એ સિદ્ધાંતોને આધારે કરેલાં કાર્યોનો ઈતિહાસ આપી માર્ગદર્શન કરવાનું દૃષ્ટિબિંદુ એમની સમક્ષ છે.

પરમ સત્ય શોધવાના વિશ્વ પ્રયત્નોમાં ઝંપલાવનારને માર્ગસૂચક થવાય એટલી જ એમની ઉમેદ છે. આત્મકથાના વર્ણનનો હેતુ વાંચનારમાં સત્ય અને અહિંસા વિષે વધારે આસ્થા બેસાડનારો છે. કારણ કે સત્યમય થવાની અહિંસા—જીવમાત્ર પ્રત્યે આત્મવત્ પ્રેમ—એ જ એક માર્ગ છે. આ આત્મકથાથી ગાંધીજી એમ પણ બતાવવા માગે છે કે સત્યનું ક્ષેત્ર વિશાળ છે અને ધર્મ, રાજ્યપ્રકરણ ઈત્યાદિ જીવનનાં સર્વ ક્ષેત્રો સાથે સત્યને ઊંડો સંબંધ છે. અને સત્યના દર્શનની ઈચ્છા કરનાર આ કોઈમાંથી નાસી શકે એમ નથી. વળી ગાંધીજી એમ બતાવવા માગે છે કે સત્યનું વિશાળ ક્ષેત્ર સમજીને બેસી રહે ન ચાલે. આત્મશુદ્ધિ થાય ત્યારે જ અહિંસા સંપૂર્ણપણે સિદ્ધ થાય. અને તેથી મનુષ્યે રાગદ્વેષ વગેરે

વિકારો [redacted]જવા જોઈએ. અને શૂન્યવત્ નિરભિમાની બની નમ્રતાની પરાકાષ્ઠાએ પહોંચવું જોઈએ. પ્રભુની અને જગતની મદદથી મનુષ્યો શૂન્યવત્ નિર્વિકારી બની સત્ય અને અહિંસામાં મજબૂત આસ્થા બેસાડી સર્વવ્યાપક સત્યનારાયણના આ જગતમાં પ્રત્યક્ષ દર્શન કરવા પ્રેરાય એ આત્મકથા લખવાનો હેતુ છે.

**પ્રશ્ન (૭૭) 'પ્રસ્તાવના' અને પૂર્ણાહુતિ'માંથી નીચેની બાબતો ઉપર શી માહિતી મળે છે ?**

**(૧) ગાંધીજીને આત્મકથા લખવાનો અવસર.**

**(૨) આત્મકથા વિરૂદ્ધની શંકાઓ.**

**(૩) આત્મકથા અધુરી મુકવાનાં કારણો.**

[ (૧) જુઓ ગદ્યકુસુમ પૃ. ૧–૨ કંડિકા પહેલી.
(૨) જુઓ ગદ્યકુસુમ પૃ. ૨ કંડિકા બીજી.
(૩) જુઓ માર્ગદર્શન પૃ. ૧૨૩–૧૨૪. ]

**પ્રશ્ન (૭૮) ગાંધીજીના લેખો ઉપરથી સમજાતું સત્યનું સ્વરૂપ વર્ણવો.**

પરમેશ્વરની અગણિત વિભૂતિઓ છે, તેમાં સત્ય એ તેની સંપૂર્ણ વિભૂતિ છે. સત્ય એ જ નારાયણ છે.—અહિંસા પાળનાર જ સત્યમય—પ્રભુમય થઈ શકે. અને અહિંસક થવાને આત્મશુદ્ધિની જરૂર છે. આત્મશુદ્ધિને માટે નિર્વિકાર થવું જોઇએ, તથા સર્વ અભિમાન ત્યજી શૂન્યવત્ બનવું જોઇએ.—સત્યનું ક્ષેત્ર ઘણું વિશાળ છે. એ સર્વવ્યાપી છે અને જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં વ્યાપી રહેલો છે. મન વચન અને કર્મના સત્યરૂપી પ્રભુની પૂજા સાર્વત્રિક થવી જોઇએ. સમગ્ર વિશ્વના જીવનમાં મન વાચા અને કર્મનું સત્ય સંપૂર્ણપણે દૃષ્ટિગોચર થાય ત્યારે જ સત્યનારાયણ પ્રભુનું પુરેપુરું દર્શન થાય. આ સત્યની શોધનો માર્ગ ઘણો કઠણ છે. એ રસ્તે જવું તે ખાંડાની ધારે ચાલવા જેવું છે, છતાં એ રસ્તે આબાલવૃદ્ધ સૌ જઇ શકે એમ છે—શરત એ જ છે: અભિમાન પુરેપુરું ઓગાળી નાખવું, એક રજકણથી પણ

વધારે ક્ષુદ્ર બનવું,—યાદ રાખવું જોઇએ કે અમુક વસ્તુ આપણને સત્ય સમજાઇ માટે તે સત્ય થઇ જતી નથી. કોઇ પણ માણસ પરમેશ્વરનું અમુક રીતનું વર્ણન આપે અને એને ખરેખર તેઓ માને માટે પરમેશ્વર કાંઇ તેવો થઈ જતો નથી. એ તો જે હોય છે તે જ રહે છે. માટે આપણે સત્યને જેવું કલ્પીએ તેવું જ એ પોતે વસ્તુતઃ હોય ત્યારે જ આપણી કલ્પના પ્રમાણ કહેવાય. મૂળ સત્ય પોતાના સ્વરૂપ વિષે બીજા કોઈ ઉપર આધાર રાખતું નથી—બીજા કશાથી એનું સ્વરૂપ બદલી શકાતું નથી.—ચિરસ્થાયી હોઇ એ હંમેશાં તેવું ને તેવુંજ રહે છે.

**પ્રશ્ન (૭૯) " 'ગુજરાતના લ્યૂથર' એ નામને તો કદાપિ દુર્ગારામ લાયક હોય કે નહિ, પણ 'ગુજરાતના આર્નોલ્ડ' નામને એ બરાબર લાયક છે." આ કથનની યોગ્યતા પુરવાર કરો.**

માર્ટિન લ્યૂથરે રોમન કેથોલિક ધર્મમાં ચાલતા વહેમ અને અનાચાર સામે જર્મનીમાં પોકાર ઉઠાવ્યો. એના પડઘા સમસ્ત યુરોપખંડમાં પડયા. લાંબે ગાળે એને પરિણામે, રોમ નગરમાં રહેતા પોપથી સ્વતંત્રપણે દેવળોનો વહીવટ કરનારી પ્રોટેસ્ટંટ નામની મોટી ખ્રિસ્તી ધર્મની શાખા થઇ. માર્ટિન લ્યૂથરની માફક દુર્ગારામે ગૂજરાતમાં સુધારાનો પોકાર ઉઠાવ્યો ખરો, પણ લ્યૂથરની માફક એ એના પ્રથમ ઉત્પાદક નહતા. તેમ તેમના કામની અસર ગૂજરાત બહાર હિંદના બીજા પ્રાન્તોમાં પ્રસરી નહતી. એટલે દુર્ગારામને ગૂજરાતના લ્યૂથર કહેતાં કોઈ અચકાય એમ બને. પરંતુ ગૂજરાતના આર્નોલ્ડ એ વિશેષણ એમને પૂરું બંધબેસતું છે.

ઇંગ્લાંડની રૂગ્બીની નિશાળનો થોમસ આર્નોલ્ડ નામનો પ્રખ્યાત વડો શિક્ષક થઈ ગયો. ઇંગ્લાંડમાં એની નિશાળ બહુ વિખ્યાત હતી. અને એના શિષ્યો 'પૃચ્છક' નીવડતા. એની માફક દુર્ગારામના શિષ્યો પણ પૃચ્છક નીવડતા. અને જુદા પડી આવતા.

દુર્ગારામે પોતાના શિષ્યોમાં પરિપક્વ બુદ્ધિ, વિચાર કરવાની ટેવ, ઠરેલપણું અને ઉત્સાહ એ ગુણોનાં બીજ રોપ્યાં હતાં. એમની નિશાળમાં ઘણા ઘણા વિષયો બહુ સંપૂર્ણતાથી શીખવાતા હતા. લોકમાં એવી કહેવત ચાલી હતી કે દુર્ગારામનો કોઈ નિશાળીઓ મૂર્ખ ન હોય. એમની નિશાળ ગૂજરાતમાં સર્વોપરી ગણાતી હતી. આ રીતે દુર્ગારામ યથાર્થ ગૂજરાતના આર્નોલ્ડ હતા. પણ પાછળથી એમનું મન સુધારાની વાતોમાં વધારે રોકાયું એટલે એમનું 'આર્નોલ્ડપણું' ગૌણ બની ગયું.

**પ્રશ્ન (૮૦) સુધારક દુર્ગારામનો ટુંકમાં પરિચય આપો.**

આશરે બાર વર્ષ મહેતાજી તરીકે કામ કર્યા પછી મહેતાજીએ પોતાના સુધારાના વિચારો પ્રકાશમાં મૂક્યા. ઇ. સ. ૧૮૩૮ માં હિંમતથી, જુસ્સાથી અને શાંતિથી દુર્ગારામે વિધવાવિવાહની તરફેણમાં પોકાર ઉઠાવ્યો. ત્યારે લોક એમની મશ્કરીઓ કરતા, સાધુઓ એમને અપવિત્ર ગણતા. છતાં એમણે પોતાનો ઉદ્યોગ જરાયે નરમ પાડયો નહિ. બીજા કોઇ વક્તાએ એટલા થોડા વખતમાં આટલી અસર કરી નથી. ઈ. સ. ૧૮૪૩ માં એક કુંવારી કન્યા જોડે પુનર્લગ્ન કર્યા પછી મહેતાજીએ વિધવાવિવાહ વિષે બોલવાનું બંધ કર્યું.

ઈ. સ. ૧૮૪૨ માં પુસ્તક પ્રચારક મંડળી અને ઈ. સ. ૧૮૪૪ માં માનવધર્મસભા સ્થાપવામાં આવી. પહેલી સંસ્થાના આશ્રય નીચે પુસ્તકો છાપીને લોકમાં જ્ઞાન ફેલાવવા માંડયું. બીજી સંસ્થામાં દુર્ગારામ ઘણો આગળ પડતો ભાગ લેતા હતા. બધું બોલનાર, કરનાર અને નવા નવા મુદ્દા ઉઠાવનાર દુર્ગારામ જ હતા. દુર્ગારામના વિચાર ઘણા ઠરેલ, વિશાળ અને પ્રાઢ હતા. એમની બોધ કરવાની શૈલી ગંભીર, રસિક અને વખતે ચતુરાઇ ભરેલી હતી. સુધારા માટે એમનો ઉત્સાહ એવો હતો કે પાત્રનો વિચાર કર્યા વિના જ જે મળે તેને બોધ કરવા મંડી જતા. એક વેળા એક ઘરડી ડોસીને જાતિભેદ તોડવાનો એમણે બોધ કર્યો હતો. તથા એક કતલની રાતે

છાતી કૂટતા હજારો મુસલમાનોને બોધ કરવા જવા એમને વિચાર થયો હતો. એક વાર જાદુ સંબંધે ભારે જાહેરાત કરી. એમણે એક મોટી સભા ગોઠવી હતી, તેમાં એમણે જાદુગરોની ઠગાઈ ઉઘાડી પાડી. જાનના જોખમે આવાં પરાક્રમો દુર્ગારામે કરેલાં અને તેથી સુધારાના કામને ઘણો ફાયદો થયો છે.

**પ્રશ્ન (૮૧) જીવનચરિત્રો શા માટે લખાવાં જોઇએ ? ચરિત્રનિરૂપકમાં કયા કયા ગુણોની શા માટે જરૂર છે ?**

જીવનચરિત્રો ન લખવામાં આવે તો પ્રજાને ઘણું નુકસાન થાય છે. લોકોને નકલ કરવા લાયક પુરુષત્વના સારા નમુના માલમ પડતા નથી અને તેથી પોતાની ટૂંકી બુદ્ધિ અનુસાર બહુ જ થોડી પ્રગતિ માણસો કરી શકે છે. કારણ કે મહાપુરુષો જીવતા હોય ત્યારે તેમનો દાખલો લેવાને એ લોક આગળ મોજુદ હોય છે; પણ મહાપુરુષનો દેહ પડયા પછી લોકો પાસે અનુકરણ કરવાને કંઈ સાધન રહે નહિ.— વળી લોકો એમ સમજતા થાય છે કે મહત્કર્મો આપણી શક્તિની બહાર છે. કારણ કે ભૂતકાળમાં કરવામાં આવેલાં મહત્કર્મોની દંતકથાઓ સાંભળે છે ખરા પણ એમને અલૌકિક ગણીને તેમાં અદ્ભુત કથાઓ ઉમેરે છે; તેથી તેઓ પણ માણસ જેવા માણસ થઇ ગયા અને તેમને માર્ગે આપણે પણ જઈ શકીએ એ ખ્યાલ લોકને આવતો નથી, માટે મહાપુરુષોનાં મહત્કૃત્યો વર્ણવવાં એ ઘણું આવશ્યક છે.

હરકોઈ ચરિત્ર નિરૂપકમાં શોધ, સત્ય, વિવેક અને વર્ણનશક્તિ એ ચાર ગુણ હોવા જોઈએ. ચરિત્રનિરૂપકે પૂરતી ખોળ કરી સંપૂર્ણ હકીકત મેળવવી જોઈએ અને ત્યારે જ જેનું ચરિત્ર વર્ણવવામાં આવે છે, તે માણસ હતા એવો ખ્યાલ બરાબર બેસી શકે. તથા તેમનાં કાર્યની યોગ્યાયોગ્યતા બરાબર વિચારી શકાય. અને તેટલા જ માટે લખાણમાં સત્યની પણ જરૂર છે. મહાપુરુષના સદ્ગુણો કે

કાર્યોથી ખેંચાઈને તેના વિષે એવો પક્ષપાત ન બતાવવો જોઈએ કે જેથી એની ઉણપો ઢાંકવાની વૃત્તિ થાય. ગમે તેવાં મોટાં માણસો ભૂલને પાત્ર છે, અથવા કોઈ વિચિત્ર વૃત્તિને વશ વર્તનારા હોય છે એમ બતાવવાથી એમનું મનુષ્યપણું વાંચનારમાં દૃઢપણે ઠસે છે. અને તેથી તેનો દાખલો લેવાનું સહેલું થઈ પડે છે. છતાં વાંચકનું ધ્યાન સદ્‌ગુણો અને સત્કાર્યો તરફ વિશેષતઃ ખેંચાય માટે વિવેક અને વર્ણન-શક્તિની પણ જરૂર છે.

**પ્રશ્ન (૮૨) નવલરામની વિવેચન પદ્ધતિ ઉપર નોંધ લખો.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૧૨૯. પંક્તિ ૧૮ થી ૨૫ તથા પૃ. ૧૪૦—કંડિકા ૧૬ ની નોંધ.]

**પ્રશ્ન (૮૩) નરસિંહરાવની દૃષ્ટિએ ગોવર્ધનરામના ગુણદોષનું આલેખન કરો.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૧૪૧ —પંક્તિ ૧૩ થી પૃ. ૧૪૨—પંક્તિ—૧૩.]

**પ્રશ્ન (૮૪) "ગોવર્ધનરામભાઇના મનનું બંધારણ રસપરીક્ષામાં સમગ્રદર્શન કરતાં અવયવદર્શન વધારે કરનારૂં હતું." આ કથન ઉદાહરણ લઇને સમજાવો.**

શુક્લપક્ષની રમ્ય રાત્રિ હોય, પણ સઘળું વાતાવરણ ધૂમ-સથી છવાયેલું હોય ત્યારે આસપાસની કુદરતનું સૌંદર્ય બીલકુલ દૃષ્ટિગોચર થતું નથી. પણ ધીમે ધીમે જુદી જુદી બાજુએ ધુમસ વેરાવા માંડે તેમ આજુબાજુની પ્રકૃતિનું સૌંદર્ય ધીમે ધીમે—કકડે કકડે વ્યક્ત થાય છે. આ પ્રમાણે કોઈ વસ્તુના જુદા જુદા અવયવોનું એક બીજાથી સ્વતંત્રપણે દર્શન કરીએ અને તેનો રસ અલગ અલગ માણીએ એ અવયવદર્શન કર્યું કહેવાય. પણ જ્યારે ધૂમસ સિવાયની નિર્મળ રાત્રી હોય ત્યારે આખું કુદરતનું દૃશ્ય એકી વખતે એક સામટું નીહાળી તેનો રસ માણવો તે સમગ્રદર્શન કહેવાય.

ગોવર્ધનરામનામાં પણ સમગ્રદર્શન કરતાં અવયવદર્શન કરવાની વિશેષ ટેવ હતી. તેનું દૃષ્ટાંત નરસિંહરાવે આપ્યું છે. 'મધ્ય રાત્રિએ કોયલ' એ નામના નરસિંહરાવના કાવ્યમાં,

'અનિલ ધીરે ભરે પગલાં—પળે શાંતિ રખે સહુ.'

એ અને એવી બીજી છૂટી છૂટી પંક્તિઓનું સૌંદર્ય ગોવર્ધનરામે પહેલાં અલગ અલગ ગ્રહણ કર્યું અને ત્યાર પછી છેવટે આખા કાવ્યમાં સમાયેલા રસનું એમણે દર્શન કર્યું. પહેલાં તો ગોવર્ધનરામને એમ જ જણાયું હતું કે આ કાવ્યમાં કંઈ ચમત્કાર નથી. પણ પછીથી ધીરે ધીરે છૂટી છૂટી પંક્તિઓમાં રસનું દર્શન—અવયવ દર્શન – કરતાં કરતાં આખરે એમણે આખા કાવ્યના રસનો આસ્વાદ ક્યોં. આછી ચાંદનીવાળી મેઘલ મધ્ય રાત્રિની નીરવ શાંતિમાં એકદમ કોયલનો ટહૂકાર મંદ સમીરની સાથે વહી આવી શ્રવણગોચર થાય તેથી કવિહૃદયમાં ઉપજતા ભાવ વિષે ગોવર્ધનરામના હૃદયમાં પહેલી જ પળે એકદમ એકસામટો સમભાવ ઉત્પન્ન થયો નહિ. પહેલાં એમને અવયવદર્શન થયું; પછી સમગ્રદર્શન થયું.

**પ્રશ્ન (૮૫) 'ગામદેવીનો મહાગુરૂ' એ શીર્ષકનો અર્થ સમજાવો. કઈ દૃષ્ટિએ અને કેવા સ્વરૂપે લેખક ગાંધીજીને જુએ છે ?**

ગામદેવી એ મુંબઈનો એક લત્તાનું નામ છે. પહેલાં અસહકાર વખતે ૧૯૧૯–૨૦ માં ત્યાં જંગી સભાઓ ભરાતી. તેમાં અભણ જનસમુદાય ભેગો થતો. એવા જનસુમદાયના ગુરુરૂપ ગાંધીજીનું રેખાચિત્ર શ્રી. કનૈયાલાલ મુનશીએ આ લેખમાં દોર્યું છે. ગામદેવીનો મહાગુરુ એનો બીજો પણ એવો અર્થ થઈ શકે કે, હિંદ દેશનાં ગામડાંરૂપી દેવીનો મહાગુરુ. આ રીતે જનતાના પૂજ્ય ગાંધીજીનું લેખક દર્શન કરે છે. અને તેમાં એવું સૂચન છે કે લેખક જેવા સ્વતંત્ર વિચારકો અમુક બાબતોમાં ગાંધીજીથી જુદા પડે છે.

તેથી જ શરુઆતમાં એમણે કહ્યું છે કે જુદા જુદા પુરુષોએ

ગાંધીજીને જુદાં જુદાં ઉપનામ આપ્યાં છે. ગાંધીજીએ જુદાં જુદાં ક્ષેત્રોમાં કામ કર્યું છે. એટલે એમનું વ્યક્તિત્વ બહુરૂપી જણાય છે. એમનું વ્યક્તિત્વ અગાધ ઊંડું છે. સત્યાગ્રહ, સ્વદેશીવ્રત, અહિંસા આદિ કેટલીક બાબતોમાં લેખકને ગાંધીજી સાથે મતભેદ છે. છતાં એમના વ્યક્તિત્વ આગળ લેખકથી સ્વાભાવિકપણે નમી જવાય છે–મૌનવશ થઈ જવાય છે.

ટીકાથી અસ્પૃષ્ટ રહી પોતાની નિઃસ્વાર્થ ભાવના સિદ્ધ કરવા ગાંધીજી અખંડ ગતિ કર્યે જાય છે. ગાંધીજીનું ખરું રેખાચિત્ર તો એમના લેખોમાં, સરકારના ખાનગી મુસદ્દાઓમાં, અને હિંદના ઇતિહાસમાં ચીતરાયેલું છે. ગાંધીજી યોગી છે, સ્વાશ્રયનો અવતાર છે, રાષ્ટ્રીયતાના પરમભક્ત છે, સર્વત; હિન્દુ કોઈ પરદેશી સામગ્રી (ભાષા, સંસ્કાર, કાપડ વગેરે) ને સંસ્કૃતિના નિષેધક છે; સ્વદેશીધર્મના ધુરંધર છે. લોકજીવનમાં એ લોકમતનો અંતિમ અધિકાર સ્વીકારે છે. હંમેશાં એ પોતાના સિદ્ધાન્તો આચારમાં ઉતારે છે. એ સત્યાગ્રહસેનાના નાયક છે અને આધ્યાત્મિક ભાવનાઓ એમણે રાજકીય પ્રવૃત્તિઓમાં મૂર્તિમંત કરી બતાવી છે. સત્યાગ્રહની ભાવના સમાજ જીવનમાં એમણે ઉતારી છે. દેશના સ્ત્રીપુરુષો પરના એમના પ્રભાવે કરી જાહેરજીવન વધારે શુદ્ધ, સ્વાર્થત્યાગી, મહત્ત્વાકાંક્ષી અને પ્રતાપી થતું જશે. લેખકને એક જ બીક છેઃ–અહિંસા, રાષ્ટ્રીયતા, ઇત્યાદિ સિદ્ધાન્તોની અણસમજુ વર્ગ ઉપર જુદી છાપ પડશે તો?

**પ્રશ્ન (૮૬) નર્મદાશંકરના કયા વિચારોમાં કયો ફેરફાર થયો તે સકારણ કહો.**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૧૬૦. ]

**પ્રશ્ન (૮૭) નર્મદાશંકરે પોતાના વિચારો ફેરવ્યા તે ઉપરથી તેમના ચારિત્ર્ય વિષે શો મત બંધાય છે? એ પ્રમાણે વિચાર ફેરવવાની યોગ્યાયોગ્યતા વિષે નોંધ લખો.**

નર્મદાશંકરનો સ્વભાવ મૂળથી જ પોતાના મનમાં જે મનાયું તે નીડરપણે લોકમાં પ્રકાશવાનો હતો. માટે પોતાના બદલાયેલા વિચારો એમણે જાહેરમાં મૂક્યા. એમના જેવા અભિમાની માણસે પોતાના બોલ પોતાની મેળે જાહેરમાં પાછા ખેંચવા એ ખોટું સ્વાર્પણ ન હતું. એમાં કીર્તિને ભોગે શુદ્ધ દેશહિત કરવાની જ બુદ્ધિ રહેલી હતી. છેવટની ઘડી સુધી નર્મદાશંકરની બુદ્ધિ હતી તેવીને તેવી તેજદાર અને સ્વસ્થ રહી હતી. મતભેદ તો ધર્મના વિષયમાં સ્વાભાવિક છે. કારણ આજે ગાંધીજીના જમાનામાં છડેચોક સત્ય બોલી શકાય છે, તેવું ત્યારે ન હતું. તે વખતમાં દલપતરામ જેવા મોટા પુરુષો પણ 'લોકવિરુદ્ધ વિચાર' બહાર ન કહી બતાવવાની સલાહ આપતા હતા. માટે પોતાના વિચારો પાછા ખેંચવામાં નર્મદાશંકરે ખરૂં શૌર્ય દાખવ્યું હતું.

નાની ઉંમરમાં બાંધેલા વિચારો ફેરવવા પડે એમાં આશ્ચર્ય નથી; ન ફેરવવા પડે એ જ આશ્ચર્ય છે. ખરૂં જોઇએ તો મત ફરવો એ જ્ઞાનવૃદ્ધિનું એક અવશ્યનું પગથિયું છે. અધિક અનુભવ અને વિચારને યોગે નિરંતર પોતાની ભુલો છોડી નવા વિચાર ગ્રહણ કરવાથી જ માણસ ડાહ્યું થતું જાય છે. તેમાં વળી વિદેશી કેળવણી મેળવનાર આપણા જુવાનોને વિચારો બાંધતી વખતે સ્વદેશની સંસારી સ્થિતિનું કંઈ જ્ઞાન હોતું નથી. એટલે આગળ ઉપર એ જ્ઞાન થયે ફેરફાર કરવો પડે તે સ્વાભાવિક છે. વ્યવહારનાં કર્તવ્યો ઉપર વિચાર કરતાં આજુબાજુના સંયોગો ગણતરીમાં લેવા પડે છે. એ સંયોગોનો વિચાર કરીને જ જુવાનીમાં બાંધેલા વિચારોની શક્યાશક્યતા નક્કી થઈ શકે.

**પ્રશ્ન (૮૮) "વીર સત્ય ને રસિક ટેકીપણું અરિ પણ ગાશે દિલથી" નર્મદાશંકરના ચારિત્ર્ય વિષે ટૂંક નોંધ લખો; અને ઉપરની પંક્તિનું સત્ય દૃષ્ટાંત સમજાવો.**

[ જુઓ, માર્ગદર્શન પૃ. ૧૬૫–૬૬ કંડિકા ૯–૧૦ ની નોંધ અને સમજુતી; તથા માર્ગદર્શન પૃ. ૮૭ ઉપર આ પંક્તિની સમજુતી. ]

**પ્રશ્ન (૮૯) મહાદુકાળનું એક નાનું શબ્દચિત્ર દોરો.**

નીચે આપેલા મુદ્દા જરૂર પ્રમાણે વિસ્તારથી લખવાઃ—

(૧) પ્રસંગ.

(૨) વખત જતાં વધતું જતું દુઃખ.

(क) ગરીબોનું દુઃખ.

(ख) સૌ સરખા.

(ग) શરીરનો બહારનો દેખાવ, મનની અવ્યવસ્થા અને ભૂખની મહાવેદના.

(घ) ગળી ગએલાં શરીરની અશક્તિ.

(च) માનસિક વિકારો–શરમ અને સંબંધોનો સમૂળો નાશ.

(छ) પશુવત્ મનુષ્ય જીવન.

(ज) રોગચાળો.

(૨) આફતની હદ ઓળંગાયા પછી બીક ત્યાગ.

(क) ઢોર પણ સપાટામાં. મનુષ્યનો આવાસ કે માંસભક્ષક પશુઓની ઉજાણીનું સ્થળ.

(ख) સગપણ ને દોસ્તી નાશ થતાં સર્વના મનમાં સ્વાર્થ સ્વાર્થ વ્યાપ્યો.

(ग) ધર્મનાશ.

(घ) મોતનો ડર અને મુએલાંને માટે માન ત્યજી ફરતાં બિહામણાં ટોળાં–ગાતાં, વજાડતાં, શોર કરતાં.

(૪) ઉપસંહાર.

**પ્રશ્ન (૯૦) 'આશા ભંગ થઈ ભામિની,**
**સ્એ સ્તુતિ કરે સ્વામિની.'**

**આ પંક્તિ સાંભળીને થએલી કુમુદસુંદરીની મનોદશાનું વર્ણન કરો.**

[ જુઓ ગદ્યકુસુમ પૃ. ૫૦ અને પૃ. ૫૧ પંક્તિ નં. ૧–૧૧. ]

**પ્રશ્ન (૯૧) જ્યારે નવીનચંદ્રની અને કુમુદસુંદરીની 'મળી દષ્ટોદષ્ટ' ત્યારે કુમુદસુંદરીના મનમાં ચાલેલી વિચાર-પરંપરા બતાવો.**

[જુઓ ગદ્યકુસુમ પૃ. ૫૩.]

**પ્રશ્ન (૯૨) બુદ્ધિધન અને નવિનચંદ્રનો મેળાપ તથા સંવાદ વર્ણવો.**

[જુઓ ગદ્યકુસુમ પૃ. ૫૫–૫૬.]

**પ્રશ્ન (૯૩) અગ્નિહોત્રીના ગુણદોષનો પરિચય આપો. અને તેના આપઘાતનાં કારણો જણાવો.**

અગ્નિહોત્રી ગૂજરાતના ગામડાનો એક ગરીબ વિપ્ર હતો. પણ એ મહત્વાકાંક્ષી હતો. સનાતન ધર્મનો પુનરુદ્ધાર કરવાનાં એ સ્વપ્ન સેવતો. એની શ્રદ્ધા અખૂટ હતી. અને શ્રદ્ધાપૂર્વક પોતે જેટલું માનતો તે સઘળું સંપૂર્ણપણે આચારમાં ઉતારતો. એનું પોતાનું વર્તન પવિત્ર અને ધર્મમય હતું. પરંતુ અગ્નિહોત્રિએ વતનની બહારની દુનિયા જોઇ નહતી. એને કાળબળનું જ્ઞાન ન હતું, એટલે એનામાં અહંકાર આવી ગયો હતો. એ અહંકારથી એ એમ માનતો હતો કે મારો પુત્ર મારી ભાવનાની સુવાસ ચારે દિશામાં ફેલાવશે અને ધર્મનો ઉદ્ધાર કરશે. એના મનમાં એમ જ ઠસી ગયું હતું કે મારા વંશજ ભારતના ભાગ્યના વિધાતા નીવડશે, એ અજ્ઞાનથી નીપજેલા અહંકારનું પરિણામ હતું.

પણ મુંબાઇમાં આવતાં એને કંઈ જુદી જાતનાં દશ્યો નજરે પડયાં. મુંબાઇની ગંદી, અંધારી ઓરડીઓ, જાજરૂ પાસેના નળ અને એ નળ આગળના સાર્વજનિક વાસણમાંથી વપરાતું પાણી એ જોઇને હરકોઈ વિચારશીલ માણસની માફક એને પણ ઘૃણા ઉપજી. જે છોકરો ધર્મનો ઉદ્ધાર કરશે એમ એણે ધાર્યું હતું તે હવે નરવાનર દેખાયો. ઘરની અંદર પણ હરકોઈ માણસને ચીતરી ચઢે એવાં દશ્યો એણે જોયાં. એટલે એની આશાઓ ગુંગળાઇ ગઇ અને નિરાશાના વાદળમાં એ ઘેરાઇ ગયો. પણ આટલું જ જોઇ અગ્નિહોત્રી આપઘાત

કરતો નથી. બાબુલનાથમાં બે બ્રાહ્મણો વચ્ચે થયેલો સંવાદ સાંભળીને એને નિરાશાની પરાકાષ્ઠા આવે છે. અત્યાર પહેલાં એણે એમ ધાર્યું હતું કે કદાચ મારા વંશજો નહિ તો બીજા કોઈ આર્યધર્મનું પુનરજીવન કરશે. પણ હવે એણે જોયું કે હું જેને આર્યો સમજું છું, જેને મારા સમજું છું, એ સર્વ મંદિરવાસીઓ પણ ભ્રષ્ટ જ છે. એટલે આખી રાત્રિના હૃદયમંથન પછી અગ્નિહોત્રીએ જળસમાધિ લીધી. સમાધિ લેતાં એને એમ લાગ્યું કે ધર્મનો ઉદ્ધાર કરવા, પ્રભુ ફરી જન્મ લેવાના છે એ મશ્કરીની વાત છે, જો એને કાળબળનું પૂરેપૂરું જ્ઞાન હોત તો એ કદી "આત્મઘાત" કરત નહિ.

**પ્રશ્ન (૯૪) 'ખેમી'ની વાર્તા ચાલીસેક પંક્તિમાં લખો.**

ખેમી અને ધનીઆને પરણે થોડા જ દિવસ થયા હતા. ખેમીને ધનિયા પર ઘણો ભાવ હતો. તો પણ દારુ ન પીએ, ગાળ ન બોલે, અને હાથ ન ઉપાડે એ શરતે એ પરણી હતી.

એક વાણીઆને ત્યાં ન્યાત હતી, ત્યાં બેઠાં બેઠાં પોતાના લગ્નની વાતોમાં એ દમ્પતી ગરકાવ થઇ ગયાં હતાં. ધનિયો ખેમીના સૌંદર્યથી મુગ્ધ થયો હતો. દારૂ વિષે વાત નીકળી. તેમાં ધનિયાએ કહ્યું કે બહુ થાકી ગયા હોઇએ ને ગમે નહિ ત્યારે પીએ તો સારૂં થઇ જાય. વાત બદલાઇ ને આગળ ચાલી, એટલામાં ન્યાતમાં એક કુતરૂં પેસી ગયું. તેથી શેઠે ઘાંચજાને ધમકાવ્યો, ઘાંચજે ભંગીનો વાંક કહાડયો, એટલે શેઠે એને ઉધડો લીધો. પોતાના રંગમાં ભંગ પડયો અને વધારામાં ખેમીના દેખતાં અપમાન કર્યું તેથી ધનિયો ખેમીને લઈ ત્યાંથી ચાલી નીકળ્યો. રસ્તે ઉદાસ ધનિયાને જોઈ ખેમીએ ધનિયાનું કહેવું સંભારી, પાસેના પીઠામાંથી દારુ પી આવવા અડધો રૂપિયો આપ્યો. બીજીવાર પીશ તો કહાડી મૂકીશ, એવી ખેમીએ ધમકી આપી. પણ તે અફળ નીવડી.

ધનિયાએ કુટેવ છોડી નહિ એટલે ખેમી નડિયાદ નાસી ગઈ. ભંગીઓના કારકુનને લાંચ આપી મ્યુનિસિપાલિટીની નોકરીમાં રહી.

પણ પછી તો એ કારકુન પરશોત્તમને ઘણીવાર એ બનાવતી. અને સૌ ભંગીઓમાં પોતાની હોશિયારીથી ઘણું માન પામીને દિવસો ગુજારતી હતી. એ ધનિયાને ભૂલી નહોતી ગઇ, પણ ધનિયો ન બોલાવે ત્યાંસુધી કેમ જવાય એવો એને ટેક હતો. ધનિયો બોલાવે એટલા સારૂ એણે કેટકેટલી માન્યતાઓ માની હતી. ખેમી આવે એટલા સારૂં ધનિયાએ પણ માન્યતાઓ માની હતી. છેવટે થાકીને ધનિયાની મા ખેમીને નડિયાદ જઈ તેડી લાવી.

અમદાવાદ આવ્યા પછી એ દંપતીએ પોતાના દેવાનો હિસાબ ગણવા માંડયો—લગનનું દેવું, માનતાનું દેવું, પંચદંડનું દેવું, પંચ જમાડયાનું દેવું, સૌ મળીને ચારસો પાંચસો રૂપિયા થયા. ધનિયાની મા મરી ગઈ તેના કારજમાં દેવું થયું. સુવાવડી ખેમી કમાતી બંધ થઇ. આ દેવાની ચિંતાથી મુક્ત થવા ધનિયો દારૂ તરફ વળ્યો. સુવાવડ પછી ખેમીએ ઘણુંય વાર્યો, પણ એ રામ એના એ. દારૂ પી નદીની રેતમાં પડેલા ધનિયાને ન્યુમોનિયા થયો અને ખેમી રાંડી.

ખરી વિધવાનું જીવન ખેમી ગાળતી હતી. ધણીની માનતા પૂરી કરવાની એને ચિંતા હતી. રસ્તે ઓટલે બેઠેલા એક જોશી મહારાજની સલાહ લીધી. વહુ માનતા કરે તો પહોંચે એ જાણી ખેમી રાજી થઇ. વળી મહારાજે કહેલું કે નાતરે જાય તો ન પહોંચે. તેથી ઘણી ભલભલી માગણીઓ ખેમીએ પાછી ઠેલી. જાતની કમાણીથી સાત વર્ષે ખેમી માનતાઓ પુરી કરી રહી. વળી એક માગું આવ્યું. ખેમીએ જવાબ આપ્યો, "ના, ના, આટલે વર્ષે મારે જીવતર પર થીંગડું દેવું નથી.

**પ્રશ્ન (૯૫) 'ખેમી પોતે વિરુદ્ધ હોવા છતાં ધનિયાને આઠ આના દારૂ પીવા આપ્યા—એ રેખા વાર્તાચિત્રની મહાન રેખા છે.' આ કથન પુરવાર કરો.**

અથવા

**ધનિયાનું અધઃપતન કેવી રીતે થયું તે બતાવો.**

પરણતા પહેલાં ખેમીએ શરત કરી હતી; 'દારુ ન પીએ, ગાળ્યું ન કાઢે, હાથ ન ઉપાડે તો પરણું.' આવી આકરી પ્રતિજ્ઞા લેવડાવનાર પત્ની, અપમાન પામેલા પતિને સુખચેન થાય માટે સ્ત્રી-સુલભ કોમળતાથી પોતાને છેડેથી અરધો રૂપિયો છોડીને આપે છે. ધનિયો ખુશ થાય છે. દારુ પી આવી ખેમીને એ જણાવે છે કે એને દારૂ કોઇ દિવસ ચડતો નથી. એટલું જ નહિ પણ પોતે ગમે તેવો દારૂ પીએ તોય ખેમીને એ પોતે કદિ ન મારે.

આમ દારૂ મને કશો અવગુણ નથી કરતો એમ માનનાર ધનિયો તે દિવસ પુરતો જ દારૂ પીને ન અટક્યો. હંમેશાં કાર્યનો હેતુ એક જ હોતો નથી, માણસ માત્રનું માનસ વિવિધ લાગણીઓથી ભરેલું હોય છે. તે પ્રમાણે દારૂ ન પીવાની લગ્નની શરત છતાં, કંઇક ખેમી સહન કરી લેશે એવા વિશ્વાસથી, કંઇક શરત પાળવી એ બૈરી આગળ નબળાઈ બતાવવા જેવું લાગવાથી, કંઈક પોતાને દારૂ ચડતો નથી એવા પીનારને સામાન્ય મિથ્યાભિમાનથી, કંઇક ખરાબ સોબતથી તે દારૂ પીવા લાગ્યો. એક દિવસે ગર્વમાં આવી જઈ ખેમીને મારી. પરિણામે ખેમી એને છોડી ચાલી નીકળી.

ખેમીને ધનિયાની મા મનાવીને લાવી. થોડા દિવસમાં માતા મરણ પામી ને ખેમીને સુવાવડ આવી. હવે ધનિયાને ખેમીનું સાંત્વન ઓછું થયું. દેવાની ચિંતાથી રાહત મેળવવા તે ફરી દારૂ તરફ વળ્યો. ધનિયો એક દિવસ દારૂ પી ઘેર ન આવ્યો. રીચિરોડના રસ્તા ઉપરથી ખેમી એને ઘેર લાવી. ખેમી ગમે તેટલું તેને ધમકાવે પણ હવે બાજી હાથથી ગઈ હતી. એક દિવસ શિયાળાની રાત્રે ખૂબ ઠંડીમાં ધનિયો દારૂ પીને નદીની રેતમાં પડ્યો હતો. ખેમી તેને શોધી તો લાવી, પણ ધનિયો ફરીથી પથારીમાંથી ન ઉઠ્યો. આમ એક પોતે આઠ આના આપી દારૂ પી ચિન્તામાંથી મુક્ત થવા ધનિયાને મોકલ્યો ત્યાંથી એ ધીમે ધીમે દારૂ મુકતો નથી એટલે પરિણીત જીવનના

થોડા જ દિવસમાં પ્રેમીજનના સાંત્વન ખાતર દારૂની શરુઆત થઈ; અંત પણ દારૂથી જ થયો.

**પ્રશ્ન (૯૬) 'ખેમીમાં આર્ય સંસ્કારિતાનું સાચું રૂપ દેખાય છે.' આ કથનની યોગ્યતા સમજાવો.**

અથવા

**ખેમીના પ્રેમનું આલેખન કરો.**

'ખેમી' એ પ્રેમની કથા છે. આમાં સાચા પ્રેમજીવનનું આલેખન છે. આખી વાર્તામાં મુખ્ય બે પાત્રો–ખેમી અને ધનિયો. આ બન્નેમાં ખેમી આપણા હૃદય ઉપર ઊંડી છાપ પાડે છે. ખેમીનો પ્રેમભર્યો ઉલ્લાસ અને સ્વતંત્ર મિજાજ એ ગૂજરાતી સ્ત્રીના પ્રતીકરૂપ છે. નાત કરનારે ધનિયાનું અપમાન કર્યું અને ધનિયો ઉદાસ થઇ ગયો, ખેમીથી એ સહન ન થઈ શક્યું. એટલે પોતે વિરુદ્ધ હોવા છતાં ધનિયાને આઠ આના દારૂ પીવા આપ્યા. પ્રેમ એ દુનિયાના કોઇ પણ ધર્મ કરતાં મોટી વસ્તુ છે. જે પ્રેમથી એ આઠ આના આપે છે એ જ પ્રેમને વશ દારૂ ફરી ન પીવા માટે ધનિયાને ખેમી ધમકાવે છે.

દારૂ પીવાથી સર્વ ચિંતા જતી રહે છે એમ માનનાર ધનિયો ધમકીથી ડરતો નથી, પણ એ તો પીધે જ રાખે છે. અબળાને સુલભ એવો યોગ્ય ઉપાય તે ખોળે છે. તેને છોડી એ ચાલી જાય છે. પણ પતિથી છૂટી પડયા પછી અતિશય વિરહવેદના એ અનુભવે છે. ટેકીલી ખેમી એ વેદના સહે છે, અને એ દિવસોમાં પણ ધનિયાને જ ઝંખે છે. ટેકી ખેમીને એની સાસુ પાછી બોલાવી લાવે છે. પ્રેમને કારણે પોતાના પતિને ફરીથી સુધારવાના એ પ્રયત્નો આદરે છે પણ એના સર્વ પ્રયત્નો ધૂળમાં મળી ગયા. ખેમી વિધવા બની. પ્રેમને કારણે વિધવાજીવન સુંદર ગાળે છે. પ્રેમના બળે પોતાના પતિનું પરલોકમાં કલ્યાણ થાય માટે સાત વરસ મહેનત મજૂરી કરી તેની માનતાઓ પૂરી કરે છે. ઘણા ઘણા પૈસાદાર ભંગીનાં માગાં પાછાં ઠેલ્યાં. પુન-

ર્ધમની છૂટ હોવા છતાં, 'ના, ના, આટલે વરસે મારે જીવતર પર થીગડું નથી દેવું,' એ નિશ્ચયવાળી ખેમીમાં આર્યસંસ્કારિતાનું સાચું રૂપ દેખાય છે.

**પ્રશ્ન (૯૭) 'ભૈયાદાદા' ની વાત એક કંડિકામાં લખો.**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૧૮૯. ]

**પ્રશ્ન (૯૮) 'ભૈયાદાદા' એ વાર્તાનો હેતુ શો છે? એણે દેહત્યાગ કેમ કર્યો તે સમજાવો.**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૧૮૯–૯૦ કંડિકા. ૨ સુધી. ]

**પ્રશ્ન (૯૯) 'ભૈયાદાદા' ને મૂકસૃષ્ટિ સાથેના સંબંધ વિષે નોંધ લખો,**

(૧) ભૂમિપ્રેમ.

(૨) ફળ ઝાડ અને વેલાની વાડી.

(૩) બકરી બિલાડીનાં બચ્ચાં.

(૪) પાની (અંશે).

ઉપરના વિષે વાર્તામાં આવતા ઉલ્લેખો આપવા.

**પ્રશ્ન (૧૦૦) સંસ્થા વ્યક્તિના ખાનગી ભવ્ય જીવનને શું કરે? ભૈયાદાદાના ખાનગી ભવ્ય જીવનનું વર્ણન કરો, અને એના જીવનને યંત્રવાદ કેવી રીતે કચડી નાખ્યું તે બતાવો.**

[ જુઓ ગદ્યકુસુમ પૃ. ૮૦ કંડિકા ૪ અને પછીનો સંવાદ. તથા પૃ. ૭૮–૭૯ ઉપરનો સંવાદ. ]

**પ્રશ્ન (૧૦૧) "ન્યાયમંદિરે ભદ્રંભદ્ર" નામના લેખમાં સર રમણભાઇએ કયાં અને કેવી રીતે કટાક્ષ કર્યા છે તે બતાવી તમારા મિત્રને 'ભદ્રંભદ્ર' વાંચવાની ભલામણ કરતો પત્ર લખો.**

૩૨૫, સુતારવાડાની પોળ,
ખાડિયા, **અમદાવાદ.**
તા. ૨૦–૮–૩૧.

પ્રિય ભાઈ મહાદેવ,

તારો તા. ૧૯ ના પત્ર મળ્યો. આ વખતે તારો પત્ર ઘણે દિવસે આવ્યો. તેં કંઈ કારણ લખ્યું નથી. પણ હું અવશ્ય માનું છું કે તું મેટ્રિકની પરીક્ષાની તૈયારીઓમાં અત્યારથી જ ગરકાવ થઇ ગયો હોઇશ. પણ એમ આખો દિવસ તારા અભ્યાસનાં પુસ્તકો વાંચ વાંચ કરે એ કંઇ ચાલે ? તેં તો બીજી ભાષા તરીકે ફ્રેંચ લીધી છે; એટલે અમારું ગૂજરાતી 'ગદ્યકુસુમ' તો શેનું જોયું હોય ? પણ કોઈ મિત્ર પાસેથી લઈ એ જોજે. અમારે એમાંથી 'ન્યાય॰ મંદિરે ભદ્રંભદ્ર' નામનો લેખ કાલે જ પુરો થયો. જેટલા દિવસ એ લેખ નિશાળમાં ચાલ્યો તેટલા દિવસ રોજ ગૂજરાતીના અભ્યાસ સમયે અમને તો ખૂબ ખડખડ હસવાનું મળ્યું. વિદ્યાપીઠ આખી ચોપડી જ આવા લેખોથી ભરી દેતી હોય તો કેવી મઝા પડે !

હવે એ વાત તો ઠીક, પણ મારી એ લેખ વાચવાની તને ભલામણ છે. એક ધર્મનું ધતીંગ લઈ બેઠેલા ભદ્રંભદ્ર નામના બ્રાહ્મણની એ વાત છે. એમના એક સગાએ વંદો માર્યો. તેમાંથી નાતમાં ધમાલ થઇ અને મામલો કોર્ટે ચઢયો એનું એ વર્ણન છે. ભદ્રંભદ્રના બોલેબોલે તને હસવું આવશે. પહેલાં એ ભાઈ કોર્ટના કમ્પાઉન્ડમાં એક અરજી લખનારાને સુધારાવાળો સમજી એના ઉપર ભારે હલ્લો કરવા વિચાર કરે છે. ત્યાં તો એ એવા બની જાય છે કે ન પૂછો વાત !

આગળ ભદ્રંભદ્રની તો બહુ લાંબી કથા આવે છે, પણ તે પહેલાં ન્યાયમંદિરનું ફારસ પણ લેખકે અચ્છી તરેહથી વર્ણવ્યું છે. ત્યાં કેવા કેવા કેસો ચાલે છે, ન્યાય મળતાં કેવી ઢીલ થાય છે, વકીલો કેવા પેચ રમે છે, કેવા ખોટા પૂરાવા ઉભા થાય છે અને ન્યાયાધીશોમાં કેવો ખાલી દમામ, તથા અજ્ઞાનનો ભંડાર હોય છે,

તે સૌ ઉપર જબ્બર કટાક્ષ ભરેલાં વર્ણન લેખકે કર્યાં છે. હું શું કહું ? તું વાંચીશ ત્યારે તને આપોઆપ એ સમજાશે.

પછી ભદ્રંભદ્રનો કેસ ચાલે છે તેમાં ન્યાય પદ્ધતિ ઉપર કટાક્ષ તો છે જ, પણ સાથે ભદ્રંભદ્ર–ભાઈમાં વ્યાવહારિક જ્ઞાન બીલકુલ નથી, અને પ્રાચીન સંસ્કૃતિનું ખોટું ઘમંડ છે, તે એમણે આબેહૂબ ચીતર્યું છે. અને ભદ્રંભદ્રની બોલવાની શૈલી–એનાથી તો પ્રભુ બચાવે. એ જડબાંતોડ ભાષામાં અર્થની કંઈ લાંબી આશા કરવી નહિ. એ ભાષાનો આડંબર જ આપણે માટે તો હાસ્યનો ખજાનો છે. એમણે ભદ્રંભદ્ર નામ કેમ ધારણ કર્યું એની કથા તો અલૌકિક જ છે. અને એ કથા વાંચ્યાનું ફળ ભદ્રંભદ્રના મત પ્રમાણે તો એટલું બધું મહાન્ છે કે તું વાંચીશ કે તરત તારો મોક્ષ થશે. પણ ભાઈ, ગભરાઈશ નહિ. ભદ્રંભદ્ર લોકોને સ્વર્ગે મોકલવા માગતા હશે, પણ હું એ મોક્ષની વાત નથી કરતો. થોથાં ઉથામી ચઢેલા કંટાળામાંથી તારો મોક્ષ થશે. કેટલું હસવું તેની તને ખબર જ નહિ પડે.

આ લેખ વર્ગમાં શરુ થયો ને બીજે જ દહાડે હું તો પુસ્તકાલયમાંથી 'ભદ્રંભદ્ર' લઈ આવ્યો. ને આખું વાંચી નાંખ્યું. એ પુસ્તક સુધારાવાળાની તરફેણનું છે અને સુધારાની વાતોમાં તને બહુ રસ પડે છે તેથી (હાસ્યરસની વાત તો ઠીક છે) ખાસ કરીને તને આ પુસ્તક વાંચવાની ભલામણ કરવા હું પ્રેરાયો છું.

અત્રે ત્રણ દિવસથી મારા પિતાની તબીઅત નરમ છે. પણ ખાસ ચિંતા જેવું નથી.

ત્યાં નરસિંહ વગેરે સર્વને મારા સ્નેહવંદન કહેજે. નરસિંહને એક સંદેશો કહેવાનો છે. પાંચ છ દિવસ ઉપર એ અહીં આવ્યો હતો ત્યારે મેં એને કામ સોંપ્યું તે કર્યું કે નહિ ? તારે ત્યાં સૌ કુશળ હશે. ચિ. કુમુદબ્હેનને મારી આશિષ.

લે. સ્નેહાધીન,
વિનોદ.

**પ્રશ્ન (૧૦૨) 'વંદાવધ'ના મુકરદમામાં બે પક્ષના વકીલોએ કરેલાં ભાષણોનો સાર આપી તેમની સરખામણી કરો.**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૨૦૮–૨૦૯ તથા ગદ્યકુસુમ પૃ. ૧૦૨ કંડિકા ૩ અને પૃ. ૧૦૬ કંડિકા ૧–૨. ]

**પ્રશ્ન (૧૦૩) 'ન્યાયમંદિરે ભદ્રંભદ્ર'માં આવતા હાસ્યરસના પ્રસંગો ગણાવો.**

(૧) ભદ્રંભદ્ર અને અરજીવાળો.
(૨) "સમરીવાળા ચાલો".
(૩) સાહેબ આવવા અગાઉની કોર્ટ અને ભદ્રંભદ્ર.
(૪) સાહેબનું આગમન અને ભદ્રંભદ્રની નોંધ.
(૫) બહુનામી ભૈયાનો કેસ.
(૬) પંખો ખેંચનાર સિપાઈ.
(૭) નાસ્તા માટે ઉઠતી કોર્ટ વિષે ભદ્રંભદ્ર.
(૮) વંદાવધના સાક્ષીઓની જુબાની અને વચમાં પડતા ભદ્રંભદ્ર.
(૯) ભદ્રંભદ્રની જુબાની.
(૧૦) ફરિયાદીના વકીલનું ભાષણ.
(૧૧) ધિઙ્ગમૂર્ખ એવા ભદ્રંભદ્રે કરેલા ઉદ્‌ગાર અને વકીલની રક્ષણ માટે કોર્ટને વિનંતી.
(૧૨) બચાવપક્ષના વકીલનું ભાષણ.
(૧૩) ભદ્રંભદ્ર નામધારણ કથા.
(૧૪) આર્યતાને ત્વંકાર !

**પ્રશ્ન (૧૦૪) નીચેનાં ઉપર ટૂંક નોંધ લખો:—**

**(૧) નાન્દી (૨) સૂત્રધાર** (૩) **ગૂર્જરાણાં મુખં ભ્રષ્ટમ્ (૪) ભરતવાક્ય.**

[ જુઓ (૧) માર્ગદર્શન પૃ. ૨૧૨. (૨) માર્ગદર્શન પૃ. ૨૧૩. (૩) માર્ગદર્શન પૃ. ૨૧૫. (૪) ગદ્યકુસુમ પૃ. ૨૬૬. ]

## પ્રશ્ન (૧૦૫) રાઇના ચારિત્ર્ય વિષે નોંધ લખો.

(૧) કૃતજ્ઞતા, વિનય અને શિષ્ટતા. દૃષ્ટાંત, સાવિત્રી આદિનો યોગ્ય શબ્દોમાં આભાર; તેમની સાથે સંભાષણ.

(૨) ખોટી શરમનો લોપ. "પાટાથી મને શરમ નહિ લાગે."

(૩) ઘોડા પ્રત્યે પ્રેમ–તેમાં રહેલી કોમલતા, રસિકતા.

(૪) કોમલતાયુક્ત શૌર્ય.

(૫) સ્વાતંત્ર્યપ્રિયતા. દૃષ્ટાંત, જ્યાંસુધી શક્તિ......અસહાયવૃત્તિ.

(૬) સ્ત્રીબહુમાન. (સાવિત્રી પ્રત્યેનું વર્તન).

(૭) સત્યનિષ્ઠા. 'મને રાઇને નામે સૌ ઓળખે છે'. પોતાની પ્રતિજ્ઞાને બાધ ન આવે એવી રીતે સામાને પ્રસન્ન કરવાની તત્પરતા. (સાવિત્રી અને કમરની તરવાર).

આ મુદ્દાઓ વિસ્તારીને નોંધ લખવી.

## પ્રશ્ન (૧૦૬) વંજુલનો ટુંકો પરિચય આપો.

(૧) ખોટી શરમ. "લોક આંગળી કરશે." (સંસારની અને શાસ્ત્રની ખોટી શરમને લઇને અનેક અનાચાર નભતા આવ્યા છે.)

(૨) સારૂં સારૂં ખાઇ સૂઈ રહેવાની વૃત્તિ.

(૩) રસિકતાનો અભાવ. 'મને તો કંઈ ગંધ આવતી નથી.'

(૪) બીકણપણું 'એવું તરવારનું ગૂંછળું......વાગી બેસે.'

(૫) શાસ્ત્રો, વેદ, અલંકાર વગેરેનો અભ્યાસ કરવા છતાં અશિષ્ટતા; અસંસ્કારીપણું. 'મને તો રાઇ દીધેલું સુરણ યાદ આવતું હતું.'

(૬) શાસ્ત્રોના શબ્દો જ વાંચવા અને અસ્થાને એનો ઉપયોગ. [ **प्रकृतिं यान्ति भूतानि** નો અવળો અર્થ. ]

(૭) અમે ઘણીવાર શાસ્ત્રના ખોટા અર્થ કરીએ છીએ, એવું એને મુખે બોલે છે. એટલી એની મૂઢતા છે. ( **आयुर्वै घृतम्** ).

(૮) નરી સ્વાર્થાંધતા. 'હું તો ઘોડાને પાંજરાપોળમાં જ મોકલી દઉં.'

(૯) ખોટું વર્ણનું અભિમાન. 'પણ આખરે તો માળી જ'.

(૧૦) સ્ત્રીજાતિ વિષે બહુમાનનો અભાવ. (સ્ત્રીઓ ઉપર પતિઓનું ધણીપણું વગેરે વાતો.)

આ મુદ્દાઓને સંબદ્ધ વાકયોના રૂપમાં મૂકવા.

**પ્રશ્ન (૧૦૭) રાઈ અને વંજુલના ચારિત્ર્યમાં રહેલા ભેદ બતાવો; અને વંજુલના પાત્રદ્વારા લેખકે કેવી રીતે કટાક્ષ સાધ્યો છે તે કહો.**

[પ્રશ્ન (૧૦૫) માં આપેલા રાઈના ગુણો એક કણ્ડિકામાં લખવા પછી બીજી કણ્ડિકામાં વંજુલના ગુણો–રાઈથી વિરુદ્ધ ગુણો – પ્રશ્ન (૧૦૬) માં આપ્યા છે તે લખવા. ત્રીજી કણ્ડિકામાં કટાક્ષના ઉલ્લેખ આપવા—જુઓ પ્રશ્ન (૧૦૬).]

**પ્રશ્ન (૧૦૮) ચંદ અને વીરભદ્ર વચ્ચેના સંવાદનો ટુંક સાર આપો અને ચંદની વિનંતિઓમાં થએલો ક્રમશઃ ફેરફાર બતાવો.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૨૨૯ તથા પૃ. ૨૩૩.]

**પ્રશ્ન (૧૦૯) શંકિત હૃદયના પ્રવેશનો સાર આપતાં કવિ અને કવિપત્નીના ચારિત્ર્યનો પરિચય કરાવો.**

[જુઓ, માર્ગદર્શન પૃ. ૨૩૬–૨૩૭.]

**પ્રશ્ન (૧૧૦) અનારકળીના હૃદયનો પરિચય આપતી એક નોંધ લખો.**

અથવા

**'પ્રેમને ખાતર' એ શીર્ષક આપી એક કંડિકા લખો.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૨૪૨, છેલ્લી કણ્ડિકા.]

**પ્રશ્ન (૧૧૧)** સલીમ અને અનારકલીનો વિયોગ અકબરે કેવી રીતે કરાવ્યો તે વર્ણવો, અને અકબરનું હૃદયમંથન બતાવો.

[ ગદ્યકુસુમ પૃ. ૧૩૭–૧૩૮ ઉપરના સંવાદનો ટૂંક સાર એક કણ્ડિકામાં લખવો. પછી કણ્ડિકામાં માર્ગદર્શન પૃ. ૨૪૨ ઉપરની પહેલી નવ પંક્તિઓ તથા પંક્તિઓ ૧૪–૨૧ લખવી.]

**પ્રશ્ન (૧૧૨) સલીમ અને અનારકલીના પરસ્પર પ્રેમની સરખામણી કરો.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૨૪૨ પંક્તિ ૧૦–૧૪ અને છેલ્લી કણ્ડિકા.]

**પ્રશ્ન (૧૧૩) 'સમરસિંહ અને ચંદ'ના સંવાદનો પ્રસંગ આપો અને હિંદુઓની પડતીનાં સમરસિંહે આપેલાં કારણો લખો.**

[ જુઓ ગદ્યકુસુમ પૃ. ૨૮૩ પરિચય, પ્રથમ કણ્ડિકા.—ઉત્તરના પ્રથમ ભાગ માટે. બીજો ભાગ નીચે મુજબ.]

હિંદુઓનો ધર્માગ્રહ ઢીલો પડી ગયો છે. અજ્ઞાન અને મિથ્યાભિમાને ધર્મનું સ્થાન લીધું છે. ધર્મનાશ થયો છે એટલે હવે અવશ્ય સર્વનાશ થશે જ. ધર્મક્ષય એ બુદ્ધિનીતિના ક્ષયનું કારણ છે. હિંદુઓનાં મંદિરો સ્વાતંત્ર્યપ્રિય ધર્મનાં નથી; પણ હવા અને પ્રકાશ વગરનાં દંભ અને અજ્ઞાનનાં મંદિરો છે. હિંદુઓની ચેતના મંદ થઈ ગઇ છે, એટલે મંદિરોની આ બદલાયેલી સ્થિતિ એમના ધ્યાનમાં નહિ આવે. એટલે હિંદુઓનાં સામાજીક બંધનો લંબાશે, અને વહેમ ટક્યા કરશે. અટકથી આગળ પ્રવાસ કરવાનું એમણે મૂકી દીધું છે, એટલે બુદ્ધિની સંકુચિતતાથી અજ્ઞાન અને મિથ્યાભિમાન વધશે. પરિણામે દાસત્વ અનિવાર્ય છે. ઇશ્વરી ચમત્કાર થાય અને આશાસ્થળ ઉઘડે તો કોણ જાણે; પણ તેવો ચમત્કાર પણ સતત ઉદ્યોગ ઉપર આધાર રાખે છે અને તેવો ઉદ્યોગ હાલ દેખાતો નથી. એટલે હાલ ચમત્કાર પણ સંભવતો નથી. આ નિરાશાથી સમરસિંહ કર્તવ્ય ચૂકતો નથી—કર્તવ્યજ્ઞ સમરસિંહ લઢાઇને જ સ્વકર્મ સમજે છે, અને પૃથ્વીરાજને જાગ્રત કરે છે.

**પ્રશ્ન (૧૧૪) વીરભદ્ર અને ચંદ વચ્ચે તથા સમરસિંહ અને ચંદ વચ્ચે થયેલા સંવાદનો ભેદ બતાવો.**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૨૪૬ ઉપરની છેલ્લી કણ્ડિકા.]

**પ્રશ્ન (૧૧૫) 'સ્વદેશાભિમાન' નિબંધનો ટુંક સાર આપો.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૨૫૪ છેલ્લી કણ્ડિકા અને પૃ. ૨૫૫ કણ્ડિકા ૧–૨.]

**પ્રશ્ન (૧૧૬) 'સદ્‌વૃત્તિ' વિષે તમારા શબ્દોમાં ચાળીસ પંક્તિમાં નિબંધ લખો.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૨૬૫ ઉપર આપેલા મુદ્દાનો જરૂર પુરતો વિસ્તાર કરવો.]

**પ્રશ્ન (૧૧૭) સાહિત્યની ઉત્પત્તિ થઇ શકે કે કેમ ? તે કેવી રીતે થઈ શકે તે કહો.**

અથવા

**સાહિત્ય અને સમાજજીવન વચ્ચેનો સંબંધ સ્પષ્ટ રીતે સમજાવો.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૨૬૯ ઉપરના સિદ્ધાંતચર્ચાના મુદ્દાઓ તથા પૃ. ૨૭૬ પંક્તિ ૧ થી ૯.]

**પ્રશ્ન (૧૧૮) સાહિત્ય પરિષદ સાહિત્યની ઉન્નતિ માટે શા ઉપાય લઈ શકે તે કહો.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૨૭૦ ઉપરના પ્રસંગ ચર્ચાતા મુદ્દાઓ તથા પૃ. ૨૭૬ પંક્તિ ૧૦ થી ૨૧.]

**પ્રશ્ન (૧૧૯) આનંદશંકરે સાહિત્યને શેનું રૂપક આપ્યું છે ? તે સમજાવી તેની યોગ્યતા બતાવો.**

આનંદશંકરભાઇએ પોતાના વિચાર સ્ફુટ કરવાને સાહિત્યને આપેલું મુખ્ય રૂપક વૃક્ષનું છેઃ સપૂર્ણ વિસ્તારથી એ રૂપક લાગુ પાડયું છે.

(૧) પાન, ડાળખાં, ફળ, ફૂલ, રંગ, રસ, વગેરેમાં રહેલાં ઘન, પ્રવાહી કે વાયુ તત્ત્વો એકઠાં કરીને વનવેલી કે વૃક્ષ ઉગાડી

શકાય નહિ.—તે જ પ્રમાણે સાહિત્યનાં પૃથક્ તત્ત્વો, પ્રતિભા શૈલીનું સૌંદર્ય, છંદરચના, વાક્યરચના વગેરે સમજીને એ એકઠાં કરીને નવું સાહિત્ય ન ઉપજાવી શકાય.

(૨) કુદરતી બીજ વનસ્થલીમાં રોપાય તેમાંથી યોગ્ય પોષણ કરી વૃક્ષને ઉછેરી શકાય. અને જેવો વનસ્થલીનો રસકસ હોય તેવો ફાલ આવે.—તે જ પ્રમાણે સાહિત્યનાં બીજ જનસમાજની વાસનામાં હોય તેનું પરિષદ્ પોષણ કરી શકે. જેવો મનુષ્યનો આત્માનો રસકસ તેવી તેની સાહિત્યકૃતિ.

(૩) વનનું પોષણ કરવાને બહારથી પાંદડાં ઉપર પાણી ચોપડાતું નથી. તેના મૂળમાં ખાતરપાણીનો પ્રવેશ થવો જોઇએ; અને તેમ કરવાને આસપાસની જમીન ગોદીને જલગ્રાહી કરવી જોઇએ. તે જ પ્રમાણે રસગ્રાહી થવાને મનુષ્યનું હૃદય ક્ષુબ્ધ થવું જોઈએ. હૃદય ક્ષુબ્ધ થાય ત્યારે સાહિત્યના મૂળ રૂપ વાસનાએ રસ પીવા લાયક થાય; અને ત્યારે જ સાહિત્યનો ફાલ આવે.

(૪) વળી જીવતું વૃક્ષ બહારથી સિંચાતાં ખાતરપાણી પોતાનામાં મેળવી શકે છે— સૂકું લાકડું તેમ કરી શકતું નથી.—તે જ પ્રમાણે જનસમાજનું હૃદય જીવતું હોય તો જ બહારની અસર ગ્રહણ કરી શકે; અને તેને ગ્રહણ કરી જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં કામે લગાડી શકે ત્યારે જ તેમનું હૃદય જીવતું ગણાય. બહારની અસરથી અલિપ્ત રહેવું એ બળની નિશાની નથી; પણ મરણની નિશાની છે.

આ રીતે દરેક વિગતમાં સાહિત્ય અને વૃક્ષનું રૂપક બેસતું આવે છે. સાહિત્યને યોગ્ય રીતે કુદરતની સ્વયંભૂ વનલતા કહ્યું છે.

**પ્રશ્ન (૧૨૦) 'નગાધિરાજ' એ શીર્ષકની સાર્થકતા બતાવો.**

કવિ કાલિદાસે **કુમારસંભવ** નામે એક સંસ્કૃત મહાકાવ્ય લખ્યું છે. તેમાં હિમાલય અને મેનકાની પુત્રી પાર્વતીનાં મહાદેવ

શંકર સાથે લગ્ન કેવી રીતે થયાં અને તેમને કુમાર નામે પુત્ર સાંપડયો વગેરે કથા કવિદષ્ટિએ વર્ણવી છે, શરૂઆતમાં જ કવિ હિમાલયનું વર્ણન કરે છે તેમાં હિમાલયને **नगाधिराज** કહ્યો છે. કુમારસંભવમાં તથા અન્ય ગ્રંથોમાં હિમાલયનાં અનેક વર્ણનો વાંચીને નગાધિરાજ વિષે લગની લાગે એ સ્વાભાવિક છે. આ પ્રમાણે લેખનું મથાળું પસંદ કરવામાં લેખકે પોતાના કવિહૃદયની ભાવના વ્યક્ત કરી છે. એમાં કવિની સૌંદર્યદષ્ટિ સમાઈ છે. વળી અધિ-રાજ—રાજાનો રાજા—એ શબ્દ પૂજ્યભાવ બતાવે છે. પરાપૂર્વથી હિમાલયને વિષે જન્મભૂમિવત્ પ્રેમ તો ચાલ્યો આવે છે, તેવો કાલેલકરના હૃદયમાં જન્મેલો ખરો જ. સાહિત્યના અભ્યાસે અને તત્વચિંતને એ પ્રેમનું પુરૂં પાકું પોષણ કર્યું એ આ શિર્ષકનો સ્પષ્ટ ધ્વનિ છે.

લેખમાં હિમાલયનો ઇતિહાસ આપવામાં આવ્યો છે તથા હિમાલયનું માહાત્મ્ય વર્ણવ્યું છે. વળી સર્વને ત્યાં જવાની ઇચ્છા થાય છે, એ સારા નરસા સૌ જાતના દાખલાથી સમજાવ્યું છે. તેથી લેખકના હૃદયની પૂજ્યબુદ્ધિ અને પ્રેમબુદ્ધિનો રંગ વાચકને ચઢે છે, નગાધિરાજનું નામ મનમાં રમી રહે છે.

**પ્રશ્ન (૧૨૧) હિમાલયનું માહાત્મ્ય તથા તેનો ઇતિહાસ ટુંકમાં આપો.**

(૧) સ્વગૃહે જઈ હિમાલયમાં દેહ પાડવાની હિંદુઓની ઇચ્છા.

(૨) આપઘાતને બદલે હિમાલયપ્રયાણનો શાસ્ત્રકારોએ બતા-વેલો માર્ગ.

(૩) તત્ત્વચિંતન કરવાની ઇચ્છાવાળા મહાન રાજાઓ અને આચાર્યોને હિમાલયે આપેલો આશ્રય—એવી પ્રાચીનતા, જ્ઞાન અને અનુભવ.

(૪) હિમાલયનું ભૌગોલિક સ્થાન—તથા એનાં કુદરતી સૌંદર્ય અને સંપત્તિ.

(૫) સાહિત્ય-ઇતિહાસમાં શિવપાર્વતી, ભગીરથ, પાંડવો વગેરે સંબંધી હિમાલયના ઉલ્લેખો.

(૬) આદર્શ રમણીય સ્થાનની કલ્પનાનું મૂળ. આ મુદ્દાઓ થોડાં દૃષ્ટાંત આપીને વિસ્તારવા.

**પ્રશ્ન (૧૨૨) 'મેં પૂછ્યું શા માટે?' એ લેખમાં કેવી રીતે વિનોદ ઉત્પન્ન થાય છે તે બતાવો. મુખ્યત્વે શેના ઉપર એમાં કટાક્ષ છે?**

[ જુઓ, માર્ગદર્શન પૃ. ૨૯૧-૨ ]

**પ્રશ્ન (૧૨૩) કળામાં કયાં કયાં તત્ત્વો આવશ્યક છે? 'ખરાબ કરવાની કળા'માંથી એ તત્ત્વો બતાવો.**

અથવા

**ખરાબ કરવું એ કળા છે તે સાબીત કરો.**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૨૯૬-૨૯૭ ]

**પ્રશ્ન (૧૨૪) 'ખરાબ કરવાની કળા'ના લેખકે જીવનની કઇ કઈ બાબતો ઉપર કટાક્ષ કર્યો છે તે કહો. એ કટાક્ષ વિષે ટુંક નોંધ લખો.**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૨૯૭-૨૯૮. ત્યાં આપેલા મુદ્દા સંબંદ્ધ વાકયોના રૂપમાં મૂકવા. ]

**પ્રશ્ન (૧૨૫) 'ચેવડાનું મૂળ' માં હાસ્યરસ કેવી રીતે નિષ્પન્ન થાય છે તે કહો અને તે વિષે નોંધ લખો.**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૩૦૨-૩૦૩ ]

**પ્રશ્ન (૧૨૬) 'ચેવડાનું મૂળ'માં શેના શેના ઉપર કટાક્ષ છે તે કહો. લેખકના જીવનને-વિચારોને-એ સાથે શો સંબંધ છે?**

[ જુઓ માર્ગદર્શન પૃ. ૩૦૩, છેલ્લી કંડિકા ]

**પ્રશ્ન (૧૨૭) પ્રાચીન આર્યભૂમિમાં તથા ગુજરાતમાં થઈ ગએલા મહાન સાહિત્યકારોનાં નામ આપો અને તેમનું**

મુખ્ય કાર્ય લખો. આ હકીકતો પોતાના લેખમાં ઉપહાસ સાધવાને લીલાબ્હેને કેવી રીતે ઉપયોગમાં લીધી છે તે કહો.

પ્રાચીન આર્યભૂમિ

| | |
|---|---|
| વેદકાળ | વેદગ્રન્થો |
| વાલ્મીકિ | રામાયણ |
| વ્યાસ | મહાભારત |
| ચાણક્ય | અર્થશાસ્ત્ર |
| કાલિદાસ | શાકુન્તલ |
| બાણ | કાદમ્બરી |
| ભવભૂતિ | ઉત્તરરામચરિત |
| જગન્નાથ | રસગંગાધર |
| જયદેવ | ગીતગોવિંદ |
| શંકરાચાર્ય | પ્રસ્થાનત્રયી |
| મંડનમિશ્ર | મીમાંસા |

ગુજરાત

| | |
|---|---|
| નરસિંહ મહેતા | પ્રભાતગીતો |
| મીરાં | પ્રેમભક્તિનાં ગીતો |
| પ્રેમાનંદ | નળાખ્યાન આદિ આખ્યાનો |
| દયારામ | પ્રેમભક્તિનાં પદ |
| ગોવર્ધનરામ | સરસ્વતિચંદ્ર |
| નાનાલાલ | અપદ્યાગદ્ય નાટકો અને રાસ |
| ભરૂચનો ભાર્ગવ (મુન્શી, લેખિકા લીલાવતી બ્હેનના પતિ) | સર્વ દેશીય વિચારક (નવલકથા, વાર્તા, નાટકો) |
| ગાંધીજી | નવજીવનના લખો દ્વારા ગુજરાતી ભાષાની અભિવૃદ્ધિ |

આ સૌથી પોતાની જાતને શ્રેષ્ઠ માને તે મશ્કરીને પાત્ર જ છે.

[ઉત્તરના બીજા ભાગ માટે જુઓ માર્ગદર્શન પૃ. ૩૦૫–૬]

**પ્રશ્ન (૧૨૮) 'ટૂંકી વાર્તા'નાં મુખ્ય લક્ષણ કયાં છે તે કહો.** (જરૂર પુરતાં દષ્ટાંત આપવાં.)

ઊર્મિગીત (Lyric) ની માફક 'ટૂંકી વાર્તા'માં **એક જ વિચાર, એક જ લાગણી**, મુખ્ય સ્થાને હોય છે. અને એ વિચાર કે લાગણીનું સ્વરૂપ પ્રગટ કરી શકે તેટલા જ પૂરતી વાર્તા કહેવામાં આવ છે. એટલ ઘણી વાર તો પ્રસંગ પણ એક જ હોય છે. આથી વાર્તાનું **કદ** સામાન્ય રીતે **નાનું** હોય છે. 'ભૈયાદાદા'માં એક જ પ્રસંગ મુખ્ય છે. ભૈયાદાદાની વાર્તા એ કાંઇ ભૈયાની જીવનકથા નથી. એના જીવન સંબંધી ઉલ્લેખો એ વાતમાં છે. આદર્શવાદી પ્રકૃતિપ્રિય ભૈયાના જીવનનો રસ યંત્રવાદને હાથે કેમ હણાયો, તે એક મુખ્ય હેતુને લગતી જ હકીકતો એમાં આપી છે. આ જ કારણથી સામાન્ય રીતે ટૂંકી વાર્તામાં **પાત્રોની સંખ્યા પણ ઓછી જ** હોય છે. ખેમીની પ્રેમકથામાં ખુદ તેના પતિ વિષે પણ જરૂર પુરતી જ હકીકત આપી છે. પણ આ પ્રમાણે થોડી જગામાં બધું કહેવાનું હોવાથી મુખ્યત્વે ટૂંકી વાર્તામાં **સુચનો ઘણા** હોય છે. એ સૂચનો ઉપરથી આખું ચિત્ર વાચક આગળ રજુ થાય અને પોતાના એકાંતમાં પોતાની મેળે વાચક વિચારઊર્મિમાં લીન થાય–એની **સુતેલી લાગણી હલમલીને જાગ્રત થાય**. ખેમીની વાર્તામાં સૂચનો ઘણાં છે. આખી નવલકથા લખી શકાય એટલું સાધન એમાં સમાવ્યું છે. લેખકની કળાની ખૂબી એ જ છે કે થોડી જગામાં આટલું સમાવી દેવું અને સાથે સચોટ અસર ઉપજાવવી. ટુંકાણમાં લખવાની કળા સાધવાથી ઘણી વખત એવું પરિણામ આવે છે કે એક જ બેઠકે વાંચી શકાય એટલી જ નવલિકાની લંબાઈ હોય છે. આ ઉપરથી કેટલાક એમ પણ કહે છે કે ટુંકી વાર્તા એક બેઠકે વાંચી શકાય એવી હોવી જોઇએ.

ટૂંકી વાર્તામાં જે મુખ્ય વિચાર કે લાગણી હોય તે સ્પષ્ટ શબ્દોમાં લેખક રજુ કરે નહિ. એ વિચાર અથવા લાગણી વાંચક આપોઆપ સમજી શકે એવું પ્રસંગચિત્ર દોરવું એ જ લખકની કલાનું કેન્દ્ર હોય છે. આસપાસની દુનિયાનું નિરીક્ષણ કરતાં કરતાં કોઇ એક પ્રસંગમાં લેખકની પ્રતિભાનું પ્રતિબિમ્બ પડે છે અને પરિણામે નવલિકા નીપજે છે.

## પદ્યસંગ્રહ

**પ્રશ્ન (૧૨૯) પૂર્વાપર સંબંધ સાથે નીચેની પંક્તિઓ સમજાવો.**

**(૧) ભીડ ભરાઈ ગામ ભાગળથી, રંક જાયે રાય આગળથી.**

**.........................................................**

**સર્વને દમયંતીનું ધ્યાન, પ્રાણી માત્ર વર નહીં કો જાન.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૫ કંડિકા ૨ જી]

**(૨) યશગીત બંદીજન બોલે, મહા ઉન્મત્ત મેગલ ડોલે;**
**નાનાવિધ ચિત્ર ચીતરિયાં, જાણે દેવવૃંદ ઊતરિયાં.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૬. કંડિકા ૨ જીની શરુઆતની પંક્તિઓ.]

**(૩) શરીર ક્ષુદ્ર કાષ્ટનાં ખોડ, તેને દમયંતી પરણ્યાનાં કોડ;**

**.........................................................**

**તન મન કન્યાને અર્પણ, આગળથી નહીં ટાળે દર્પણ.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૭ ની કંડિકા ૨ જીની શરુઆતની આઠ પંક્તિઓ.]

**(૪) જેનાં બેસી ગયાં ગળસ્થળ, મુખમાં રાખ્યાં બબ્બે ફોફળ,**
**એમ ઊંચા કરી ગળોઠાં, ઘેલા જુએ કાચમાં કોઠાં.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૭ ની બીજી કંડિકાની છેલ્લી પંક્તિઓ.]

**(૫) માનપૂરણ માનુની, મહીપત મોહવા કાજ;**

**.........................................................**

**ભ્રકુટી ધનુષ આકર્શિયું ને, બાણ બંન્યો નેત્ર.**

[જુઓ માર્ગદર્શન પૃ. ૮ વિવરણ ભાગ.]

**(૬) ભાંગાં ભૂપ સર્વનાં નાક ઓ—નળ આવ્યો રે.**

**.........................................................**

શોભે વદન પૂનમનો ચંદ, તે નળ આવ્યો રે.
[જુઓ માર્ગદર્શન પૃ. ૯–૧૦.]

(૭) નરાંગન, દેવાંગના, માનિની મનમદચૂરણા

..................................................

દીપક પ્રકાશ્યા, હેમ નાશ્યા, કીરનાં મન લીધલાં
[જુઓ માર્ગદર્શન પૃ. ૧૨–૧૩]

(૮) અલક લલિતા, વહે સલિતા, ઉદર પોયણ પાન રે;

..................................................

એ ઝંગ રંભા, કદળી સ્તંભા, હંસ ગજગતી હીંડતી.
[જુઓ માર્ગદર્શન પૃ. ૧૩ પંક્તિ ૨૨ થી ૨૭ સુધી.]

(૯) કીરત ઘણી, બોલે બંદણી, ચાલે સહુસ્ર જયેષ્ટિકાદાર ત્યાં;
પંચ કામ બાણ કરી સંધાણ, રાજપુત્ર હૃદે માર ત્યાં.
[જુઓ માર્ગદર્શન પૃ. ૧૪ કંડિકા ૧ લીનો છેલ્લો ભાગ તથા કંડિકા ૨ જી.]

(૧૦) ભરમાયા ભૂપ, પડયા મોહકૂપ, પ્રેમ પાશે બાંધિયાં;

..................................................

ફરી મુગટ બાંધે, પ્રેમ ફંદે પડયા નવગ્રહે કોપ રે.
[જુઓ માર્ગદર્શન પૃ. ૧૪ કંડિકા ત્રીજી.]

(૧૧) હંસનું કહ્યું અવસ્થા ગયું, નળ નાથનું વરવું રહ્યું;
[જુઓ માર્ગદર્શન પૃ. ૧૮ પહેલી કંડિકા]

(૧૨) ભીમક કહે આશ્ચર્ય જ હોય, તું વિણ પંચ ન દેખે કોય;

..................................................

એ પરીક્ષા નિમેષ નહીં ચક્ષ, વીરજ વસ્ત્ર ઊભા અંતરીક્ષ.
[જુઓ માર્ગદર્શન પૃ. ૧૮ કંડિકા ૨ જી.]

**(૧૩) લોભ વિષે નહીં ગણ્યું પાપ, વીરસેન પાંચેનો બાપ,**

સ્વયંવરમાં નળ સાથે આવેલા ચાર દેવો, દમયંતીને પરણવાના લોભમાં પડયા. દમયંતીએ આ દેખાતા એકસરખા પાંચ નળમાં ખરો નળ કોણ હશે એ જાણવા પાંચેને તેમના પિતાનાં નામ પૂછ્યાં. પણ દેવતાઓ દમયંતીને પરણવાના લોભે સાચું ન બોલતાં વીરસેન તેમનો પિતા છે એમ જણાવે છે, અને આ રીતે દમયંતી પોતાની યુક્તિમાં ફરીથી પાછી નિષ્ફળ નીવડે છે.

**(૧૪) અમો અલ્પજીવ કુરૂપ, તમો ભારેખમ છો ભૂપ.**

(જુઓ માર્ગદર્શન પૃ. ૧૮ પંક્તિ ૧૯ થી ૨૩ સુધી.)

**(૧૫) એક જ બોરડીના બે કાંટા, એક પાધરો એક વાંકો રે.**

(જુઓ માર્ગદર્શન પૃ. ૨૧ વિવરણ પહેલી કંડિકા.)

**(૧૬) વાટે જાતાં વારતા પરઠી, ન મળવું નાખો જાંશા રે.**

(જુઓ માર્ગદર્શન પૃ. ૨૨.)

**(૧૭) હૈયે થકાં નવ ઉતરે રે એમ કહી દમયંતી રોય.**

(જુઓ માર્ગદર્શન પૃ. ૨૫)

**(૧૮) અમૃતસ્રવિયા કર અબળાના સજીવન થયાં મચ્છ પળમાં.**

(જુઓ માર્ગદર્શન પૃ. ૨૮ કંડિકા ૨–પંક્તિ ૧ થી ૭)

**(૧૯) બે વાનાં વાર્યાં તે કીધાં, હાથે દુઃખ લીધું માગી.**

(જુઓ માર્ગદર્શન પૃ. ૨૯ કંડિકા ૧)

**(૨૦) વિચારવારિનિધિમાં પડયો, આવાગમન હિંડોળે ચઢયો.**

(જુઓ માર્ગદર્શન પૃ. ૩૪)

**(૨૧) પતિત તેં નાંખી વિખની લહેર, બળદવમાં અવની ઉપેર.**

(જુઓ માર્ગદર્શન પૃ. ૪૦–૪૧)

**(૨૨) જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે,**

..................................

**જો દુઃખ હોય દિલમાં કશું એ ન રુચે.**

(જુઓ માર્ગદર્શન પૃ. ૪૨)

(૨૩) બાળ બિહામણો આવી વસ્યો, કદરજને વિજોગ તે કશો.
(જુઓ માર્ગદર્શન પૃ. ૪૨-૪૩)

(૨૪) વસ્યો રાહુ ચંદ્રને ચાંપે ત્યમ દમયંતી થરથર કાંપે,
મા ભરીશ ઓરૂં ડગ, તુજ પર તુટી પડશે ખગ.
(જુઓ માર્ગદર્શન પૃ. ૫૦)

(૨૫) દેવ નહિ પામ્યા ખપ કરતાં, મને વાર ન લાગી વરતાં.
તૃણના મેરુ ને મેરૂના તૃણ, તારી લીલા અશરણ શરણ.
(જુઓ માર્ગદર્શન પૃ. ૫૦)

(૨૬) આપ્યું પદ ધ્રુવને અવિચળ, ગ્રાહથી મુકાવ્યો મદગળ,
રાખ્યો પ્રહલાદ વસિયા થંભ, રક્ષા કરો ધરો ન વિલંબ.
(જુઓ માર્ગદર્શન પૃ. ૫૦)

(૨૭) ગગને રહ્યા હરખે ઘણું. મેં ઉવેખ્યા અમર રે,
લક્ષવંતે લોક હસાવ્યા, સ્વયંવરના સર્વ રે.

દિગંબર જોગી કળિયુગનો આશ્રમ ઉડી ગયા પછી દમયંતી વનમાં આગળ ચાલતી આ પ્રમાણે વિલાપ કરતી હતી. સ્વયંવર વખતે દેવો મને વરવાને માટે આવ્યા હતા. તેમની મેં અવગણના કરી હતી. તે સઘળા આકાશમાં–સ્વર્ગમાં રહ્યા રહ્યા મારી આવી દીન દશા જોઈ ખૂબ રાજી થતા હશે. વળી સ્વયંવરમાં આવેલા બીજા રાજાઓ પણ સુલક્ષણા નળરાજાએ મને આ પ્રમાણે ત્યજી જાણીને ખૂબ હસતા હશે, માટે હે નળનાથ! દુશ્મનો રાજી ન થાય તેટલા ખાતર પણ તમે મારી પાસે આવો.

(૨૮) હરિ તમે ગ્રાહથી ગજ મુકાવ્યો, તો હું ઉપર શો
રોષ આવ્યો.
(ગજેન્દ્ર મોક્ષની કથા માટે જુઓ પદ્યસંગ્રહ ટીપ્પણ પૃ. ૧૦)

(૨૯) પાસે છે પિયુ અલ્યા, તેને નવ પરખિયો.
હાથથી બાજી ગઇ, થયો રે ખોટી.
(જુઓ માર્ગદર્શન પૃ. ૬૬ પંક્તિ ૨૧ થી ૨૪.)

**(૩૦) ઝરમર ઝરમર મેહુલો વરસે,**
**ભીંજે મારા સાલુડાની કોર.**

(જુઓ માર્ગદર્શન પૃ. ૬૮ ઉપર નોંધ તથા પ્રશ્નોત્તરીમાં આ કાવ્ય સંબંધી પ્રશ્નનો ઉત્તર.)

**(૩૧) ઉભી બજારે ગજંરથ ચાલ્યો રે જાય,**
**શ્વાન ભસે તો તેની સંખ્યા ન થાય.**

ઇતિહાસપ્રસિદ્ધ રાણા સંગ મીરાંબાઇના સસરા થતા હતા. મીરાંબાઇ બધો વખત ઉંચનીચના ભેદ વગર સાધુજનો સાથે ભજન-કીર્તનમાં કાઢતી. આ ઉપરથી દુર્જન લોકો મીરાંની અને રાજકુળની નિંદા કરતા હતા, તેથી રાણાએ મીરાંને બોલાવી અને શીખામણ આપવા માંડી; તેનો જવાબ આપતાં મીરાંએ આ પ્રસિદ્ધ દૃષ્ટાંત વાપર્યું હતું કે બજારને રસ્તે સીધો હાથી ચાલ્યો જતો હોય ત્યારે કુતરાં તેને ગમે તેટલું ભસે પણ હાથી તો તેમની દરકાર કર્યા વિના પોતાને રસ્તે ચાલ્યો જાય છે, તેજ પ્રમાણે દુર્જન લોકોને જે કહેવું હોય તે કહે, પણ હું તો પ્રભુભક્તિને પંથે જ વિચરવાની.

**(૩૨) કર્મ કરે ને ફળની આશ, એ તો હરિમાર્ગમાં મેવાસ.**

(માર્ગદર્શન પૃ. ૭૧)

**(૩૩) હરિના હો તો હરિ ઓળખો, વણચાખ્યું બીડું કાં ભખો.**

(મા. દર્શન. પૃ. ૭૨)

**(૩૪) અર્કને અજવાળે રે, પ્રસિદ્ધ મણિ નવ સૂઝે.**

(જુઓ મા. દર્શન. પૃ. ૭૫ પંક્તિ ૧–૩)

**(૩૫) મહા મણિધર પેઠો રે દરમાં તો, રાફડો ટીપે શું થાય.**
**ઘાયલ ગતિ ઘાયલ રે, જાણીને જ્ઞાની ઘાવ રુઝે.**

(જુઓ મા. દર્શન. પૃ. ૭૫ પંક્તિ. ૮ થી ૨૦)

**(૩૬) દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે**

(માર્ગદર્શન પૃ. ૭૮ પંક્તિ ૧–૧૨)

(૩૭) ભગીરથે જેમ ધરી ઉમંગ,
કૈલાસથી આણી પવિત્ર ગંગ.
(૩૮) ઉચ્ચારવા દુઃખ વિચાર લાવી
જાણે ધરિત્રી સ્વર્ગે સીધાવી.

( મા. દ. પૃ. ૮૨ )

(૩૯) વીર સત્ય ને રસિક ટેકીપણું, અરિ પણ ગાશે દિલથી.

( જુઓ મા. દ. પૃ. ૮૭ )

(૪૦) ઝીલ્યા ગણું સફળ આ ઉર યંત્ર માંહી
દેવી તણા મધુર નૂપુરનાદ કાંઇ

( જુઓ મા. દ. પૃ. ૯૦ પંક્તિ ૯–૧૫ )

(૪૧) જો એક અશ્રુ તુજ મેં કદી હોય લોહ્યું
એકાદ અશ્રુ તણું દાન જ યાચું તો હું.

( જુઓ મા. દ. પૃ. ૯૦ પંક્તિ ૨૨–૨૫ )

(૪૨) બને ત્યારે આંખો મૃદુલ શિશુના સ્વપ્ન સમને.

( જુઓ મા. દ. પૃ. ૯૧ )

(૪૩) જે પોષતું તે મારતું એવો દીસે ક્રમ કુદરતી.

( જુઓ મા. દ. પૃ. ૯૪ )

(૪૪) બ્રહ્માંડને પોષી રહી તે દષ્ટિ અહિં એ છે નકી.

( જુઓ મા. દ. પૃ. ૯૨ )

(૪૫) વસમી લાગે ભવની લાંબી વાટ જો

× × ×

માડીના કરમાંય સજીવન સોગઠી

( જુઓ મા. દ. પૃ. ૯૬ )

(૪૬) હૈયે હૈયે ઘાવ ઝરે તેમાં
તરતું જીવનનું નાવ રે. ( જુઓ મા. દ. પૃ. ૯૭–૯૮ )
(૪૭) કેમ સમાત એ ટૂંકા જગતમાં હોત ન હૈયે ઘાવ રે?

( જુઓ મા. દ. પૃ. ૯૮ )

(૪૮) ઘાવે ઘાવે હસે પ્રભુની પ્રતિમા ને
બનતા માનવને ( જુઓ મા. દ. પૃ. ૯૯ )

(૪૯) આ આરે મારી આશાની કુંજો ત્યાં છે પ્રેમમન્દિર.
[ જુઓ મા. દ. પૃ. ૧૦૦ પંક્તિ ૫–૯ ને પંક્તિ ૧૮–૨૨ ]

(૫૦) ભાગ્યબોલ બોલે છે આજે કાળપુરુષ સ્વયંમેવ.

સંસાર કાળબળને વશ છે. એ કાળ તે વિશ્વનો સંહાર કરનાર પરમ સત્વ અથવા પરમેશ્વરનું સંહારક સ્વરૂપ છે. તેની 'પુરુષ' સ્વરૂપે મહાકાલ, મહાદેવ, એવા સ્વરૂપે કલ્પના કરી છે. એના ઝપાટામાંથી સંસાર આજ પસાર થઈ રહ્યો છે. તેથી આસપાસ જબરો કોલાહલ–અશાંતિ છે. એ કોલાહલ સ્વરૂપે ભયંકર છે. પણ બ્હીવા કારણ નથી. કાળપુરુષ શું ભાવિ ઘડે છે તે સાંભળવા સઘળાં સંહારક દેવ-દેવીઓ પણ અત્યારે આવી એકત્ર થયાં છે. પણ એ સંહારને પરિણામે અંતે નવું જ ભાવિ ઘડાશે. અત્યારનો સમય કાળની ગતિમાં ઘણો ઘણો અગત્યનો–કટોકટીનો સમય છે. ભવિષ્યનો આધાર–આ પાર કે પેલે પાર, એનો નિર્ણય આજની પળ ઉપર છે. આ રીતે 'કાળની ખંજરી' નામે કાવ્યમાં કવિ નાનાલાલ 'કાળની ખંજરીના ઝણકાર' ઝીલવાની ખાસ અગત્ય બતાવે છે.

(૫૧) ઉડવાય સફર સહિયારી સુખદુઃખની કંથાધારી.
[ જુઓ મા. દ. પૃ. ૧૦૩ ]

(૫૨) ઉષાને અધરે ખીલતો ને સન્ધ્યાને કાંઠે વિલાય;
એવા રે સ્નેહને સોણલે મારૂં જીવતર ઝોલાં ખાય.
[ જુઓ મા. દ. પૃ. ૧૦૫ ]

(૫૪) અંગ ખાક–મીટ્ટીપાક–હો રહે તને સ્મરંત [જુઓ મા. દ. ૧૦૬]

(૫૪) ઉગેલાં સ્વપ્નોનું
અધૂરા યત્નોનું જતન કરવા જાગ્રત રહો;
નવા સંસ્કારોનું મધુર ગરવું ઓજસ વહો.
પરમ પ્રભુ આદેશ ઊચરો. [મા. દ. પૃ. ૧૦૮]

(૫૫) પુરાતા પાયાના ચણતર મહીં પત્થર થવું
અમર ઇતિહાસે ભળી જવું.

[ જુઓ મા. દ. પૃ. ૧૦૮–૯ ]

(૫૬) નામ એ સૌનાં કંઇક ઉજાળીએ, માત! દે એહ આશિષ.

'પ્રાણથી પ્યારો દેશ' એ કાવ્યમાં હિંદ દેશના ગરવા ઇતિહાસનો ઉલ્લેખ કર્યો છે. બુદ્ધ, અશોક, રામ, કૃષ્ણ, વ્યાસ, તુલસી, પ્રતાપ, શિવાજી એટલા વીર પુરૂષોનું અહિં સ્મરણ કરાવ્યું છે, કારણ કે એમના વંશજો–આપણે એમનું નામ દીપાવીએ. પોતપોતાને અનુકૂળ ક્ષેત્રમાં એમાંથી કોઈ વીર પુરૂષને પંથે પળવા અમને પ્રેરણા મળે એવો દરેક હિંદીનો આદર્શ હોવો જોઇએ. એ આદર્શ સિદ્ધ કરવા હિંદ માતાનો આશીર્વાદ કવિ અહીં માગે છે.

(૫૭) જામગરીમાં તણખો ન પડયો ન ફળી મહેનત મારી.

આ વિશ્વમાં પરમાત્મચૈતન્ય સર્વત્ર સ્ફુરી રહ્યું છે, તેનું કવિએ મહાન અગ્નિનું રૂપક આ કાવ્યમાં આપ્યું છે. એ ચૈતન્ય પોતાના આત્મા–જીવાત્મા–રૂપી જામગરીને ચેતાવતું નથી. તેથી કવિ-હૃદયને સંતાપ થાય છે. ઇશ્વરનું ચૈતન્ય આત્માના પલીતાને લાગે તો જીવાત્મા પરમાત્માના ચૈતન્યમય થઈ જાય. પણ આખું જીવન અન્ય રસ્તે પરમાત્મામય થવાની મહેનત કરી કરીને થાકયા પછી કવિ ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા નમ્ર નિરહંકાર પ્રાર્થનાનો આશ્રય લે છે.

**પ્રશ્ન (૧૩૦) નીચેનાં વાકયો પૂર્વાપર સંબંધ સાથે સમજાવો.**

(૧) મારું ચલનવલન બધું એજ દષ્ટિએ થાય છે.

(૨) એવી કેટલીક વસ્તુઓ અવશ્ય છે કે જે આત્મા જ જાણે છે, આત્મામાંજ શમી જાય છે.

(૩) મારા પ્રયોગોમાં તો......સમાવેશ થશે.

(૪) એ માર્ગે જતાં મારી ભયંકર ભૂલો પણ મને નજીવી જેવી લાગી છે.

(૫) અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો.

[ જુઓ માર્ગદર્શન પૃ. ૧૧૮ પંક્તિ ૬, પૃ. ૧૧૮–પંક્તિ ૨૪. પૃ. ૧૧૯ પંક્તિ ૫ મીથી, પૃ. ૧૨૨. પંક્તિ ૧૧ થી, પૃ. ૧૨૩ પંક્તિ ૭. ]

(૬) મહાસભાના મહાપરિવર્તન પછીનો ઇતિહાસ હજી ઘડાઈ રહ્યો છે. [ મા. દ. પૃ. ૧૨૫ ]

(૭) વ્યક્તિ અને સમષ્ટિની વચ્ચે એવો નિકટ સંબંધ છે કે એકની શુદ્ધિ અનેકની શુદ્ધિ બરાબર થઈ પડે છે.

[ મા. દ. પૃ. ૧૨૭ કંડિકા ૫ ની નોંધ. ]

(૮) હાલ સુધારા ને કુધારા વચ્ચે........ઊભું થયું નહોતું.

[ મા. દ. પૃ. ૧૩૦. ]

(૯) જો એ નાગર બ્રાહ્મણ........હવાડીએ ચકલે......ઉડત.

[ મા. દ. પૃ. ૧૩૫. ]

(૧૦) 'ગૂજરાતના લ્યૂથર' એ........'ગૂજરાતના આર્નોલ્ડ''...... લાયક છે. [ મા. દ. પૃ. ૧૩૬. ]

(૧૧) એ રસોઇયો બહેરો હતો? ''ફેરફાર સારો થયો છે''–એ વાક્ય એણે સાંભળ્યું નહોતું.

એક બહેરા રસોઇયાના દષ્ટાંત વડે આ લેખ લખવામાં પોતાનું દષ્ટિબિંદુ શું છે તે લેખકે સ્પષ્ટ કર્યું છે. આ લેખની ઘણી ખરી

હકિકત વસંત માસિકના ગોવર્ધનસ્મારક અંકમાં લેખકે આપેલી હતી, તે વખતે વાંચીને ઘણા જણ અપ્રસન્ન થયા હતા. છતાં પોતે એ વિષય જરા જુદી રીતે અહીં ફરીથી છેડે છે. તે સંબંધી એક રસોઇયાની વાત આપી છે. એ રસોઇયો પોતાની રસોઇને "માત્ર ફેરફાર" કહેતો. એ ફેરફારનાં નરસિંહરાવે વખાણ કર્યાં, તે બહેરા રસોઇયાએ સાંભળ્યાં નહિ. તે જ પ્રમાણે આ બીજી વારના લેખ ઉપર લોકો ગમે તે સારી નરસી ટીકા કરે તે પ્રત્યે લેખકની ઉદાસીન વૃત્તિ છે.

(૧૨) ગોવર્ધનભાઈના મનનું બંધારણ રસ પરીક્ષામાં પણ સમગ્રદર્શન કરતાં અવયવદર્શન વધારે કરનારું હતું.

[ મા. દ. પૃ. ૧૪૫. ]

(૧૩) વત્સલતાના ધ્વનિ પ્રતિધ્વનિથી.........જોઈ શકું છું.

[ મા. દ. પૃ. ૧૪૬–૧૪૭ ]

(૧૪) 'ગોવર્ધન વળી ગુપ્ત ફરે થઈ રક્ષક સાથી'

ગૂજરાતના આદ્ય સુધારકોમાંના એક આગેવાન મહિપતરામ રૂપરામ ગુજરી ગયા, તેમના મરણ પ્રસંગે 'બુદ્ધિપ્રકાશ'માં શેઠ વલ્લભદાસ પોપટભાઈ મહુવાકરે (વલ્લભ પોપટે) એક કવિતા પ્રગટ કરી હતી. તેમાં એક *કડીમાં આ પંક્તિ આવે છે; એનો અર્થ એવો છે કે ગોવર્ધનરામ અંદરખાનેથી રૂઢિ રક્ષકોના મતને મળતા હતા. આ વલ્લભ પોપટના અભિપ્રાયને નરસિંહરાવભાઈ પોતાના અનુભવથી સમર્થન આપે છે. તે અનુભવ આ પ્રમાણે હતોઃ–'ફસી પડેલી બાળ વિધવા' નામનું પોતાનું કાવ્ય છપાતા પહેલાં લેખકે ગોવર્ધનરામને વાંચી સંભળાવ્યું, ત્યારે એમાં આવતા એ વિધવા અને દિવ્યવાણીના સંવાદને ગોવર્ધનરામે The talk between the unseen

* નર્મદા મનસુખ મણી—ગટૂલાલ ગુજરાતી;
**ગોવર્ધન વળી ગુપ્ત—લડે થઇ રક્ષક સાથી.**
તેથી સુધારો થયો—જરા જખમી મુંબાઈમાં;
રક્ષક મત બળવાન ઘુમ્યો નડિયાદ સુરતમાં;
રાજનગરના નાક, તેંજ હિંમતથી ખાળ્યો;
ત્યાં ન પેસવા દીધ, પ્રયત્ને મારી હઠાડયો.

(દિવ્યવાણી) and the seen (બાલવિધવા) કહીને વાત ટૂંકાવી દીધી અને વિદ્યાર્થીઓની માફક ગણુગણુવાની અને વહેલા ઉઠવાની ટેવનો નવો વિષય ઉપાડયો. આ ઉપરથી તથા કુમુદસુંદરી અને સરસ્વતીચંદ્રનું સંસારલગ્ન ગોવર્ધનરામે પોતાના પુસ્તકને અંતે ન કરાવ્યું તેથી ગોવર્ધનરામના ઉપર અંદરખાનેથી રૂઢિરક્ષકના સાથી હોવાનો આરોપ નરસિંહરાવના મતે ખરો ઠરે છે.

(૧૫) ઉરવલ્લિ પુલો થકી કંઇક લચી,
તે લચી ન લચી ન કદાપિ થશે.

આ પંક્તિઓ સરસ્વતીચંદ્રના પહેલા ભાગની શરૂઆતમાં મનઃસુખરામ સૂર્યરામને સંબોધીને 'મંગલ પુષ્પાંજલિ' તરીક આપવામાં આવેલા કાવ્યમાંથી લેવામાં આવી છે. અને નરસિંહરાવે પોતાના લેખમાં બે વખત તે આપી છે. (૧) નરસિંહરાવનું 'અભિનન્દનાષ્ટક' કાવ્ય ગોવર્ધનરામને Pathetic and Sublime લાગ્યું, તેનું કારણ એમને મનઃસુખરામને વિષે પૂજ્યભાવ અને પ્રેમ હતાં તે હતું એ બતાવવા. (૨) પોતાના લેખને છેડે, જીવન દરમિયાન નરસિંહરાવને ગોવર્ધનરામની હાર્દિક ઉદારતા અને સંસ્કારિતાનો જે અનુભવ થયો તે ચિરકાળ રહેશે તે સૂચવવા.

આ પંક્તિઓનો અર્થ એવો છે કે, મનઃસુખરામે રોપેલાં બીજમાંથી જે હૃદયવેલી વિકસી તેનાં ફુલ—સરસ્વતીચંદ્ર ગ્રંથમાં પથરાયેલા હૃદયના ઉચ્ચ કોમળ ભાવ, સંસ્કાર તથા વિચારો સદા અમર રહેશે.

(૧૬) એ પ્રશ્ન પૂછનાર પાઈલેટની માફક પ્રશ્ન પૂછી ચાલ્યો જઈ શકશે નહિ. [ મા. દ. પૃ. ૧૫૬ કંડિકા—૫. ]

(૧૭) એમનામાં ભાવનાથી, સ્વદેશ પ્રેમથી નિરાળી અસ્મિતાનો લોપ થયો છે. [મા. દ. પૃ. ૧૫૭ ]

(૧૮) અન્યોન્યદ્રોહી બે પક્ષ આપણા કેળવણી પામેલા પુરુષોમાં પડી જવાનો સમય બહુ જ પાસે આવતો જાય છે.
[ મા. દ. પૃ. ૧૬૩ તથા ગદ્યકુસુમ. પૃ. ૨૨૦ ]

(૧૯) આપણા દેશી તરૂણોની તમામ કેળવણી વિદેશી જ—વિદેશી ધર્મ ને વિદેશી સંસારસ્થિતિ જન્ય છે. [ મા. દ. પૃ. ૧૬૩–૧૬૪. ]

(૨૦) એ બધું બોલવું કવિતાનું છે, વ્યવહારનું નહિ. [મા. દ. પૃ. ૧૬૪.]

(૨૨) ગયો ચંદ્ર ક્ષિતિજ તજી ક્યાંય ?
પડ્યું તિમિરે કુમુદ મીંચાય ! [મા. દ. પૃ. ૧૭૨.]

(૨૨) મારી પ્રીતિનો કળશ તો લગ્નથી રેડાયો તે રેડાયો.
[મા. દ. પૃ. ૧૭૪]

(૨૩) કુમુદસુંદરીની ચિત્તવૃત્તિને ગમ્યું, તેની પતિવ્રતાવૃત્તિને ન ગમ્યું.

બુદ્ધિધન અને નવીનચંદ્રનો સંવાદ પુરો થયા પછી, કુમુદસુંદરીની મનોદશાનો ખ્યાલ આપવા આ વાક્ય લેખકે લખ્યું છે. બુદ્ધિધને નવીનચંદ્રને અત્રે રહો ત્યાં સુધી આપણે ત્યાં જમજો એમ કહ્યું અને તે ' જેવી ઇચ્છા ' કહી તરત જ સ્વીકારી લીધું; એ વાત કુમુદસુંદરીના હૃદયની લાગણીઓને ગોઠતી આવી, પણ એની બુદ્ધિને પોતાના પતિવ્રતની દૃષ્ટિએ વિચાર કરતાં એ વસ્તુસ્થિતિ અયોગ્ય છે એમ જણાયું. કુમુદસુંદરીમાં હૃદય અને બુદ્ધિ વચ્ચે ચાલતા આવેલા યુદ્ધમાં કુમુદની ખરી કસોટીની શરુઆત હવે થાય છે અને જેમ વાત આગળ વધે તેમ આ યુદ્ધના જુદા જુદા રંગ વાચક આગળ રજુ થાય છે.

(૨૪) તેનામાં વારાહ સ્વરૂપ બની અધમતા પામી રહેલી અવનીને ઉદ્ધારવાની શક્તિ હતી એમ તે પિતા માનતો.
[મા. દ. પૃ. ૧૭૮–૧૮૯.]

(૨૫) જે સનાતન ધર્મના સજીવન.........મદાર બાંધ્યો......હાથ લાગી નહિ. [મા. દ. પૃ. ૧૭૯–૧૮૦]

(૨૬) સૂર્યબિંબ હોલવાઇ.........આહુતિઓ પૂરી થઇ.
[મા. દ. પૃ. ૧૮૧–૧૮૨.]

(૨૭) " ના ના, આટલે વરસે મારે જીવતર પર થીંગડું દેવું નથી. "
[મા. દ. પૃ. ૧૮૮.]

(૨૮) સંસ્થા વ્યક્તિના ખાનગી ભવ્ય જીવનને શું કરે ? [મા. દ. પૃ. ૧૯૩.]

(૨૯) આર્યોને શબ્દ પ્રમાણ જ બસ છે. [મા. દ. પૃ. ૧૯૮.]

(૩૦) આર્યમંદિરોમાં પ્રથમ દેવ પ્રગટ થાય અને પછી દર્શન કરનાર આવે, પણ અહીં ક્રમ ઉલટો છે. [મા. દ. પૃ. ૨૦૦–૨૦૧.]

(૩૧) અદ્વૈતવાદી આર્યપક્ષને ભોજનવ્યવહારમાં ભેદભાવના માન્ય છે.
[ મ. દ. પૃ. ૨૦૨ 'અભેદભાવના']

(૩૨) ભવિષ્યપ્રજાને દુઃખી રાખવાના ઉપાય દઢ કરવા એમાં જ આર્યવ્યવસ્થાનું રહસ્ય છે. [મા. દ. પૃ. ૨૦૭.]

(૩૩) વિષ્ણુનાભિ થકી સરોજ નીપજ્યું.................................
.................................ભાળો સતીના ભણી.
[ મા. દ. ૨૧૨–૨૧૩.]

(૩૪) '**गुर्जराणां मुखं भ्रष्टम्**' એ પદ......થઈ રહી છું !
[ મા. દ. પૃ. ૨૧૫–૨૧૬. ]

(૩૫) ઉપવન કુસુમિત જોઈ મત્ત ભૃંગ ગુંજે;
અકલ પરભૃત આ વાણી કો પ્રેમી તણી. [મા. દ. પૃ. ૨૧૬–૧૭]

(૩૬) ગાયનમાં ગૂંચાયું,.............................શકે ભૂમિ ભેટે.
[મા. દ. પૃ. ૨૧૮–૧૯.]

(૩૭) અર્પો તો વિભુ એ જ અર્પણ કરો, એ આશ પ્રેમી તણી.
[ મા. દ. પૃ. ૨૨૦ તથા ગ. કુ. પૃ. ૨૬૬]

(૩૮) વડ સરખો કોઇ મહાન...ભાસ થાય છે. [મા. દ. પૃ. ૨૨૩–૨૪.]

(૩૯) સ્ત્રી જાતિને માથે અનિવાર્ય.....મૂકી દઉં છું.
[ મા. દ. પૃ. ૨૨૫–૨૬.]

(૪૦) દ્રવન્ત લોખંડનું ખડ્ગ થાય,
પાષાણનું ખડ્ગ નથી ઘડાતું. [મા. દ. પૃ. ૨૨૭]

(૪૧) તારી શમશેર......દર્પણ છે. [મા. દ. પૃ. ૨૩૧]

(૪૨) સ્વર્ગમાં વસતા દેવો......ખાય તે અનાર્ય. [મા. દ. પૃ. ૨૩૧–૩૨]

(૪૩) ઓ આર્યોના હાડપિંજર! તમારી આર્યતા તો હવે ઉડી ગઇ.
[મા. દ. પૃ. ૨૩૨.]

(૪૪) એ આર્યતાનું તું સ્મરણ છે. [મા. દ. પૃ. ૨૩૩.]

(૪૫) પ્રભુની શિક્ષામાં પણ દયા છે.
[મા. દ. પૃ. ૨૩૪ 'આર્યાવર્તમાં માગે છે' ઉપરની સમજુતી.]

(૪૬) હિંદ એ જગતનું ત્રિવેણીસંગમ છે, તીર્થરાજ છે.
[મા. દ. પૃ. ૨૩૪–૩૫]

(૪૭) અત્યારે મારી કુલ્પના કુદરતમાંથી..........ગાન આવે છે !
[મા. દ. પૃ. ૨૩૯.]

(૪૮) કોઇ વૈયાકરણીને વ્યુત્પત્તિમાં ઉપયોગી થઇ પડશે.
[મા. દ. પૃ. ૨૪૧.]

(૪૯) હું તો મહાદશાઓના શિખર પર એકલો અટુલો યોગી જેવો ઉભો છું. [મા. દ. પૃ. ૨૪૪.]

(૫૦) મારા સદ્‌ભાગ્યે મને એવી સ્ત્રી મળી છે કે જે એને ટકાવી રાખવામાં મદદ કરે છે.
[ મા. દ. પૃ. ૨૪૫ પર ‘ મહેર–ઉન્નિસા ’પરની સમજુતી. ]

(૫૧) પાછળની કલ્પના વગર ભૂતને......તો નથી ગણુતા ?
[ મા. દ. પૃ. ૨૪૮. ]

(૫૨) મક્કા મદિનાથી...ખાળી શકાયો નથી. [ મા. દ. પૃ. ૨૪૯. ]

(૫૩) આશાસ્થળો અને સર્વ, ઇશ્વરેચ્છાને આધીન છે, પણ તે હાલ મને દેખાતાં નથી. [ મા. દ. પૃ. ૨૫૦. ]

(૫૪) તેટલા માટે મંદિરો રહેવાનાં છે; અને તે રહેવાનાં હોવાથી અધોગતિ પણ રહેવાની છે. [ મા. દ. પૃ. ૨૫૦–૫૧. ‘ વસ્તુસ્થિતિનો... ...થાય ?’ ઉપરની સમજુતી વાંચો. ]

(૫૫) ધર્મને બુદ્ધિનીતિથી નહિ......પોષણ મળે છે.
[ મા. દ. પૃ. ૨૫૧. ]

(૫૬) દેશના વ્યાધિઓ, વ્યક્તિઓના વ્યાધિઓ જેવા હોતા નથી.
[ મા. દ. પૃ. ૨૫૨. ]

(૫૭) એ શ્રદ્ધા દરદીઓ અને...સાધ્ય સમજતા નથી.
[ મા. દ. પૃ. ૨૫૨–૫૩. ]

(૫૮) વર્તમાન નિરાશાના બલે જ, કદાચ ભવિષ્યના કોઇ ભવ્ય દિવસે આશાનો સુખદ જન્મ થઈ શકશે. [ મા. દ. પૃ. ૨૪૩ ]

(૫૯) આ સંસાર લડાઈનું ઠેકાણું છે...દેશનો જયજયકાર થશે.
[ મા. દ. પૃ. ૨૬૧–૨૬૨. ]

(૬૦) ગરમ લોહી વહેતે મરવું બહેતર છે—શરીરને દુઃખ ન ખમવું પડે ને મુક્તિપદ પામીએ. [ મા. દ. પૃ. ૨૬૫. ]

(૬૧) જેવો વનસ્થળીનો રસકસ તેવો જ વનલતાનો ફાલ. [ મા. દ. પૃ. ૨૭૧–૭૨ ]

(૬૨) સાહિત્ય એ જનસમાજના ચૈતન્યનું વાઙ્‌મય શરીર છે. [ મા. દ. પૃ. ૨૭૨. ]

(૬૩) વિશ્વમાં કોઇ પણ સ્થળે ક્ષોભ વિના ગતિ નથી, અને ગતિ વિના વિકાસ નથી. [ મા. દ. પૃ. ૨૭૩. ]

(૬૪) એ અસર ન ગ્રહણ કરવી એ બળની પણ નિર્જીવતાની નિશાની છે. [ મા. દ. પૃ. ૨૭૩–૭૪. ]

(૬૫) સંસારસુધારા સમાજમાં પરદેશ ગમનના ઠરાવની જેટલી મહત્તા છે તેટલી જ મહત્તા અમે સાહિત્ય પરિષદમાં આ વિષયની માનીએ છીએ. [ મા. દ. પૃ. ૨૭૮. ]

(૬૬) મેઘ ગર્જશે તેથી ખીણમાં માત્ર પડઘો પડીને જ રહેશે નહિ, કોઇક સ્થળેથી સિંહ નીકળી આવી સામો તડૂકશે. [ મા. દ. પૃ. ૨૭૯. ]

(૬૭) ભર્તૃહરિ સરખાને ચાહે...અંશ પણ ઘટવાનો નહિ. [ મા. દ. પૃ. ૨૮૩–૮૪. ]

(૬૮) કવિ કુલગુરુએ એ 'દેવતાત્મા નગાધિરાજ'......અર્થ યથાર્થ છે. [ મા. દ. પૃ. ૨૮૬–૮૭. ]

(૬૯) સંસારનો અનુભવ અને સંસારનું રહસ્ય બધું તર્કની ચાળણી-માંથી ચાળી શકાતું નથી. [ મા. દ. પૃ. ૨૯૦–૯૧. ]

(૭૦) પિચકારી મારો તેમાં કલા છે. તે તમારા મુખનું સ્વાભાવિક ઉચ્ચારણ છે.

પાનની પિચકારી મારી ભીંત ખરાબ કરવામાં કેવી રીતે કળા સમાઈ છે તે અહીં લેખક સમજાવે છે. કળાકૃતિમાં સ્વાભાવિક સ્ફુરણ હોવું જોઇએ અને હીંચકા પર બેઠાં બેઠાં પત્ની જોડે વાત

કરતાં કરતાં ભીંત ઉપર પીચકારી મારવી તે ઉચ્ચારણમાં પણ સ્વાભાવિકતા છે માટે એ કૃતિમાં પણ કલા છે. અહીં ઉચ્ચારણ શબ્દમાં શ્લેષ છે. ઉચ્ચારણ એટલે (૧) મોઢેથી ઉચ્ચાર (શબ્દનો–કવિતાના શબ્દનો) કરવો તે. (૨) મળ.

(૭૧) રાજા ભર્તૃહરિને સમજાયું નહિ કે સંસાર વિષમય છે કે અમૃતમય.

'ચેવડાનું મૂળ' એ લેખમાં ચેવડાની સંસાર જોડે સરખામણી કરતાં આ વાતનો લેખકે ઉલ્લેખ કર્યો છે. ભર્તૃહરિ રાજાને પોતાની પત્ની અને દુનીઆની બીજી ચીજો પ્રત્યે ઘણો પ્રેમ હતો, અને એ પ્રેમ દ્વારા એ પરમાત્માનો સાક્ષાત્કાર કરવાને ઇચ્છતો હતો અને થઇ શકે એમ સમજતો હતો; પરંતુ પીંગળાને આપેલું અમરફળ ગણિકાની પાસેથી એને મળ્યું તે અમરફળનો ઇતિહાસ જોતાં એને દુનિયા ઝેરથી ભરેલી લાગી અને સંન્યાસમાં મોક્ષનું સાધન જણાયું. પણ આ પ્રમાણે રાગ ને ત્યાગની વચ્ચે એનું હૈયું ઝુલતું હતું તેથી તેણે કહ્યું કે ખરેખર આ સંસાર ઝેરથી ભરેલો છે કે અમૃતથી ભરેલો છે તે મને સમજાતું નથી. લેખક સૂચવે છે કે ભર્તૃહરિએ આ રીતે બન્નેની વચ્ચે ત્રીજો રસ્તો કહાડવો જોઇતો હતો. સંસારને વિષ જેવો કે અમૃત જેવો કહેવાને બદલે ચેવડા જેવો કહેવો જોઇતો હતો.

(૭૨) એક ભરુચનો ભાર્ગવ બ્રાહ્મણ છે તે તો સૃષ્ટિ હજુ એના દાદા પરશુરામની જ હોય એમ એને જોઇએ તેવા નવા વિચારો કાઢ્યાં જ કરે છે.

ભરુચનો ભાર્ગવ બ્રાહ્મણ તે લેખક બ્હેન લીલાવતી મુનશીના પતિ શ્રી. કનૈયાલાલ મુનશી. એમણે ઘણાં પ્રસિદ્ધ નવલો, નવલિકાઓ અને નાટકો તથા બીજા લેખો લખ્યા છે. અને સાહિત્ય, રાજકારણ, સમાજજીવન વગેરે મનુષ્યજીવનને–મનુષ્યની સંસ્કૃતિને લગતા લગભગ સઘળા વિષયો ઉપર એમણે પોતાના વિચારો બહાર મૂકયા છે. કેટલાકને એ વિચારો વિચિત્ર લાગ્યા છે તેથી કટાક્ષમાં લેખક કહે છે કે ભાગવ બ્રાહ્મણોના પૂર્વજ પરશુરામની માફક એ પણ આખી પૃથ્વી ઉપર પોતાનું બળ જમાવવા માગતા લાગે છે.

# નિબંધની યોજના.

આપેલા નિબંધોમાંથી પોતાને અનુકૂળ હોય તે જ વિષય ઉપર નિબંધ લખવો. આપેલા વિષયમાં કયા વિષય ઉપર નિબંધ લખ્યો હોય તો સારો લાગે એમ વિચારવું ઠીક નથી, લખનાર પોતાને સૌથી જે વિષય ઉપર વિશેષ માહિતી હોય અને જેની માહિતી સૌથી આકર્ષક રૂપે તે મુકી શકે તેમ હોય તે જ નિબંધ લેવો.

પસંદ કરેલા વિષય ઉપર પૂરતો વિચાર કરવો અને સઘળા વિચારો ઉત્તરપત્રની ડાબી બાજુએ જેમ સાંભરે તેમ લખતા જવું. વિચારો શોધવા માટે આટલા પ્રશ્નોના ઉત્તર શોધી કહાડવાઃ- .

શું-શું નહિ ? શા માટે-શા માટે નહિ ? ક્યારે-ક્યારે નહિ ? કેવી રીતે-કેવી રીતે નહિ ? ક્યાં-ક્યાં નહિ ?

ધારો કે 'પ્રદર્શન' એ વિષય ઉપર નિબંધ લખવો છે. તો નીચેના સવાલો પૂછવાઃ-

પ્રદર્શન એટલે શું ? પ્રદર્શન શા માટે જોઇએ ? પ્રદર્શન ક્યારે હતાં ? ક્યારે ભરવાં જોઇએ ? પ્રદર્શન કેવી રીતે ભરવાં જોઇએ ? એટલે કે પ્રદર્શનની યોજના કેવી હોવી જોઇએ ? પ્રદર્શન ક્યાં હોવાં જોઇએ ? વગેરે.

આ પ્રમાણે મળતા ઉત્તરથી જોઇએ તેટલા વિચારો આવી શકે. પછી એ વિચારોને યોગ્ય રૂપમાં ક્રમસર ગોઠવવા જોઇએ. શરુઆતને માટે એમાંથી એક ઘટતો વિચાર પસંદ કરવો અથવા કોઈ પ્રસંગ કે કોઈ લેખકનું કથન આપવું. કેટલીકવાર વિષયના ઇતિહાસથી શરુઆત થઈ શકે છે.

શરુઆતની કંડિકામાંથી આપોઆપ ફલિત થતા વિચારથી બીજી કંડિકાની શરુઆત કરવી. ભેગા કરેલા ઉત્તરો એ પ્રમાણે સુબદ્ધ પરં-

પરામાં ગોઠવવા, દરેક વિચારને માટે એક એક જુદી કંડિકા રાખવી. અને વિચાર સમજાવવાને જરૂર પુરતાં ટૂંકાં દૃષ્ટાન્તો લેવાં, નિબંધની છેવટે ઉપર આવી ગયેલા વિચારોનો બે એક વાક્યમાં સાર લખવો અથવા મુખ્ય વિચાર કે તેને લગતું અવતરણ આપવું. અથવા નિબંધમાં બતલાવેલી રીત પ્રમાણે કામ થાય તો ભવિષ્ય કેવું નીકળશે તેનું સૂચન કરવું. પહેલાની કંડિકા સાથે ઉપસંહારની કંડિકાને બરાબર મેળવી દેવી જોઇએ. નિબંધમાં એક એક વાક્ય અને એક એક કંડિકા સુગ્રચિત–પરસ્પર સંકળાયેલાં હોવાં જોઇએ.

કેટલાક નિબંધોમાં પ્રવાસનું, શહેરનું કે કોઈ કુદરતી દશ્ય વગેરેનું વર્ણન કરવાનું હોય છે. તેવે વખતે વર્ણન ક્રમસર આપવું. ઉપર બતાવેલી શરૂઆત કરવાની રીતમાંથી કોઈ એક રીતે શરુઆત કરવી અને તરત જ વિષય ઉપર આવી જવું. પછી યોગ્ય ભાગ પાડી ક્રમસર વર્ણન કરવું. અનુભવના વર્ણનને અંતે કાંઇ બંધ બેસતો વિચાર મુકવો.

નિબંધનું લખાણ જેમ બને તેમ ત્રીજા પુરુષમાં જ હોવું જોઇએ. કવચિત્ 'તમે' બીજા પુરુષનો ઉપયોગ કરવો, પહેલા પુરુષનો ઉપયોગ કરવો નહિ. 'હું માનું છું', 'હું ધારૂં છું,' 'મને લાગે છે, "મારો અભિપ્રાય છે' એવાં વાકયો આવવાં ન જોઈએ.

## પત્ર.

ખરેખર પત્ર લખવા બેઠા હો એવો ભાવ રાખીને પત્ર લખવો. જેને પત્ર લખતા હો તેની સમક્ષ જેમ વાત કરતા હો તેવી રીતે પત્ર લખો. પરીક્ષામાં લખવા આપેલા પત્રોમાં એકાદ વિષય ઉપર લખવાનું હોય છે. પણ પત્ર લખતાં એ વિષય ઉપર સીધી શરુઆત થઇ શકે નહિ. એના ઉપર લખવાનું સ્વાભાવિક પ્રયોજન શોધી કહાડવું. અને પછી તરત જ આપેલા વિષય ઉપર વાતચીત કરતા હો

તેમ વિચાર કરતાં ભાવ વિશેષ જણાય તેવી રીતે પત્ર લખવો. મુખ્ય વિચાર ગણાવવા નહિ. ભાષણ લખવું નહિ. દરેક પત્રમાં (ધંધાને અંગે અથવા અજાણ્યા માણસને લખેલા પત્રો સિવાયના) અંગત હકીકત છેવટમાં આવવી જોઇએ. ટૂંકમાં ખરેખર પત્ર લખ્યો હોય તેવો ભાવ ફલિત થવો જોઇએ.

**વડીલને**

૨૯૫૮, સીરામજીની શેરી,
ખાડિયા,
અમદાવાદ. તા...........

મુરબ્બી વડીલની સેવામાં,

લિ. આજ્ઞાધીન,
યશવંતના સવિનય પ્રણામ.

**પિતાને**

પૂજ્ય પિતાજીની સેવામાં,

લિ. આજ્ઞાંકિત,
યશવંતના સવિનય પ્રણામ.

**મિત્રને**

પ્રિય ભાઇ મહેશ,

લિ. રમેશના સ્નેહવંદન.

**નાનાં ભાંડુઓને**

ચિ. ભાઈ,
બ્હેન,

લિ. શુભેચ્છક,
શિરીષની આશિષ.

**ઓળખીતાઓને**

મુ. ભાઈશ્રી,
ભાઈશ્રી,

લિ. જનાર્દનના જય જય.
નમસ્કાર.

## સંવાદ

સંવાદ લખતાં યાદ રાખો કે લખાણ શુષ્ક ન થઇ જવું જોઇએ. એટલા માટે એમ કલ્પવું કે ખરેખર તમારી સમક્ષ બે જણ સંવાદ કરી રહ્યા છે. અથવા તમે જાતે જ સંવાદનું પાત્ર છો, પણ યાદ રાખવું કે બીજું પાત્ર બોલે તે વખતે તમારે તે પાત્રની જોડે તાદાત્મ્ય સાધવાનું છે. દરેક બોલનારને પોતપોતાની બોલવાની જુદી રીત હોવી જોઇએ. જેમ સામાન્ય વાતચીતમાં હરહંમેશ બને છે તેમ એક બોલનાર અધીરો થઇ જઈ બીજો પુરું કરે તે પહેલાં જ તે બોલી ઉઠે, એવું પણ પ્રસંગાનુસાર બને, વગર પ્રસંગે તેવું બનવું ન જોઇએ. સંવાદમાં સામાન્ય વાપરના શબ્દો આવવા જોઈએ; પણ અમુક હદમાં ભાષામાં વિચારની સ્પષ્ટતા જોઇએ. અને બોલનારની લાગણી પુરેપુરી રીતે વ્યક્ત થાય તેવી જ ભાષા તેના મુખમાં મૂકવી. પત્રની માફક સંવાદને પણ પ્રયોજન હોવું જોઇએ. પણ એ પ્રયોજનને બહુ જ થોડી જગ્યા રાખવી જોઇએ. જેમ સંવાદ આગળ ચાલે તેમ વિચારની પ્રગતિ થવી જોઇએ. પાત્રો ધીરે ધીરે પોતાના મતમાં ફેરફાર કરતાં જાય અને છેવટે જ એક બીજા મળતા થાય. અથવા એમ પણ બને કે આખા સંવાદને અંતે બેનો મેળ ખાય જ નહિ. પણ એ કળા અઘરી છે માટે સંવાદ લખતા પહેલાં ત્રણ વાતનો નિશ્ચય કરવો: (૧) પરિણામ (૨) પહેલા પાત્રનું દષ્ટિબિંદુ અને તે દષ્ટિબિંદુની દલીલો. (૩) બીજા પાત્રનું દષ્ટિબિંદુ અને તેના વિચારો. જરૂર પડે બેથી વધારે પાત્રો પણ લઇ શકાય. આ પ્રમાણે સંવાદને અંતે જે મત બાંધવાનો હોય તે લક્ષમાં રાખીને સંવાદના વિચારની પ્રગતિ કરાવવી. આ પ્રગતિ કુદરતી, છતાં જેમ બને તેમ ઓછી ઢીલવાળી હોવી જોઇએ. સંવાદમાં પાત્રો અને પાત્રોનાં જીવનમાંથી તથા એમની આસપાસની દુનિયાના જીવનમાંથી સંવાદના વિષયને બંધ બેસતા દષ્ટાંતો લેવાથી સંવાદ જીવંત બની શકે. એ સંવાદને જીવન્ત બનાવવો એ એક મુખ્ય ધ્યેય રાખવું. વિચારની સ્પષ્ટતા અને ક્રમસર પ્રગતિ એ બીજું ધ્યેય.

# જોડણી.

## નીચેના શબ્દોમાં છેલ્લી 'ઈ' હ્રસ્વ છે તે યાદ રાખો:

સ્થિતિ, પ્રીતિ, નીતિ, સંતતિ, પ્રસૂતિ, દષ્ટિ, સૃષ્ટિ, ગ્લાનિ, હાનિ, રીતિ, શક્તિ, મતિ, ગતિ, ક્ષતિ, વિનતિ, ઉન્નતિ, અવનતિ, વિજ્ઞપ્તિ, યતિ, શ્રુતિ, સ્મૃતિ, ઉક્તિ, વિભક્તિ, વ્યુત્પત્તિ, જાતિ, શુદ્ધિ, વૃદ્ધિ, તૃપ્તિ, પુષ્ટિ, ઉત્પત્તિ, મૂર્તિ, કીર્તિ, પદ્ધતિ, સ્તુતિ, અનુમતિ, સંમતિ, યુક્તિ, જ્ઞાતિ, શનિ, ભૂમિ, નિધિ, ભીતિ, તિથિ

## નીચેના શબ્દોમાં 'ઋ'કાર છે તે ધ્યાન આપો:

દષ્ટિ, સૃષ્ટિ, દષ્ટાન્ત, હૃદય, ગૃહસ્થ, વૃન્દાવન, વૃત્તાન્ત, દંશ્ય, પૃથક્, સાદશ્ય, દઢ.

## નીચેના શબ્દોમાં 'ર' કાર છે:—

પતિવ્રતા, નમ્રતા, ગ્રહણ, વ્રજ,

## શ, ષ, ને સ નો ઉકેલ:

સેવક, સુદિ, સુદ, કલેશ, વિશેષણ, વિશેષ, અશ્રુસ્રાવ, સ્પર્શાસ્પર્શી, દાસી, સ્મશાન, શંકર (મહાદેવ), સંકર ( મિશ્રણ ) વર્ણશંકર, શપથ, શાસન, વૈશ્ય.

## ખરી સંધિ કરી બતાવેલા શબ્દો:

પરીક્ષા, નિરીક્ષા, સમીક્ષા, નીરવ, નીરોગ, નીરસ, નિરભિમાન, શ્વાસોચ્છવાસ.

## 'ઇક' પ્રત્યયવાળા શબ્દો.

પ્રામાણિક, વ્યાવહારિક, અલૌકિક, દૈનિક, માસિક, વાર્ષિક, સ્વાભાવિક, વાસ્તવિક ઐતિહાસિક, ધાર્મિક, ઐચ્છિક, સામાજિક, માંગલિક, પ્રાથમિક.

**નીચેના શબ્દો ખાસ ધ્યાન રાખોઃ-**

વિરલ, રસિક, ધનિક, પથિક, સ્વીકાર, અંગીકાર, ભસ્મીભૂત, પ્રાચીન, અર્વાચીન, શ્રેષ્ઠ, ધર્મિષ્ઠ, રમણીય, નિદ્રા, સ્નાન, સૂર્ય માનનીય, પૂજનીય પાશ્ચાત્ય, અદ્દભુત, દિવસ, ચિહ્ન, પૂર્ણ, અનુકૂલ, પ્રતિકૂલ, ઉચિત, આશિષ, આશીર્વાદ, દંપતી, ઈતિહાસ, વિપરીત, પરાધીન, સ્વાધીન, આધીન, સુશીલ, મહિમા, સિવાય, વગેરે, હોશિયાર, દુનિયા, દરિયો (અથવા, હોશીઆર, દુનીઆ, દરીઓ ).

**તદ્દભવ શબ્દોમાં છેવટે હંમેશાં દીર્ઘ 'ઈ' આવે છે.** સિવાય કે અનુસ્વાર 'ઈ' સાથે હોય ત્યારે હ્રસ્વ 'ઇ' હોય છે. દૃષ્ટાંતઃ—

ઘી, કીડી, જોડણી, બિલાડી, મિજાજી, પાણી મોતી, હાથી, મિનાકારી, સોની, વગેરે, **પરંતુ** અહિં, તહિં, કહિં.

**'ઉ', 'ઊ' માટે નીચેના શબ્દો યાદ રાખોઃ—**

જૂ, લૂ, ભૂ, (પરંતુ) હું, તું, શું,

(વળી) કાજુ, લીંબુ, ખુલ્લું, પહોળું, સમજુ. એકથી વધારે સ્વર વાળો શબ્દ હોય ત્યારે છેવટે હ્રસ્વ 'ઉ' આવે છે.

## વ્યાકરણ.

**નામ.**

બાહ્ય ઈન્દ્રિયો કે મનવડે સમજી શકાય એવા પદાર્થ કે પ્રાણી અથવા ગુણ કે ક્રિયાનો બોધ–ઓળખાણ–જે શબ્દથી થાય તે નામ. તેના પ્રકારઃ—

(૧) સંજ્ઞાવાચક ( Proper ) જાતિવાચક ( Common ) અને (૩) ભાવવાચક ( Abstract ). તે ઉપરાંત, સમૂહવાચક (Collective) અને દ્રવ્યવાચક ( Material ). (૧) કોઈ એક જ પદાર્થ અથવા પ્રાણીને ઓળખવા માટે આપેલું નામ તે **સંજ્ઞાવાચક.** (૨) અમુક

સામાન્ય ગુણો જોવામાં આવવાથી કોઇ એક વર્ગની દરેક વ્યક્તિને આપવામાં આવે એવું નામ તે **જાતિવાચક**. (૩) મનથી ઓળખાય એવું ગુણ કે ક્રિયાનું નામ તે **ભાવવાચક**, સમાન ગુણવાળી વ્યક્તિ-ઓના સમૂહને આપેલું (પણ તે વ્યક્તિને ન આપી શકાય એવું) નામ તે **સમૂહવાચક**. [ પુસ્તકોનો સમૂહ તે પુસ્તકાલય. સૈનિકોનો સમૂહ તે સેના. એક પુસ્તકને પુસ્તકાલય ન કહેવાય; એક સૈનિકને સેના ન કહેવાય. ] જેની વ્યક્તિઓ આપણે ગણતા નથી અથવા ગણી શકતા નથી એવું સમૂહનું નામ તે **દ્રવ્યવાચક**. સંજ્ઞાવાચક અને ભાવવાચક નામ જાતિવાચક તરીકેઃ—તમે તો **ગાંધીજી** છો. ખરેખર, રમણ બીજો **નેપોલીઅન** છે. રમેશે મહેશ ઉપર મોટો **ઉપકાર** કર્યો. હિંમત ઉપર હરિહરે ઘણો **પ્રેમ** બતાવ્યો. ઉપકાર–ઉપકારનું કામ (ઉપકારનો ભાવ નહિ). પ્રેમ–પ્રેમનું ચિન્હ અથવા કામ.

**વિભક્તિ** (નામની)

વિભક્તિઓ સાત છે. [ આઠમીને સંબોધન અર્થે પ્રથમા કહે છે. ] છઠ્ઠી વિભક્તિ સિવાયની સઘળી વિભક્તિઓને **ક્રિયાપદ** જોડે સંબંધ હોય છે. (શું ?–શેને ? શા વડે ? શા માટે–શેને ? શે+માંથી ? શેમાં ) માટે તે વિભક્તિઓ **કારક વિભક્તિ** (કૃ–કરવું, કારક એટલે ક્રિયા સાથેનો સંબંધ ) કહેવાય છે. છઠ્ઠી વિભક્તિમાંનો શબ્દ બીજા **નામના** અર્થમાં વધારો કરે છે ( એને ક્રિયાપદ સાથે સીધો સંબંધ હોતો જ નથી. ) માટે એ **વિશેષણ વિભક્તિ** કહેવાય છે. 'રામની ચોપડી કબાટમાંથી રમણે લીધી.' 'રામની' શબ્દને 'લીધી' ક્રિયાપદ સાથે સીધો સંબંધ નથી, પણ 'ચોપડી' નામ સાથે વિશેષણ તરીકેનો સીધો સંબંધ છે, 'ચોપડી' 'કબાટમાંથી' અને 'રમણે' શબ્દોને ક્રિયાપદ 'લીધી' સાથે સીધો કારક સંબંધ છે.

ક્રિયાપદના સ્વરૂપ ઉપરથી પહેલી વિભક્તિ (કર્ત્તા)ના કે બીજી વિભક્તિ (કર્મ)ના અર્થનો બોધ થાય ત્યારે તે અનુક્રમે **અભિ-ત કર્તા કે અભિહિત કર્મ** કહેવાય છે. 'હું રોટલી ખાઉં છું.'

આ વાક્યમાં ક્રિયાપદ ' ખાઉં છું 'ના રૂપ ઉપરથી—'છું' રૂપ ઉપ-રથી- એવો બોધ થાય છે કે કર્તા 'હું' છે–'રોટલી' નહિ. માટે 'હું' **અભિહિત કર્તા** છે. પરંતુ ' મેં રોટલી ખાધી.' એ વાક્યમાં ક્રિયા-પદ ' ખાધી ' ના સ્વરૂપ ઉપરથી બોધ થાય છે કે કર્મ ' ચોપડી ' છે, કારણ કે બંનેની નારી જાતિ છે. ' રામ લંકા ગયા. '—આ આ વાક્યમાં 'ગયા' ક્રિયાપદના સ્વરૂપ ઉપરથી ( નર જાતિ ) બોધ થાય છે કે કર્તા ' રામ ' છે–'લંકા' નહિ. માટે 'રામ' અભિહિત કર્તા છે. પરંતુ 'રામે લંકા જીતી.' એ વાક્યમાં ક્રિયાપદના સ્વરૂપથી કર્મ ' લંકા ' અભિહિત ( કહેવાએલું ) છે, જે કર્મ કે કર્તા ક્રિયાપ-દથી અભિહિત હોય તે **ક્રિયાનાથ** કહેવાય. એ ક્રિયાનાથનાં જાતિ-વચન, અને પુરૂપ ક્રિયાપદને લાગે છે. 'હું રોટલી ખાઉં છું.' 'રામ લંકા ગયા. ' એ વાક્યોમાં ક્રિયાપદના સ્વરૂપ ઉપરથી કર્મનો બોધ થતો નથી–કર્મનો અર્થ કહેવાતો નથી, કારણ કે ક્રિયાપદને 'કર્મ'ની વિભકિત લાગી નથી. આવું કર્મ **અનભિહિત** ( નહિ કહેવાએલું ) **કર્મ** કહેવાય છે. પરંતુ ' મેં રોટલી ખાધી. ' ' રામે લંકા જીતી. ' ' રામ વડે લંકા જીતાઈ. ' એ વાકયોમાં ક્રિયાપદના સ્વરૂપ વડે કર્તાનો અર્થ કહેવાયો નથી કારણ કે કર્તા અને ક્રિયાપદની વિભકિત જુદી છે. આવો કર્તા તે **અનભિહિત કર્તા** કહેવાય છે.

**ક્રિયાપદ** (૧) અકર્મક ( Intransitive ) (૨) સકર્મક ( Transitive ) દરેકના બે વિભાગઃ (**क**) અપૂર્ણ ક્રિયાવાચક ( Verbs of incomplete predication ) અકર્મકઃ–' બે વરસમાં પ્રભાકર **પુરો હોશિયાર** થશે. હવે તો શહેરના કેટલાક રસ્તા **બહુ ચોકખા** જણાય છે.' (**ख**) સંપૂર્ણ ક્રિયા વાચક અકર્મકઃ–રામલાલ કાલે અહિં આવશે. (**ग**) અપૂર્ણ ક્રિયાવાચક **સકર્મક**ઃ–ઇંગ્લંડના રાજાએ મૅકડોનલ્ડને ફરી **પ્રધાનપદે** નીમ્યો. [ ' નીમ્યો 'નું કર્મ ' મૅકડોનલ્ડ ' છે; છતાં ' પ્રધાનપદે ' શબ્દ સિવાય ક્રિયાનો અર્થ અપૂર્ણ રહે છે. ] શિક્ષકે દરેક વિદ્યાર્થીને **બુદ્ધિમાન** ગણવો.

ચિતારાએ આ દેખાવ **આબેહૂબ** ચીતર્યો છે. **(ઘ)** સંપૂર્ણ ક્રિયાવાચક સકર્મક: રામે રાવણને માર્યો.

'આપી દે' 'કરી મૂક' 'લખી આપ.' 'કરી લે.' 'ખાઈ લે' આ અને આવી રીતે બે ક્રિયાપદ સાથે આવે અને બે ભેગાં મળીને ત્રીજો જ અર્થ આપે ત્યારે એ ક્રિયાપદ **સંયુક્ત ક્રિયાપદ** કહેવાય છે.

ક્રિયાપદમાંથી જ નીકળતો અર્થ અથવા ભાવ ક્રિયાપદનો કર્તા હોય ત્યારે તે **ભાવકર્તૃક** (ભાવ છે કર્તા જેનો તે) **ક્રિયાપદ** કહેવાય છે. દા. ત. મને **ગોઠતું નથી.** આજ બહુ **કઠે** છે. મને પેટમાં **દૂખે** છે.

કેટલાંક સકર્મક ક્રિયાપદને બે કર્મ હોય છે. 'શિક્ષકે વિદ્યાર્થીઓને કાવ્ય શીખવ્યું.' આ વાકયમાં બે કર્મ છે માટે 'શિખવ્યું' **દ્વિકર્મક ક્રિયાપદ** કહેવાય. **પ્રધાન** (Direct) અને **ગૌણ** (Indirect) એવાં એ બે કર્મનાં નામ છે. ગૌણ કર્મને **અકથિત કર્મ** પણ કહે છે.

**અર્થ** ( Mood ).

(૧) સ્વાર્થ, પ્રતિજ્ઞાર્થ અથવા નિશ્ચયાર્થ. (Indicative) (૨) આજ્ઞાર્થ (Imperative) (૩) વિધ્યર્થ (Potential) આ **અર્થ** આજ્ઞાર્થનું હળવું સ્વરૂપ છે. 'તમારે નિત્ય નિયમિત કામ કરવું.' (૪) સંકેતાર્થ (Potential) જે છોકરો **વાંચે** તેને કોઈએ હરકત ન કરવી. રોજનું કામ રોજ **કરો** તો ઘણો લાભ થશે. ક્રિયાતિપત્ત્યર્થ (Conditional) 'તમે વખતસર **ચેત્યા હોત** તો આવું પરિણામ **ન આવત.**'

**પ્રયોગ** (Voice)

પ્રયોગ એટલે ઉપયોગ, વાપર. ક્રિયાપદ કર્તાના અર્થમાં વપરાયું હોય તો (૧) **'કર્તરિ પ્રયોગ'** અને કર્મના અર્થમાં વપરાયું હોય તો **'કર્મણિ પ્રયોગ'**. 'કર્તરિ' એટલે 'કર્તામાં'–કર્તાના અર્થમાં. 'કર્મણિ' એટલે કર્મમાં–કર્મના અર્થમાં. (૩) **ભાવે**

**પ્રયોગ**, જેમાંથી ભાવનો એટલે ક્રિયાનો અર્થ નીકળે છે તે. (૧) 'રામ ગાદીએ બેઠા.' 'કૃષ્ણ વાંસળી વગાડે છે.' આ દાખલામાં અનુક્રમે અકર્મક અને સકર્મક ક્રિયાપદો કર્તરિ પ્રયોગમાં છે. **અકર્મક ક્રિયાપદને** કર્મ ન હોય; એટલે તેનો **કર્મણિ પ્રયોગ થતો જ નથી.** (૨) 'હરિલાલે પુસ્તક લખ્યું.' આ વાકયમાં સકર્મક ક્રિયાપદનો કર્મણિ પ્રયોગ છે. 'લખ્યું' ક્રિયાપદમાંથી કર્મ 'પુસ્તક' નો અર્થ નીકળે છે, માટે કર્મણિ (કર્મમાં) ક્રિયાપદનો પ્રયોગ–ઉપયોગ થયો છે. (૩) 'મારાથી બેસાયું.' 'સૂર્યથી પ્રકાશાયું.' 'રામથી જવાય છે.' આ વાકયોના ક્રિયાપદથી કર્તા કે કર્મનો બોધ થતો નથી; પણ બેસવાની, પ્રકાશવાની, જવાની, એ ક્રિયાનો–ભાવનો બોધ થાય છે. માટે તે **ભાવે પ્રયોગ** કહેવાય છે. **સકર્મક ક્રિયાપદના મૂળ ધાતુને ભાવે પ્રયોગ હોતો નથી.**; કારણ કે તેને કર્મ હોય છે. આ રીતે સકર્મકના બે પ્રયોગ–(૧) કર્તરિ (૨) કર્મણિ તથા અકર્મકના બે પ્રયોગ—(૧) કર્તરિ (૨) ભાવે પ્રયોજક (Causal) સકર્મક ધાતુનો ભાવે પ્રયોગ થઈ શકે છે. હરિલાલથી અંબાલાલને ન્યાયાધીશ પાસે શિક્ષા કરાવાઇ.' '**ભાવકર્તૃક ક્રિયાપદ અને ભાવે પ્રયોગ** ' **બે જુદી જ વસ્તુઓ** છે. 'મને દૂખે છે.' માં 'દૂખે છે' ભાવકર્તૃક ક્રિયાપદ છે. પણ 'મારાથી જવાય છે.' એમાં 'જવાય છે' ભાવકર્તૃક ક્રિયાપદ નથી; પણ એ ક્રિયાપદનો ભાવે પ્રયોગ થયો છે. **ભાવકર્તૃક ક્રિયાપદ હોવા સિવાય ભાવે પ્રયોગ હોઈ શકે.**

**અવ્યય**

(૧) ક્રિયાવિશેષણ અવ્યય (Adverb), (૨) નામયોગી અવ્યય (Preposition જેવાં, પણ નામની પાછળ મૂકાય); 'ઘર **મધ્યે**' 'મારી **આગળ**' 'નદી **લગણ**' 'છાતી **સરસો**' (૩) ઉભયાન્વયી અવ્યય (Conjunction) (૪) કેવળપ્રયોગી અવ્યય (Interjection).

**કૃદંત**

(૧) વર્તમાન (૨) ભૂતકૃદંત, 'ચિન્તવ્યો' 'ચિન્તવેલો' 'આપણો **ચિન્તવ્યો** અર્થ કાંઈ નવ સરે,' 'હારૂં **ધાર્યું** થાતું હોત તો...' ધારેલું. (૩) ભવિષ્ય. આપણો ધર્મ દેશની આબાદી **કરવાનો** છે. ખાનાર, પહેરનાર. **આ ત્રણ પ્રકારનાં કૃદંતો નામ કે વિશેષણ તરીકે વપરાય છે.** તેના બીજા ઉપયોગ પણ છે. 'તે દોડતાં દોડતાં પડી ગયો.' વગેરે. (૪) અવ્યય કૃદંત. લખી–લખીને, રમી–રમીને, આવી–આવીને. આ કૃદંતમાં વ્યય–ફેરફાર થતો નથી. (૫) સામાન્ય કૃદંત (Infinitive) 'કાલે કરવાનું **કહેવું** એ ન કરવાનું બ્હાનું છે.' 'તમારા **કહેવાથી** હું કરીશ, એમ ન સમજશો.' 'એના **બોલવામાં** ઢંગ નથી.' 'હું આપને **મળવા** આવ્યો છું.' મળવા=મળવા માટે. એને હેતુ (ચોથી વિભક્તિ) અર્થે સામાન્ય કૃદંત કહે છે. એ રૂપ 'મળવા' 'ખાવા' 'રમવા' અવ્યય જેવાં છે.

**સતિસપ્તમી**

જુઓ માર્ગદર્શન પૃ. ૩૯. '**દાંત** છતાં તે રાજાનાં ડાચાં બેસી ગયાં હતાં.' આ વાકયમાં દાંતની સાતમી વિભક્તિ છે. 'ખરૂં **જોતાં** તમારે એ ગાડીમાં બેસવું જોઈતું ન હતું.' આમાં 'જોતાં' વર્તમાન કૃદંતની તથા 'ખરૂં' ની સાતમી વિભક્તિ છે. 'ગરમ **લોહી વહેતે** મરવું બહેતર છે,'–'સ્વદેશાભિમાન.' 'લોહી' નો સપ્તમીનો પ્રત્યય લુપ્ત થયો છે. 'વહેતે' કૃદંત સાતમી વિભક્તિમાં છે.

**પદચ્છેદ**

નીચેના શબ્દો **દેખાવમાં એક સરખા** હોય છે; પરંતુ વાકયનાં બીજાં પદોના સંબંધ અનુસાર તેમનો **પદચ્છેદ જુદો જુદો** થાય છે

(૧) **અસલ** (**क**) **અસલ** આમ બનતું નહિ. (ક્રિયાવિશેષણ અવ્યય)
(**ख**) આ માલ **અસલ** છે, નકલ નથી. (વિશેષણ અવિકારી).

(૨) **આટલો-લી-લું** (क) **આટલું** કામ કરતા આવજો. (વિકારી વિશેષણ.)

(ख) **આટલો** મોટો મહેલ! (વિશેષણનું વિશેષણ).

(ग) **આટલા** મોડા આવો તે સારૂં નહિ. (ક્રિયાવિશેષણનું વિકારી વિશેષણ).

(૩) **ઉંચો-ચી-ચું** (क) આ ટેકરી કેટલી **ઉંચી** છે? (વિકારી વિશેષણ).

(ख) જરા **ઉંચો** બેસને. (વિકારી ક્રિયાવિશેષણ).

(૪) **કરતાં** (क) બીજા સૌ પર્વત **કરતાં** હિમાલય ઉંચો છે. (નામયોગી અવ્યય).

(ख) કામ **કરતાં** આળસ ન કરવું. (સતિ સપ્તમી-કૃદંત વિશેષણ તરીકે અવ્યયરૂપ).

(ग) ત્યાં સૌ કસરત **કરતાં**. (ક્રિયાપદ).

(૫) **કરીને** (क) હિસાબ **કરીને** ઘેર જજો. (અવ્યય ભૂતકૃદંત).

(ख) શાથી / શા દુઃખે } **કરીને** તમને દુઃખ થાય છે? (નામયોગી અવ્યય)

(૬) **કેવો-વી-વું** (क) તમે તે **કેવા** માણસ છો? (વિશેષણ).

(ख) તમે તે કેવા ખરાબ માણસ છો? (વિશેષણનું વિશેષણ).

(૭) **જરા** (क) **જરા** વાર છે. (અવિકારી વિશેષણ).

(ख) **જરા** બેસો, હમણાં એ આવશે. (ક્રિયાવિશેષણ અવ્યય).

(ग) **જરાથી** એનો દેહ જીર્ણ થઇ ગયો. (નામ)

(घ) **જરા** આઘા જાઓ. (ક્રિયાવિશેષણનું અવિકારી વિશેષણ)

(૮) **જે** (क) મોડા આવ્યા હોય તે ઉભા થાય. (સાપેક્ષ સર્વનામ)
(ख) **જે** છોકરા મોડા...ઉભા થાય. ( સાપેક્ષ વિશેષણ )
(ग) લખવા કારણ **જે** હરિહર બહુ માંદો છે. ( **यत्**–'ઇતિ'ના અર્થમાં ઉભયાન્વયી અવ્યય )

(૯) **જેમ** (क) ઘનશ્યામની **જેમ** હું પણ ભણીશ. ( નામ યોગી અવ્યય )
(ख) **જેમ** વખત જાય છે તેમ તમે મોટા થાઓ છો. ( સાપેક્ષ ક્રિયાવિશેષણ )

(૧૦) **જેવું** (क) જેવું વાવે તેવું લણે. ( સાપેક્ષ સર્વનામ વિકારી )
(ख) **જેવી** નિશાળ જોઈ, તેવો જ છોકરો રડવા મંડયો. ( સાપેક્ષ ક્રિયાવિશેષણ વિકારી, કાળવાચક )
(ग) **જેવો** બાપ (હોય) તેવો બેટા (હોય). ( સાપેક્ષ વિકારી વિશેષણ )

(૧૧) **તે** દર્શક સર્વનામ તથા દર્શક વિશેષણ.

(૧૨) **તેવું**. સર્વનામ, વિશેષણ અને ક્રિયાવિશેષણ.

(૧૩) (क) મેં રમવા **ના** કહી. (નામ)
(ख) નાસી જતો **ના**. ( ક્રિયા વિશેષણ અવ્યય )
(ग) હું આવું **ના** ? ( હું આવું કે **ના** આવું ? ક્રિ. વિ. અ. )

(૧૪) **નીચે** (क) **નીચે** બેસો, શેઠ આવે છે. ( ક્રિયાવિશેષણ )
(ख) મેજ **નીચે** ટોપલી છે. ( નામયોગી અવ્યય )

(૧૫) **પણ** (क) તમે આવ્યા; **પણ** મને વાર છે. ( ઉભયાન્વયી અવ્યય )
(ख) તમે **પણ** આવ્યા; બહુ સારૂં થયું. ( ક્રિયાવિશેષણ )

(૧૬) **પાછળ** (क) એમની ગાડી **પાછળ** આવશે. ( ક્રિ. વિ. )
(ख) અમારી ગાડી **પાછળ** એમની ગાડી ઉભી છે. ( નામયોગી અવ્યય )

(૧૭) **પાસે** (क) રામ **પાસે** બે રૂપીઆ છે. ( નામ યોગી અવ્યય )
(ख) મારી **પાસે** ઉભા રહો. ( નામયોગી અવ્યય )
(ग) **પાસે** ઉભા રહો. ( ક્રિયાવિશેષણ )
(૧૮) **પેલો**—દર્શક સર્વનામ તથા વિશેષણ.
(૧૯) **માટે**—(क) આ ખંડ સ્ત્રીઓ **માટે** છે. ( નામયોગી અવ્યય )
(ख) આ સૌનું કામ છે, **માટે** સૌએ મહેનત કરવી જોઇએ. ( ઉભયાન્વયી અવ્યય )
(૨૦) **વળી**—(क) આ છાપરાની **વળી** સારી નથી. ( નામ )
(ख) તેણે ચોરી કરી; **વળી** જૂઠું બોલ્યો. ( ઉભયાન્વયી અવ્યય )
(ग) દમયંતીએ **વળી** નળને સાદ કર્યો. ( ક્રિયાવિશેષણ )
(घ) પણેથી જમણા **વળી** આગળ ડાબા વળશો, એટલે નિશાળ આવશે. ( અવ્યય ભૂતકૃદંત )
(૨૧) **સરખું** (क) અમે બે ઉંમરમાં **સરખા** છીએ. (વિશેષણ)
(ख) **સરખા** ઉભા રહો. ( ક્રિયાવિશેષણ )

આવા અનેક શબ્દ છે. ધ્યાનમાં વાત રાખવાની એ છે કે, દરેક પદનો અર્થ તથા સંબંધ બરાબર સમજીને પદચ્છેદ કરવો.

## વાકય પ્રકાર.

લક્ષ્મણના જવા પછી રામ **આવ્યા**. ( સાદું )
લક્ષ્મણ **ગયા**; ને રામ **આવ્યા**. ( સંયુક્ત )
જ્યારે લક્ષ્મણ **ગયા** ત્યારે રામ **આવ્યા**. ( મિશ્ર )

(૧) જે વાકયમાં એક જ ક્રિયાપદ હોય તે **સાદું** વાકય. **( કૃદંત એ ક્રિયાપદ નથી. )**

(૨) એકથી વધારે સાદાં વાકયો ( એક જ ક્રિયાપદવાળાં વાકયો ) ને, અને, તથા, માટે, અથવા, વા, કે (or), કેમકે, કારણ કે, તે માટે, તેથી, પણ, પરંતુ, કિંતુ અને એવા શબ્દ વડે એવી રીતે જોડાયાં હોય કે જેથી કોઈ એક વાકયનો અર્થ સમજવાને

બીજા વાક્ય ઉપર **આધાર રાખવો ન પડે**, ત્યારે એ પ્રમાણે સંયુક્ત (જોડાએલાં) થએલાં વાક્યોનો સમૂહ તે '**સંયુક્ત વાક્ય**' કહેવાય છે.

(૩) બે કે તેથી વધારે વાક્યો (જે, જેમાં, જ્યારે, જેથી, કે (that); એટલે, આદિ શબ્દોથી) એવી રીતે જોડાયાં હોય કે તેમાંના એક વાક્યનો અર્થ પૂરો સમજવાને તેમાંના બીજા કોઈ વાક્ય ઉપર **આધાર રાખવો પડે** ત્યારે આખું વાક્ય **મિશ્ર વાક્ય** કહેવાય છે.

**મિશ્ર વાક્ય**માં આવતાં આધાર રાખનાર વાક્યના એ આધારના સ્વરૂપ પ્રમાણે **ત્રણ પ્રકાર** થાય છે. આધાર રાખનારૂં વાક્ય–સાપેક્ષ વાક્ય, આધાર ન રાખનાર વાક્યના–નિરપેક્ષ વાક્યના કોઇ પદના અર્થમાં વધારો કરે છે; અથવા તો આખું સાપેક્ષ વાક્ય નિરપેક્ષ વાક્યના કર્તા સાથે સમાનાધિકરણમાં (Same case) હોય છે, અગર નિરપેક્ષ વાક્યના ક્રિયાપદનું હોય છે. (૧) સાપેક્ષ વાક્ય વિશેષણનું કામ કરતું હોય તો તે **વિશેષણ વાક્ય** કહેવાય.

(૨) સાપેક્ષ વાક્ય ક્રિયાવિશેષણનું કામ કરતું હોય તો તે **ક્રિયાવિશેષણ વાક્ય** કહેવાય.

(૩) સાપેક્ષ વાક્ય નિરપેક્ષ વાક્યના કર્તા સાથે આખું સાપેક્ષ વાક્ય સમાનાધકરણમાં હોય અથવા નિરપેક્ષ વાક્યના ક્રિયાપદનું સાપેક્ષ વાક્ય કર્મ હોય તો તે સાપેક્ષ વાક્ય **નામવાક્ય** કહેવાય.

## વાક્યપ્રકાર નક્કી કરવાની રીત

(૧) આપેલા આખા વાક્યમાંથી ક્રિયાપદો (કૃદંત નહિ) શોધી કાઢવાં. [ કોઈક વાર એકાદ ક્રિયાપદ અધ્યાહાર રહે છે. ]

(૨) દરેક ક્રિયાપદને તેની જોડે જતા શબ્દ સમૂહો સાથે અલગ અલગ દરેક વાક્ય બોલી જોવું. અર્થ પુરો સમજાય તો તેને નિરપેક્ષ વાક્ય ગણવું. અર્થ સમજવામાં કંઇક ખૂટે તો તેને સાપેક્ષ વાક્ય ગણવું. દા. ત.

'જ્યારે લક્ષ્મણ ગયા' એટલું બોલતાં અર્થની અપેક્ષા રહે છે, માટે એ સાપેક્ષ વાક્ય છે.

જેમાં એક જ ક્રિયાપદ છે એવું એક જ નિરપેક્ષ વાક્ય છે તે વાક્ય **સાદું** કહેવાય.

(क) જેમાં અનેક સાદાં વાક્ય નિરપેક્ષપણે જોડાયાં હોય તે **સંયુક્ત વાક્ય** કહેવાય.

(ख) જેમાં બે કે વધારે મિશ્રવાક્યો નિરપેક્ષપણે જોડાયાં હોય તે આખું વાક્ય સંયુક્ત ગણવું. પરંતુ તેનાં અંગભૂત વાક્યો મિશ્ર છે એ સ્પષ્ટ રીતે કહેવું જોઇએ.

(ग) જેમાં એક યા વધારે સાદાં વાક્ય એક યા વધારે મિશ્ર વાક્ય સાથે નિરપેક્ષપણે જોડાયાં હોય તે આખું વાક્ય સંયુક્ત ગણવું. પરંતુ તેનાં અંગભૂત વાક્યોનું સ્વરૂપ સ્પષ્ટ પણે કહેવું જોઈએ.

(૩) એક જ વાક્ય નિરપેક્ષ (પ્રધાન) હોય અને બીજાં બધાં વાક્યો સીધી યા આડકતરી રીતે તે નિરપેક્ષ વાક્ય ઉપર આધાર રાખતાં હોય તો તે વાક્યને **મિશ્ર વાક્ય** કહેવું.

## પૃથક્કરણ.

મનુષ્ય બોલે છે, તેમાં (૧) જે વસ્તુને વિષે તે બોલતો હોય તેનું નામ–તેનું વર્ણન–આવે છે. (Naming Part) અને (૨) તે વસ્તુને વિષે એને જે બોલવું હોય તે આવે છે. (Stating Part) (૧) પહેલાને ઉદ્દેશીને વાક્ય બોલાય છે, માટે તેને **ઉદ્દેશ્ય** કહે છે. (૧) એ ઉદ્દેશ્યને વિષે જે કહેવાનું હોય–જે વિધાન કરવાનું હોય તે **વિધેય** કહેવાય છે. 'પેલો ધોળી ટોપી વાળો નાનો છોકરો ગદ્યકુસુમમાંથી લૈયાદાદાની વાર્તા વાંચે છે.' આ વાક્યમાં 'પેલો...છોકરો' એ ઉદ્દેશ્ય છે. અને 'ગદ્યકુસમમાંથી...વાંચે છે'. એ વિધેય છે. એમાં 'છોકરો' સાદું ઉદ્દેશ્ય છે, બાકીના શબ્દ સમૂહથી કયો છોકરો એ નક્કી થાય છે, 'છોકરો'ના અર્થમાં વધારો થાય છે; માટે 'પેલો', 'ધોળી ટોપીવાળો', અને 'નાનો' એ ઉદ્દેશ્યના વધારો કરનાર, એટલે

'ઉદ્દેશ્ય વર્ધક' કહેવાય છે. વસ્તુતઃ એ ઉદ્દેશ્યનો ભાગ જ છે.—તેજ પ્રમાણે 'વાંચે છે' એ સાદું વિધેય છે; 'ગદ્યકુસુમમાંથી' 'ભૈયાદાદાની વાર્તા' એ શબ્દસમૂહ વડે 'વાંચે છે', એ સાદા વિધેય 'ક્રિયાપદ' ના અર્થમાં વધારો થાય છે અથવા પૂર્ણતા આવે છે. પણ વસ્તુતઃ એ સૌ વિધેય જ છે.

**ઉદ્દેશ્યના અર્થમાં વધારો કેવી કેવી રીતે થઇ શકે ?** સાદું ઉદ્દેશ્ય પદ નામ હોય, સર્વનામ હોય, અથવા નામ તરીકે વપરાએલું વિશેષણ, કૃદન્ત, અવ્યય કે **વાકય** હોય.

એ પદમાં વધારો કરનાર શબ્દ (૧) સમાનાધિકરણ હોય. (૨) વિશેષણ હોય, (૩) છઠ્ઠી વિભક્તિના પ્રત્યયવાળો શબ્દ હોય, (૪) વિશેષણ તરીકે વપરાએલું કૃદંત, અવ્યય કે **વાકય** હોય. એ સંબંધમાં વિચારવાનું કામ પૃથક્કરણનું છે.

**વિધેય**ના અર્થમાં પૂર્ણતા કે વધારો અથવા બંને કેવી રીતે થઈ શકે, તે પાન ૪૨૮ ઉપરના કોઠામાં જુઓ.

વિધેય એકલું ક્રિયાપદ હોય. 'રામ **ગયા**'. પરંતુ કેટલાંક અકર્મક તથા સકર્મક ક્રિયાપદ અપૂર્ણ ક્રિયાવાચક હોય છે. તેમને ક્રિયાપૂરક હોય છે. સકર્મક ક્રિયાપદને કર્મ હોય છે. ક્રિયાપૂરક અને કર્મના અર્થમાં વિશેષણ અને વિશેષણ તરીકે વપરાએલાં સમાનાધિકરણ શબ્દ કૃદંત, છઠ્ઠી વિભક્તિના પ્રત્યયવાળા શબ્દ અને વાક્યથી વધારો થઈ શકે. વળી ક્રિયાપદના અર્થમાં તે ક્રિયાનો સમય, સ્થળ, રીત, કારણ, હેતુ વગેરે બતાવનારા શબ્દોથી, શબ્દસમૂહોથી અને વાક્યોથી વધારો થઈ શકે. આ સૌ વસ્તુતઃ વિધેય ગણાય. પૃથક્કરણ કરતાં આપણે એ વિધેયનાં અંગોનો સંબંધ શોધી કાઢવાનો છે.

જુદાં જુદાં વાક્યો લઈ આ સાથે આપેલા નમુના પ્રમાણે તેનું પૃથક્કરણ કરવાનો મ્હાવરો રાખવો, એ ખાસ જરૂરનું છે.

